પ્રકાશક:—
શ્રી કર્પૂરવિજયજી સ્મારક સમિતિ
મંત્રી–નરોત્તમદાસ ભગવાનદાસ શાહ
ગોપાળ ભુવન, પ્રિન્સેસ સ્ટ્રીટ–મુંબઈ

પ્રત ૧૦૦૦

મુદ્રક:—
શાહ ગુલાબચંદ લલ્લુભાઇ
શ્રી મહોદય પ્રિન્ટિંગ પ્રેસ
દાણાપીઠ–ભાવનગર.



સ્વ–સન્મિત્ર શ્રી કર્પૂરવિજયજી મહારાજ.

જન્મ સં. ૧૯૨૫.　　　　　　દીક્ષા સં. ૧૯૪૭ વૈશાક, શુદ ૬.

સ્વર્ગગમન સં. ૧૯૯૩ ના આસો, વદ ૮.

# પ્ર·સ્તા·વ·ના

**સંવત** ૧૯૯૪ના આશ્વિન કૃષ્ણાષ્ટમીએ એટલે કે સદ્‌ગુણાનુરાગી સન્મિત્ર મુનિમહારાજ શ્રી કર્પૂરવિજયજીની, સ્વર્ગવાસ પછીની પ્રથમ વાર્ષિક તિથિએ, શ્રી ગોડીજી મહારાજ( પાયધુની–મુંબઈ )ના ઉપાશ્રયે, શાસનપ્રભાવક, સમર્થ વ્યાખ્યાતા, સ્વ–પરશાસ્ત્રનિષ્ણાત શ્રીમદ્‌ વિજયમોહનસૂરીશ્વરજીના શિષ્ય અનુયોગાચાર્ય પંન્યાસજી મહારાજ શ્રી **પ્રીતિવિજયજી** ગણિવરની પ્રેરણાથી સ્થપાએલ **શ્રી કર્પૂરવિજયજી–સ્મારક સમિતિ** તરફથી, નિયત ઉદ્દેશાનુસાર અત્યારસુધીમાં, ' સન્મિત્ર સદ્‌ગુણાનુરાગી મુનિમહારાજ શ્રી કર્પૂરવિજયજી લેખસંગ્રહ ' નામના ગ્રંથના ત્રણ ભાગો પ્રગટ થઈ ચૂક્યા છે. આજે આ ચતુર્થ ભાગ પ્રગટ થાય છે.

લેખસંગ્રહ ભાગ ત્રીજાના ' બે બોલ 'માં જણાવવામાં આવ્યું છે કે:

" સ્વ૦ને વિદ્વાન્‌ શિષ્યસમૂહ નહોતો કે જેઓ એમની જીવનસ્મૃતિનું કાર્ય એમના સ્વર્ગવાસ પછી પણ જાળવવા પ્રયત્ન કરે. મુંબઈમાં પૂ. પં. પ્રીતિવિજયજી ગણિ, ગતવર્ષમાં ચાતુર્માસ હતા ત્યારે એમનો ' દાદા ' તરીકેનો ભક્તિભાવ એમણે વ્યાખ્યાનમાં સ્વર્ગસ્થની જયંતિના ગુણગાનમાં યાદ કર્યો અને સ્વર્ગસ્થના સ્મારકરૂપે એમની પ્રેરણાથી એમનું જ્વલંત નામ જોડી ' શ્રી કર્પૂરવિજય સ્મારકસમિતિ'ની સ્થાપના થઈ. "

' બે બોલ ' ના લેખક શ્રી ફત્તેહચંદ ઝવેરભાઈ છેલ્લે જણાવે છે: " આ રીતે સ્વ૦ ના સાહિત્યમય સાક્ષરજીવનનો પરિચય જનસમાજ સમક્ષ એકત્ર રૂપમાં પ્રકાશિત થવા માટે પૂ. પં. પ્રીતિવિજયજી ગણિ પ્રબલ નિમિત્તભૂત થયા છે. "

સમિતિના ઓનરરી ( માનદ ) મંત્રી શાહ નરોત્તમદાસ ભગવાનદાસે,

લેખસંગ્રહ પ્રથમ ભાગમાં, સ્મારક-પ્રેરક, સ્મારક-સમિતિ-સંસ્થાપક, ઉપદેશ દ્વારા સમિતિને દ્રવ્ય-સહાયક અનુયોગાચાર્ય પંન્યાસજી શ્રી પ્રીતિવિજયજીનો સંક્ષિપ્તમાં ભાવવાહી ભાષામાં પરિચય આપ્યો છે. તેમાંથી જાણવા મળે છે કે, પંન્યાસજી મહારાજ શ્રી પ્રીતિવિજયજી, સન્મિત્ર મુનિશ્રી કર્પૂરવિજયજીના સહવાસમાં ( પરિચયમાં ) પાદલિપ્તપુર-( પાલીતાણા )માં માત્ર પંદર દિવસ આવ્યા હતા, પણ એટલા અલ્પ પરિચયમાં પણ સન્મિત્ર મુનિશ્રી માટે તેમના હૃદયમાં એવી સચોટ છાપ પડી હતી કે તેમણે તે જ વખતે એ પુણ્યપુરુષના સ્મારક માટે બને તેટલું કરવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો. સંકલ્પરૂપ તે નિશ્ચય આજે મૂર્તસ્વરૂપમાં પ્રત્યક્ષ છે.

પંન્યાસજી શ્રી પ્રીતિવિજયજી મહારાજના શિષ્ય-પ્રશિષ્યપરિવારમાં પ્રવર્તક મુનિશ્રી સુભદ્રવિજયજી, મુનિશ્રી રંજનવિજયજી તથા મુનિશ્રી કંચનવિજયજી છે.

પંન્યાસજીનો પરિચય કરાવતાં માનદ મંત્રી " આ લેખસંગ્રહ અને હવે પછી જે પુણ્યનાં કામો આ સ્મારકસમિતિ તરફથી થશે તેનો મુખ્ય યશ તેમને જ ઘટે છે " એ પ્રમાણે કહી છેલ્લે જાહેર કરે છે કે :

" સમિતિનું કામ પંન્યાસજીની સૂચના અને સલાહ અનુસાર થતું હોવાથી ધર્મથી વિપરીત જરા પણ કાર્ય થવાનો સંભવ નથી. તેઓ આવાં અનેક ધાર્મિક કાર્યો કરી જૈનધર્મની ઉન્નતિ કરવા દીર્ઘાયુ થાઓ. "

સ્વર્ગસ્થ સદ્‌ગુણાનુરાગી સન્મિત્ર મુનિશ્રીએ, તેમના જીવનમાં સતત લખેલા છૂટા છૂટા લેખોને ગ્રંથરૂપે પ્રગટ કરી, તેનો અલ્પ મૂલ્યે પ્રચાર કરી, તેઓશ્રીનું સ્મારક ચિરસ્મરણીય રાખવું એ જ સમિતિનો ઉદ્દેશ છે. ગ્રંથનું ' લેખ-સંગ્રહ ' નામ જ તેમાં લેખોનો સંગ્રહ માત્ર છે એમ સૂચવે છે.

આટલા થોડા વખતમાં ચાર ચાર ભાગોનું પ્રકાશન, પંન્યાસજી

મહારાજ શ્રી પ્રીતિવિજયજીની ગણિની પ્રેરણા તથા માનદ મંત્રીની તમન્નાને આભારી છે.

પ્રથમ ભાગમાં સ્મારકોત્પાદક પંન્યાસજી મહારાજનો તથા સન્મિત્ર મુનિશ્રીનો સાદો ફોટો આપ્યો છે અને બીજા, ત્રીજા તથા ચોથા ભાગમાં સન્મિત્ર મુનિશ્રીનો રંગીન ફોટો દર્શનાર્થે આપવામાં આવ્યો છે.

સ્વર્ગસ્થ સન્મિત્ર મુનિશ્રીનું જીવનચરિત્ર લેખસંગ્રહ ભાગ બીજામાં આપવામાં આવ્યું છે.

× × ×

સન્મિત્ર મુનિશ્રીએ, 'શ્રી આત્માનંદ પ્રકાશ' માસિકના પુ. ૧૭ થી પુ. ૩૬ સુધીમાં લખેલા લેખોનો સંગ્રહ આ ચોથા ભાગમાં પ્રસિદ્ધ થાય છે.

નાના મોટા મળીને લેખોની કુલ સંખ્યા ૯૯ નવાણું છે. પૃષ્ઠ ૧૮૯ થી ૨૦૨ 'ઉપદેશશતક અપરનામ આભાણશતક'નો અનુવાદ છે. આ શતક વાચક ધનવિજયજીએ સંવત ૧૬૯૯ માં રચ્યું છે. પૃષ્ઠ ૨૦૨ થી ૨૧૨ 'યોગપ્રદીપનો ભાષાનુવાદ' છે. પૃષ્ઠ ૪૪ થી ૪૯ 'આચારાંગ સૂત્રનાં સુભાષિતો', પૃષ્ઠ ૪૯ થી ૫૩ 'શ્રી ઉત્તરાધ્યયન સૂત્રનો સદ્બોધ', પૃષ્ઠ ૫૩ થી ૬૨ 'વિશ્વવ્યાપક જૈન દર્શન', પૃષ્ઠ ૬૩ થી ૬૯ 'અનેકાન્તવાદનું સ્વરૂપ' એ શિર્ષકના લેખો છે. પૃષ્ઠ ૧૧૯ થી ૧૨૨ 'ઉપદેશમાળા અપરનામ પુષ્પમાળા પ્રકરણ અંતર્ગત હિતોપદેશ', પૃષ્ઠ ૧૨૩ થી ૧૨૮ 'સંવિગ્ન સાધુયોગ્ય કુલકના નિયમો: શ્રીમાન્ સોમસુંદર–સૂરીશ્વરકૃત કુલકનો ભાવાનુવાદ' છે. વિદ્યાર્થીઓને અંગે સાત લેખો છે. મુનિશ્રી હિતકર વચનોવાળા લેખો લખ્યા કરતા હતા અને તેનાં મથાળાંઓ પણ અર્થસૂચક, 'સુભાષિત, સુભાષિત પદસંગ્રહ, બોધવચનો, હિતવચનો' વગેરે વગેરે રાખતાં હતાં. એવા લેખો સારી સંખ્યામાં છે. તે ઉપરાંત શ્રી મહાવીર જીવન તથા જયંતિને લગતી સૂચનાઓ, શ્રી આત્મારામજી જયંતિ પ્રસંગે કરેલ વ્યાખ્યાનનો સાર, ભાવનાનું સંક્ષિપ્ત સ્વરૂપ,

પંચમહાવ્રતોની ભાવના, શ્રીમંતોનું કર્ત્તવ્ય, જૈનોનું ભિન્નભિન્ન પ્રસંગે કર્ત્તવ્ય, સમ્યક્ત્વ, ક્રિયાનો આદર વગેરે વિષયોને લગતા અન્ય લેખો છે.

પ્રથમ લેખ ગ્રંથપ્રારંભે મંગલાચરણરૂપ 'પ્રભુ–પ્રાર્થના' છે. તેમાંનાં પરમાર્થરૂપ નીચેના ચરણો મનન કરવા જેવા છે:—

**"જે જે તણી પ્રીતિ કરે, તે તે ખરેખર તે બને;**
**જે મહાવીર પર પ્રીતિ કરે, સાક્ષાત્ મહાવીર તે બને."** પૃષ્ઠ ૨

પૃષ્ઠ ૨૨૬–૨૨૭ માં 'મલિન વાસના–ભાવનાનું બળ તોડવા પ્રયત્ન' એ મથાળાના લેખમાં મુનિશ્રી, શ્રી દેવચન્દ્રજીકૃત પ્રથમ જિનેશ્વરના સ્તવનની કડીઓ ટાંકી, મલિન વાસનાને તોડવાનો એ જ અમોઘ ઉપાય બતાવે છે.

**પ્રીતિ અનંતી પરથકી, જે તોડે હો તે જોડે એહ;**
**પરમ પુરુષથી રાગતા, એકત્વતા હો દાખી ગુણગેહ.**

**ઋષભ જિણંદ શું પ્રીતડી.**

**પ્રભુજીને અવલંબતાં, નિજ પ્રભુતા પ્રગટે ગુણરાશ;**
**દેવચન્દ્રની સેવના, આપે મુજ હો અવિચલ સુખવાસ. ઋષભ૦**

સન્મિત્ર મુનિશ્રીનાં કેટલાંક સૂત્રો અત્રે ટાંકી, તેમના લક્ષ્ય (ધ્યેય) પરત્વે લક્ષ ખેંચવાનો પ્રયત્ન પ્રાસંગિક છે.

આજ મોટા ભાગે એવું જોવામાં આવે છે કે વાચકવૃંદ પોતાના મન્તવ્ય તરફ વાંચનને ઘસડી જાય છે. આથી લેખકનો આશય સિદ્ધ થતો નથી.

કોઈ પણ ગ્રંથ વાંચનાર વાચકની ફરજ છે કે, પોતાના વિચારો ભિન્ન હોય તો પણ પ્રથમ લેખકનો આશય સમજવાનો પ્રયત્ન કરવો.

આજનું જગત્ જંજાળો વધાર્યે જ જાય છે, જંજાળનાં જાળાંઓથી પોતે પોતાની મેળે જકડાયે જ જાય છે. પછી જિંદગીમાં રસ ન હોવાની

ફરિયાદ કરે છે. સન્મિત્ર મુનિશ્રી જિંદગી રસમય બનાવવાનો સુંદર કીમિયો બતાવે છે.

૪૬. "જિંદગી ટૂંકી છે ને જંજાળ લાંબી છે. જંજાળને ટુંકાવશો તો જિંદગી લાંબી ને રસમય લાગશે." પૃષ્ઠ ૨૭૪.

આજની દુનિયા દુન્યવી દુઃખો ટાળવા માટે જે જે અખતરાઓ કરે છે તે અખતરાઓ જ ખતરા છે. સન્મિત્ર સ્વાનુભવસિદ્ધ સાચો અખતરો દર્શાવે છે.

૧૦૦. "જેમ લોહીનો ડાઘ લોહીવડે ધોવાથી જતો નથી પણ પાણીથી જાય છે તેમ સાંસારિક સુખ–દુઃખ સંસારની કોઈ પણ વસ્તુથી મટતાં નથીઃ તેને માટે તો ત્યાગ ( ચારિત્ર–ભાવના રાખવી ) એ મુક્તિદાતા છે." પૃષ્ઠ ૧૯.

પૃષ્ઠ ૨૩૪–૨૩૫ માંનો 'આ તે જીવની કેવી જડતા?' લેખમાં જડતા દૂર કરી ચૈતન્ય પ્રગટાવવા મનનીય લખાણ છે.

સત્ય પાસે રાજ્યાદિક ઋદ્ધિ સમૃદ્ધિની તુચ્છતા મુનિશ્રી ઉપદેશે છેઃ—

૪૮. "જ્યારે સત્તા અને પ્રશંસા માટે બીજાઓ ખુશામત અને આજીજી કરતા હોય ત્યારે સાચા સત્યપ્રેમી પોતાના સત્યના રક્ષણ માટે ત્રિલોકના રાજ્યને પણ તુચ્છ ગણે છે." પૃષ્ઠ ૧૭.

'પવિત્ર જીવનને દેશકાળ નડતાં નથી.' એવું પણ મુનિશ્રી નિરૂપણ કરે છેઃ—

૮૪. "ગમે તેવાં સ્થિતિ–સંયોગો અને દેશકાળમાં પણ પવિત્ર અને પરોપકારી જીવન જીવી શકાય છે અને તે જ વાસ્તવિક જીવન છે." પૃષ્ઠ ૧૭.

સમાજ, દેશ કે ધર્મ, કોઈપણ ક્ષેત્રના તથાપ્રકારના આગેવાનોની કાયરતાને મુનિશ્રી ખુલ્લી કરે છેઃ—

૫૩. " સિંહની જેમ દઢતાપૂર્વક પોતાના પગ પર ઊભા રહેવાને બદલે એ મોઢે દ્વિઅર્થી બોલીને દાવપેચથી લોકાપવાદમાંથી છૂટી જવું તેના જેવું કાયરપણું બીજું એકે ય નથી." પૃષ્ઠ ૧૨.

સમાજ તથા દેશના નામે, આત્મહિતની અવગણના કરનારાઓને મુનિશ્રીનો ઉપદેશ છે:—

૭. " સમાજસેવા ને દેશસેવા એ ઉત્તમ છે, પણ આત્મસેવા એ સર્વથી ઉત્તમ છે; કેમકે જગતનાં સર્વ પ્રાણીઓને આત્મવત્ ગણે, પરધનને પથ્થર સમ ગણે અને પરસ્ત્રીને સ્વમાત તુલ્ય ગણે તેનાથી જ આત્મસેવા થઇ શકે છે." પૃષ્ઠ ૨૬૯

'અહિંસા' ને અંગે લખતાં, મુનિશ્રી પ્રથમ, કારણ પણ રજૂ કરે છે:—

" મહાવીરની અહિંસા વીરત્વપૂર્ણ છે અને તેનું સ્પષ્ટીકરણ અત્રે અસ્થાને નથી. ખાસ કરીને દેશની વર્તમાન સ્થિતિ મને સ્પષ્ટ લખવા પ્રેરે છે." પૃષ્ઠ ૩૮

તીર્થરક્ષા, ધર્મરક્ષા, બદમાશ ગુંડાઓથી સ્ત્રીઓના શીલની રક્ષા, હિંસકોથી પશુ આદિની રક્ષાને અંગે કર્ત્તવ્યનું તથા અહિંસાનું અત્ર નિરૂપણ કરી, જૈન દર્શનની અહિંસા પ્રત્યેના આક્ષેપોનો મુનિશ્રીએ પ્રતીકાર કર્યો છે.

પ્રસંગે પ્રસંગે મુનિશ્રીએ ટૂંકામાં દૃષ્ટાંતો પણ આપ્યાં છે. પૃષ્ઠ ૫૨ માં સંયતિરાજર્ષિનું દૃષ્ટાંત છે.

હિંસા કરીને, કૈંક મૃગલાંઓને મારીને એક ઘવાયલા મૃગ પાસે જતાં સંયતિ રાજવી, મૌન રહેલા મુનીશ્વરને જુએ છે: મુનીશ્વરના સંયમનો, મૌનનો પ્રભાવ તેને ચમકાવે છે: તેના હૃદયમાં હિંસા માટે પશ્ચાત્તાપ થાય છે. ધ્યાનમાંથી નિવૃત્ત થયા બાદ રાજવીને હિંસાના

પરિણામનું યથાર્થ ભાન કરાવી તેનો ઉદ્ધાર કરે છે. આનું નામ તે **મહાત્મા !**

હિંસા કરીને આવનારને આવકાર આપનાર, હિંસામાં કર્ત્તવ્યારોપણ કરનારમાં 'મહાત્મા' પદનું આરોપણ, તે તે પદની મશ્કરી છે: અવહેલના છે. હિંસામાં ધર્મ સ્થાપનારની ગણના મહાપાપીમાં મુનિશ્રી ગણાવે છે.

૩૮. "મહાપાપી–આપઘાત કરનાર, વિશ્વાસઘાત કરનાર, સદ્ગુણ લોપનાર, ગુરુદ્રોહી, ખોટી સાક્ષી ભરનાર. ખોટાને સહાય આપનાર, હિંસામાં ધર્મ સ્થાપનાર, વારંવાર પચ્ચખ્ખાણ ભાગનારને મહાપાપી જાણવા." પૃષ્ઠ ૭૯–૮૦.

સુંઠને ગાંગડે ગાંધી બનેલા કૈક, 'અહિંસા' જેવા પવિત્ર તત્ત્વના ચેડાં કરી જગતને ઉન્માર્ગગામી બનાવે છે.

સબલ સામે 'અહિંસા'નો ઉચ્ચાર અને નિર્બલ સામે ગોળીબાર, છતાં ત્યાં ગણાવવો અહિંસાનો વ્યવહાર એ તો દંભની પરાકાષ્ઠા છે!

કલાશિક્ષણ વગેરેમાં પરમાર્થના બહાને, આજના કેળવાયલાઓ હિંસાનો પણ બચાવ કરે છે; એટલું જ નહિ પણ હિતોપદેશકોની સામે મોરચા માંડે છે. સન્મિત્ર મુનિશ્રી કહે છે—

૩૧. "જીવદયા પ્રશંસા–જીવદયા ધર્મનું મૂલ છે–જ્યાં (જેમાં) જીવદયા નથી તેનું શ્રુત પાતાલમાં પેસી જાઓ, ચતુરાઈ વિલય પામો અને બીજા ગુણો અલોપ થાઓ! જીવદયાવડે જ તે બધા સાર્થક છે." પૃષ્ઠ ૮૯.

સન્મિત્ર મુનિશ્રી હિતસંદેશ સમર્પતાં કેળવણીને અંગે લાલબત્તી ધરી બતાવે છે—"વિદ્વાન્ ન્યાયાધીશો ન્યાયને બજારુ ચીજની માફક વેચે છે, સંસ્કારી ગણાતા વકીલો અને બેરીસ્ટરો અસીલોને નીચોવવા

કજીયાઓ લંબાય તેવી અવળી સલાહ આપે છે અને સેવાના ધીરસ્તાનો દાવો કરતા ડૉક્ટરો લક્ષ્મી લૂંટવા માટે દયાપાત્ર દર્દીઓ પ્રત્યે યમનું આચરણ કરે છે. આજની કેલવણીની પરાકાષ્ઠાએ પહોંચેલા આ લોકોનું આ આચરણ જોયા પછી લક્ષ્યહીન આજીવિકા માટે જ લેવાતી વિદ્યાનાં કેવાં ઝેરી ફળો પાકે છે તે કહેવા માટે શબ્દો પૂરતા નથી."

છેવટે મુનિશ્રી સ્પષ્ટતયા પ્રકાશે છે: "તે જ ખરી વિદ્યા છે કે જે અંતે મુક્તિ તરફ લઇ જાય." પૃષ્ઠ ૧૪૮–૧૪૯.

ગૃહસ્થજીવનમાં સન્મિત્રે પણ મેટ્રિકની પરીક્ષા પાસ કરી હતી, પણ બીજા ભાગમાં આપવામાં આવેલા મુનિશ્રીના જીવનચરિત્રમાંથી જાણવા મળે છે કે, શ્રાવકકુળને અંગે બાલ્યવયથી ધાર્મિક સંસ્કાર, માતાની પ્રેરણાથી શ્રી વૃદ્ધિચંદ્રજી મહારાજના વ્યાખ્યાનમાં જવું, ગુરુશ્રી સાથેનો પરિચય વધવો, જૈનધર્મના તત્ત્વોનો રંગ લાગવો, વ્રતનિયમાદિમાં પ્રવૃત્તિ વગેરેનું પરિણામ એ આવ્યું કે ઇંગ્લીશ શિક્ષણની કોઈ બૂરી અસર ન થતાં તેમની જ્ઞાનપિપાસા બેહદ વધી ગઈ અને તેમનું હૃદય વધુ પ્રમાણમાં ત્યાગીજીવન પ્રતિ ઢળતું ગયું.

સ્વરાજ્ય, સ્વાતંત્ર્યની ઇચ્છા સૌને છે: સન્મિત્ર વાસ્તવિક માર્ગ બતાવે છે:—

૧૨. "ભારતનાં સંતાનોનાં શિક્ષણનો ભાર જ્યાં સુધી સાચા ત્યાગીઓના શિરે પાછો નહિ મૂકવામાં આવે ત્યાં સુધી ભારતને પારકા જોડા ઉપાડવા જ પડશે. (પારકી આજ્ઞા માનવી જ પડશે)". પૃષ્ઠ ૨૪૧.

પોતાને નવસર્જક કહેવરાવનારાઓએ આગમને અભરાઈએ મૂકવાનો પ્રજલ્પવાદ કર્યો છે: સન્મિત્રનો સંદેશ છે—

"આગમની આવશ્યકતા–મિથ્યાત્વી જનોથી વ્યાપ્ત અને સાક્ષાત્ જિનેશ્વરના વિરહવાળા તેમ જ કેવલજ્ઞાની વગરના આ કલિકાલમાં વીત-

રાગ પ્રભુએ પ્રરૂપેલા આગમનો જો આધાર ન હોત તો ભવ્યજનોને વસ્તુતત્ત્વનો બોધ શી રીતે થઇ શકત ?" પૃષ્ઠ ૮૭.

પૃષ્ઠ ૨૮૧ માં 'પર્યુષણ પર્વ અને આપણું કર્ત્તવ્ય' એ લેખમાં મુનિશ્રી કલ્પસૂત્રશ્રવણને કર્ત્તવ્ય જણાવે છે.

આજે એક વર્ગ, પર્યુષણ પર્વમાં નવાં વ્યાખ્યાનો ગોઠવી, ઇરાદાપૂર્વક પરમપૂજ્ય શ્રીકલ્પસૂત્રની અવગણના કરે છે તે શોચનીય છે.

આજકાલ જયણા પ્રત્યે દુર્લક્ષ વધતું જાય છે. પૃષ્ઠ ૩૦૮ માંનો તે વિષયનો લેખ વાંચવા ખાસ ભલામણ છે કે જેથી પ્રવૃત્તિ માત્રમાં જયણાપાલનનું ભાન રહે.

'જૈનકુળમાં જન્મેલ મનુષ્યે વ્યવહારમાં કેમ વર્તવું ?' આ લેખમાં જૈને માબાપ સાથે, ભાઈ ભાંડું સાથે, સ્ત્રી સાથે, પુત્ર તથા સગા-સંબંધી સાથે, સ્વજનો સાથે, ગુરુ સાથે, બીજા ધર્મવાળા સાથે, જુદા જુદા અવસરે કેમ વર્તવું તે બતાવ્યું છે. ભોજન તથા દાન કરવાની રીત દર્શાવી છે. ભોજન કરવાની રીતમાં, ચંડાળ વગેરેના દેખતાં ખાવાનો નિષેધ છે. અસ્પૃશ્યતા જેવું કાંઇ છે જ નહિ એ કથનનો આ નિષેધમાં જવાબ સમાયો છે.

ચાહ, બીડી, સિનેમા, નાટક વગેરે વ્યસનો તજવાં, રાત્રિભોજન તથા અભક્ષ્યાદિ તજવાં, ધર્માનુષ્ઠાનમાં આદર કરવો, વગેરે વિષયોને લગતા લેખોની વિગત માટે અનુક્રમણિકા જોઇ લેવી.

મુનિશ્રી સન્મિત્ર તરીકે ઓળખાતા હતા. જૈનધર્મ પ્રકાશ પુ. ૩૩, પૃ. ૧૨૭ માં 'સાચા મિત્રનાં લક્ષણ' એ લેખમાં મુનિશ્રીએ સન્મિત્રનાં લક્ષણો જણાવ્યાં છે. એ લેખ, લેખસંગ્રહ ભાગ ૧ લામાં પૃષ્ઠ ૭૫ ઉપર છે. લેખના મથાળે મૂકાયેલા શ્લોકનું પ્રથમ ચરણ જ કહે છે કેઃ—

**पापान्निवारयति योजयते हिताय ।**

સન્મિત્ર મુનિશ્રીની પ્રવૃત્તિ પાપથી નિવારવાની તથા હિતમાં યોજવાની જ હોય એ સ્પષ્ટ છે.

મુનિશ્રીએ નિદાન કરી ચિકિત્સા બતાવી છે. આરોગ્ય ઇચ્છનારે અમલ કરવો જોઇએ.

કેવલ સ્વપરકલ્યાણાર્થે કલમ, કાગલ, કર અને કાળ( સમય )નો ઉપયોગ કરનાર સન્મિત્ર મુનિશ્રી કર્પૂરવિજયજી મહારાજના લક્ષ્યને લક્ષમાં રાખી વાચકવૃંદ લેખસંગ્રહ વાંચે, વિચારે અને વર્તનમાં મૂકે જેથી તેઓશ્રીનો, પંન્યાસજીનો તથા સ્મારકસમિતિનો ઉદ્દેશ સફળ થાય.

× × ×

સન્મિત્ર મુનિશ્રી કર્પૂરવિજયજીનો જન્મ સંવત ૧૯૨૫માં સૌરાષ્ટ્ર દેશમાં, વલ્લભીપુર ( વળા ) ગામમાં થયો હતો. તેમના પિતાનું નામ **અમીચંદ** અને માતાનું નામ **લક્ષ્મીબાઈ** હતું. ધર્મનિષ્ઠ આ દંપતીને પ્રથમ સંતાનમાં પુત્રી હતી : દ્વિતીય સંતાન તે આ લેખસંગ્રહના વિધાતા. માતાપિતાએ તેમનું નામ '**કુંવરજી**' રાખ્યું હતું. માતાપિતા તથા દાદા-દાદીનાં લાડકોડમાં ઉછરતા 'કુંવરજી' ને યોગ્ય વયે શાળામાં દાખલ કર્યા.

સાચાં માતાપિતા તેઓ જ છે કે જેઓ બાલ્યવયથી જ પોતાનાં સંતાનોને ધર્મના સંસ્કારો આપે છે. ધન્ય છે તેવી માતને અને તેવા તાતને !

ભવિષ્યમાં સાધુ થનાર પુણ્યાત્માની માતા સાક્ષાત્ લક્ષ્મીસ્વરૂપ લક્ષ્મીબાઈની હાર્દિક પ્રેરણાથી કુંવરજીભાઇ પર્વતિથિએ વ્યાખ્યાન સાંભળવા જતા હતા.

વધુ અભ્યાસાર્થે તેમને ભાવનગર રહેવા જવાની ફરજ પડી. પુત્રવત્સલ માતાએ ત્યાં ( ભાવનગર ) સાથે રહેવાનું નક્કી કર્યું. તેમણે મેટ્રિકની પરીક્ષા પસાર કરી.

ભાવનગરમાં તેમણે શાંતમૂર્તિ શ્રી વૃદ્ધિચંદ્રજી મહારાજનાં વ્યાખ્યાનો

સાંભળ્યાં. જૈનદર્શનના પૂજ્ય મુનિપુંગવોનાં વ્યાખ્યાનોમાં વૈરાગ્યનાં પોષણ વિના બીજું શું હોય? જેઓએ સંસારને વોસિરાવ્યો (તજ્યો) છે તેઓ તે વિના બીજો કયો ઉપદેશ આપે? અર્થ–કામના સર્વથા ત્યાગીઓના ઉપદેશમાં અર્થ–કામને સ્થાન નથી. જૈનદર્શનના મહાત્માઓની દેશનામાં તો એક જ ધ્વનિ હોય છે:—

**શીતલ નહિ છાયા રે આ સંસારની,**
**કૂડી છે માયા રે આ સંસારની;**
**કાચી એ કાયા રે છેવટ છારની,**
**સાચી એક માયા રે જિન અણગારની.**

મનુષ્યભવ, આર્યદેશ, આર્યકુળ, સુદેવ–સુગુરુ–સુધર્મનો યોગ, પ્રભુની વાણી સાંભળવાનો પ્રસંગ–આ તમામ અધિકાધિક દુર્લભ છે. પરમ પુણ્યોદયે જ પ્રાપ્ત થાય છે. પ્રભુની અમીય સમાણી વાણી સાંભળ્યા પછી રુચવી એ અતીવ દુર્લભ છે: તેમાં રુચિ હોવી એ પણ મહાન્ પુણ્યોદય છે. જૈનકુળમાં અવતરવા છતાં ય કૈકને એ વાણી ખૂંચે છે અને તેવાઓ તરફથી તે પવિત્ર વાણી સામે બળવો કરવા સુધીનો પાપોદય પણ ક્યાં જોવામાં નથી આવતો?

કુંવરજીભાઇની તત્ત્વજ્ઞાન મેળવવાની જિજ્ઞાસા વધી–વધતી ગઇ. પ્રવચનશ્રવણ ચાલુ રાખ્યું અને સદ્‌ગુરુનો સમાગમ વધાર્યો. ભવનો અંત કરનાર સંતના સંગના રંગે દિનપ્રતિદિન પોતે રંગાતા ગયા અને વ્રત, નિયમાદિનો અભ્યાસ વધારતા ગયા. જૈનદર્શનવિહિત તત્ત્વોનું જ્ઞાન મેળવતા ગયા અને સાથે સાથે આત્મશક્તિને પણ કેળવતા ગયા. આનું પ્રથમ પ્રત્યક્ષ પરિણામ તો એ જ કે ઇંગ્લીશ શિક્ષણની એમને ભૂરી અસર થઇ નહિ. દૃષ્ટિ ફરે ત્યાં સૃષ્ટિ ફરે છે. સમ્યગ્દૃષ્ટિને મિથ્યાશ્રુત (જ્ઞાન) પણ સમ્યગ્ રૂપે પરિણમે છે: બિચારા મિથ્યાદૃષ્ટિને સમ્યગ્જ્ઞાન પણ મિથ્યા રૂપે પરિણમે છે.

"સંસાર અસાર છે, જીવન ક્ષણભંગુર છે, સોનેરી સમયને વ્યર્થ

વેડફી નાંખવો એ સુશિક્ષિતનું કામ નથી, તકની રાહ જોનારાઓ માટે સમય થોભતો નથી, કાર્યસાધકોએ તો તક ઊભી કરવી જોઇએ. ” આવી ભાવનાઓમાં કુંવરજીભાઈ મશગૂલ હતા. એવામાં એમની ધર્મ-સંસ્કારપ્રેરક પૂજ્ય માતાનું અવસાન થયું. પ્રસૂતિસમયની તીવ્ર વેદના તથા મૃત્યુ જોઇ, માતૃભક્ત કુંવરજીભાઇને દુઃખ પણ થયું. પણ એ જ દુઃખને, એમણે સંસારમાંથી—સંસારરૂપી ભયંકર દાવાનળમાંથી સત્વર નીકળવાનો નિર્ણય કરવાનું નિમિત્ત બનાવ્યું.

માતા ગયાં અને પોતે પ્રવ્રજ્યા લે તો તેથી પિતાને પરિતાપ થવાનો એમ પોતે જાણતા હતા પણ ‘ બન્ધુજનો પણ માયાનાં બન્ધન છે ’ એ સૂત્ર તેમની જાણ બહાર નહોતું. પ્રભુવાણીના પરિણમનનો એ પ્રભાવ હતો કે જેથી તેઓ પોતાના નિર્ણયમાં ડગ્યા નહિ.

મેટ્રિક સુધીનો અભ્યાસ હતો એટલે નોકરી રાજ્યમાં પણ મળે તેમ હતું પણ પોતાને પ્રભુશાસનની સેવા કરવી હતી એટલે તે નોકરીનો અસ્વીકાર થયો.

દીક્ષાના પ્રયત્નોને અંગે થતી મુશ્કેલીઓને વટાવી, પિતાદિ પરિવારે કરેલા ઉત્સવપૂર્વક કુંવરજીભાઇએ સંવત ૧૯૪૭ ના વૈશાક શુદ ૬ ના દિવસે શાંતમૂર્તિ શ્રી વૃદ્ધિચંદ્રજી મહારાજ પાસે, ભાવનગરમાં ભાગવતી દીક્ષા અંગીકાર કરી. ધન્ય છે બાવીશ વર્ષની વયે પ્રવ્રજ્યા લેનારને! શ્રી વૃદ્ધિચંદ્રજી મહારાજના તેઓ આઠમા શિષ્ય હતા. હવે ‘ કુંવરજી ’ મટી મુનિશ્રી કર્પૂરવિજયજી થયા. જૈનદર્શનની દીક્ષામાં સંસારીપણાના નામને પણ રદ કરવામાં આવે છે. તેમનાં લગ્ન થયાં નહોતાં એટલે કહો કે તેઓશ્રી બાલબ્રહ્મચારી જ હતા.

ભૂતકાળમાં થયેલા, ભવિષ્યમાં થનારા અને વર્ત્તમાનમાં છે તેવા મહાપુરુષો જે વિજયવંતા ત્યાગમાર્ગને આભારી છે તેવા સ્વપર—એકાન્ત કલ્યાણપ્રદ માર્ગમાં કાંટા વેરનારાઓ, કાયદા ઘડાવનારાઓ, પોતાને કેળવાયલા કહેવરાવે છે! આ તે કેળવણી છે કે કેળવણીનું લીલામ ?

દીક્ષા લીધા બાદ બે વર્ષે મુનિશ્રીના ગુરુદેવ શાંતમૂર્ત્તિ શ્રી વૃદ્ધિચંદ્રજી મહારાજ સ્વર્ગે સંચર્યા.

મુનિશ્રી સંયમીજીવનમાં આગળ વધ્યા. અભ્યાસ વધારવો, જૂદે જૂદે સ્થળે વિહાર કરવો, સદુપદેશ દેવો, તીર્થયાત્રા કરવી તથા કર્મક્ષયાર્થે તપ કરવો, મુનિવરોના જીવનમાં આ સિવાય બીજું શું હોય?

કાશીમાં તેમના બે ચાતુર્માસ થયા હતા. તે વખતે કાશીમાં પાઠશાળા ચાલતી હતી અને તે સંસ્થાના સ્થાપક તેમના ગુરુભાઇ શ્રી વિજયધર્મસૂરિજીના પત્રથી તેઓ ત્યાં ગયા હતા. ત્યાંની પદ્ધતિને અંગે તેમનો મતભેદ થવાથી તેઓ ત્યાંથી વિહાર કરી શ્રી સમેતશિખરજી તરફ ગયા બાદ પોતાના વિચારોને વ્યક્ત કરવાનો નિર્ણય કર્યો અને હાથમાં કલમ લીધી.

**મળ્યું બહુ ધન રૂપાળું, બદન કે વિદ્યા પ્રસન્ન;**
**કર્યો પરમાર્થ તો તો જાણ, મળ્યું એ પ્રમાણ.**

**સાક્ષર ડાહ્યાભાઇ ધોળશાજી.**

શરૂઆતમાં જૈનહિતબોધ વિગેરે પુસ્તકોનું પ્રકાશન થયું. શ્રી જૈન ધર્મ પ્રકાશ, આત્માનંદ પ્રકાશમાં તેમના લેખો પ્રાયઃ ચાલુ આવતા હતા. નામની સાથે તેમની સંજ્ઞા 'સદ્‌ગુણાનુરાગી' તથા 'સન્મિત્ર' હતી.

જીવનભરમાં તેમણે સાદી ભાષામાં ઘણું સાહિત્ય લખ્યું છે.

તેમના વિચારો જ તેમના જીવનનું પ્રતિબિંબ છે.

દુષ્કર સાધુધર્મને જે પ્રકારે ગ્રહણ કરે તે પ્રકારે વહન કરનાર મુનિવરોને ધન્ય છે!

મુનિશ્રીના આ સુરમાં આપણે સુર મેળવીએ.

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

જે પાંચે વ્રત ,મેરુભાર નિવહે, નિ:સંગ રંગે રહે,
પંચાચાર ધરે પ્રમાદ ન કરે, જે દુ:પરિસા સહે;
પાંચે ઇન્દ્રિ તુરંગમા વશ કરે, મોક્ષાર્થને સંગ્રહે,
એવો દુષ્કર સાધુધર્મ ધન તે, જે જ્યું ગ્રહે ત્યું વહે.

લેખસંગ્રહ ભા. ૨, પૃ. ૧૦૬.

શ્રી ચિદાનંદજીનું બની શકે તેટલું અનુકરણ કરવા તેઓ તત્પર રહેતા હતા.

તેઓશ્રીના સુડતાલીસ ચાતુર્માસમાં સત્તર ચાતુર્માસ પાલીતાણામાં થયા છે. પાછલા જીવનમાં શ્રી સિદ્ધગિરિની આરાધનાર્થે તેઓ પાલીતાણામાં જ રહેતા હતા.

કેટલાક વિચારોમાં અન્ય મુનિશ્રીઓથી આ મુનિશ્રી ઓછે કે વત્તે અંશે ભિન્ન હતા તે સ્પષ્ટ છે.

સંવત ૧૯૯૩ ના આસો વદિ આઠમે પાલીતાણામાં જ તેઓનો સ્વર્ગવાસ થયો છે.

સ્થૂલ દેહથી તેઓ અદશ્ય થયા છે; તેમણે સર્જેલા સાહિત્યથી તેઓ પ્રત્યક્ષ અને સજીવન છે.

તેમના શિષ્ય-પ્રશિષ્યોની સંખ્યા અતિ અલ્પ છે:—

૧. શ્રી પુન્યવિજયજી.
૨. શ્રી ધનવિજયજી.
૩. શ્રી યત્નવિજયજી.
૪. શ્રી લલિતવિજયજી.

તેમના જીવનચરિત્રમાં જણાવ્યા મુજબ તેમના આ રીતે ચાર શિષ્યો છે. જેમાં શ્રી પુન્યવિજયજી કાળધર્મ પામ્યા છે. તેમના બે શિષ્યોનાં નામ:—૧. શ્રી મનોહરવિજય. ૨. શ્રી પ્રધાનવિજય છે.

તેમના ગુરુભાઈ શાસનસમ્રાટ્ આચાર્યદેવ શ્રીમદ્ વિજયનેમિસૂરિશ્વરજી ( આ પ્રસ્તાવના લખાય છે ત્યારે જેઓનું ચાતુર્માસ ' વળા ' માં જ છે ) બહોળું અને વિદ્વાન્ શિષ્યમંડળ ધરાવે છે.

તેમનો દીક્ષાપર્યાય ૪૬ વર્ષનો: તેમનું વય ૬૮ વર્ષ.

સન્મિત્રે સર્જેલા સાહિત્યના સારરૂપ, તેમના એક સંદેશને, પ્રસ્તાવના પૂર્ણ કરતાં સ્મરી લઈએ—

૮૯. " આ સંસારરૂપી નાટકમાં નટની પેઠે આપણે અનેક પ્રકારના વેષ લઇ થાકયા જ હોઇએ તો હવે એવો એક વેષ લાવીને ભજવવો જોઇએ કે જેથી મુક્તિરૂપ સ્ત્રીના વલ્લભ થઇએ."

( લેખસંગ્રહ ભા. ૨, પૃ. ૩૨૧. )

**ભીખાભાઈ છગનલાલ શાહ**

મુંબઈ.



# જૈન સાધુઓમાં અજોડ સાધુ
## સદ્‍ગત સદ્‍ગુણાનુરાગી મુનિ મહારાજશ્રી
## કર્પૂરવિજયજી મહારાજ



( આંતરનામ: ભુજંગી છંદ. )

કથ્યાં પુસ્તકો રત્ન સમાં વિશ્વમાંહી;
જગ યશ જીવન મુનિ થઈ વહાવી,
મહા કર્મ રાજ તણો જય કરીયો;
જય 'અમર' પદ મહારાજ લહીયો.

---

( આંતરલીપિકા : રાગ હરિગીત. )

સદ્‍ગત મુનિમહારાજનાં, વિયોગ વસમાં લાગતાં;
દયાસાગર એ મુનિ ભવિજનોને પ્રતિબોધતાં. ૧

ગુરુરાજ આ વીસમી સદીમાં, 'આનંદઘન' યાદ આપતાં;
(ણા) નામ જેવી શુદ્ધ સુવાસ, જગમહીં પસરાવતાં. ૨

નૂતન યુગના નૂતન યોગી, નૂતન શિક્ષણને લઈ;
રાગદ્વેષથી પર થવાને, પ્રેમના પંથે જઈ. ૩

ગીરિરાજની પવિત્ર ભૂમિ, વાસ કરતાં એ ક્ષેત્રમાં;
મુનિરાજ વયોવૃદ્ધ છતાં પણ, યાત્રા ચૂકે ન દિનમાં. ૪

નિત્ય નિયમ શુદ્ધ સંયમ, ખાંડાધારે પાળતાં;
મહારાજ દીક્ષા કોઇને નહિ, યોગ્યતા વિણુ આપતાં. ૫

હાલનાં સૌ સાધુઓમાં, અજોડ સાધુ એ થયાં;
રાખી ટેક આ કળિકાળે, ધન્ય મુનિ જૈનમાં થયાં. ૬

જગતમાં ભારતભૂમિ, પવિત્ર મહાત્માએ ભરી;
શ્રી જૈનશાસનમાં ખરે, અદ્‌ભુત વ્યક્તિઓ વિચરી. ૭

કર્પૂરવિજયજી મુનિ, જ્યોતિ સમાં ઝળકી ગયાં;
રટણ હૃદય શુદ્ધ ભાવના, સાદાઇમાં નિશદિન રહ્યાં. ૮

પૂસ્તકો લખી જ્ઞાનગંગા, ધોધ જગ વહેતાં કર્યાં;
રત્નસમ આ જીવનને, મહાજ્ઞાન વાણીએ વર્ણ્યાં. ૯

વિજય કરવા કર્મ પર, તપ જપ સંયમને ગ્રહ્યાં;
જગજીવનાં કલ્યાણમાં, મુનિરાજનાં જીવન વહ્યાં. ૧૦

યશ કે પદવી કોઇ, ઉપાધિ કંઇ વ્હોરી નહિ;
જીવ્યા જગે પરમાર્થકાજે, વિશ્વબંધુત્વ ભાવમહીં. ૧૧

મન હતું સિદ્ધ-છાંયમાં, લેવી સમાધિ એમ થયું;
હાથમાંથી મુનિરત્ન, આજ દેવલોકે વસ્યું. ૧૨

રાગી હતાં સદ્‌ગુણતણાં, ને શાંતમૂર્તિ સ્વભાવમાં;
જગમાં ગુરુ મહારાજનું, છે નામ 'અમર' જૈનમાં. ૧૩

મુનિરાજનો ચરણોપાસક-
**અમરચંદ માવજી શાહ.**



# ઉપોદ્‌ઘાત

પૂ૰ મહારાજ શ્રી કર્પૂરવિજયજી જૈનસમાજમાં બહુ જ સારી રીતે પ્રખ્યાતિ પામેલા હતા. અને જે લોકો ન જાણતા હોય તેઓને પણ તેઓશ્રીના આ લેખસંગ્રહથી તેઓ કેવા હતા તેનું આબેહૂબ ચિત્ર માલૂમ પડશે, કારણ કે જેમ આંગ્લ કવિ એમર્સન કહે છે તેમઃ—

" Man does not speak but he exposes himself." અર્થાત્ મનુષ્ય બોલતો ( લખતો ) નથી પરંતુ તે યથાર્થ કેવો છે તે જગતને જાહેર કરે છે. એટલું જ નહિ પરંતુ તેઓનું આગામી જીવન પણ કેવું હશે તેની યથાર્થ રૂપરેખા તેઓના લેખસંગ્રહમાં દોરાયેલી જોશે.

તેઓ ગુણદૃષ્ટિ હતા અને સર્વમાં એવી ભાવના તેઓની હતી કે, સૌ ગુણવાન થાય. તેઓશ્રી જે બોલતા અને જે માનતા તેવું જ લખતા; અને પોતાના તેમ જ બીજાના લેખો દ્વારા જગતને સારું શું અપાય એવા સાહિત્યનો ફેલાવો કરતા.

સાધુજીવન પણ તેઓશ્રીનું એટલું બધું સાદામાં સાદું હતું કે, તેઓ સાધુઓમાં જીવનપરિપાટીના આદર્શ હતા. અને સાધુઓએ કેમ વર્તવું જોઇએ તે કહેવા કરતાં પણ પોતાના વર્તનદ્વારા દેખાડતા હતા.

તેઓને પોતાનાં પુસ્તકો ઉપર પણ મોહ નહિ હતો અને તે પુસ્તકો સર્વનાં કે જેને જોઇતાં હોય તેઓનાં છે એમ માનતા અને તે પ્રમાણે વર્તતા. જાણવા પ્રમાણે તેઓ ખાદી જ પહેરતા અને વ્યાખ્યાન અવસરે પણ ખાદીના ચંદ્રવા, પુંઠીયા હોય ત્યાં વ્યાખ્યાન વાંચતા એવો અનુભવ આ લેખકને ભાવનગરમાં થયો હતો.

વળી જે જગ્યાએ તેઓશ્રીનો વિહાર થતો હતો ત્યાંના વતનીઓને કોઈ પણ પ્રકારનો ખર્ચ તેઓના નિમિત્તે થાય તેવું કરતા નહિ.

તેઓ આત્માર્થી રહી બીજાઓને આત્માના જ્ઞાન તરફ લઇ જવા બહેનો અને ભાઇઓને પ્રેરણા કરતા. તેઓ બાલબ્રહ્મચારી હતા. જ્ઞાનપૂર્વક ક્રિયાપણું તેઓમાં વિશેષ હતું, તેથી કરીને જ્ઞાન પામતા અને ક્રિયા કરતાં તે બેઉની ઉપર તેઓની પ્રમોદવૃત્તિ તરી આવતી.

તેઓ સત્યપ્રિય અને નિર્દંભ હતા. હૃદયમાં સરળ હોવાથી બીજાઓને પણ તેવા સમજતા. ગુણદૃષ્ટિ એ તેમનું લક્ષ હતું. દોષ સાંભળવામાં કંઈક બ્હેરા લાગતા હતા અને કહેવામાં તો મૂંગા જ હતા.

જૈન ધર્મ ઉપર તેમની અડોલ પ્રીતિ હતી. અને એ જ જાણવા યોગ્ય છે તેમજ એ પ્રમાણે જીવન ઘડવાનું છે એવી જ તેમની અટલ શ્રદ્ધા હતી. બીજા ધર્મની કે બીજાં દર્શનો વિષે ચર્ચા કે વાદવિવાદમાં તેઓશ્રી નહિ પડતા. આદર્શ સાધુ હોવાથી ખરેખર તેઓ આચાર્ય હોવા જોઇએ પરંતુ તેઓનો નિર્મોહ તેમને તેમ થવા દેતો નહિ. વૈરાગ્ય, તપ અને વ્રત એ જ જાણે જીવન હોય તેવું એમને જોતાં કોઇને પણ માલૂમ પડી આવતું.

લાલનના તે યુવાવસ્થાના મિત્ર હતા અને મેટ્રિકની પરીક્ષા પાસ કર્યા પૂર્વે તેની તૈયારી કરવા લાલનને ઘેર રહીને જ અભ્યાસ કરતા. તેમના શ્રાવક અવસ્થાના સ્નેહનો અને તેમની સાધુ અવસ્થાનો વારંવાર પરિચય લાલનને મળેલ હોવાથી ઘણા અકથ્ય લાભ થયા હતા અને હજુ પણ થયા કરતા હોય એમ જણાય છે.

આ તેઓશ્રીનો લેખસંગ્રહ તેમના અક્ષરજીવનનો ફોટો છે.

અમદાવાદ
તા. ૯-૮-૪૦

વીરનંદી
**ફતેહચંદ કપૂરચંદ લાલન.**

# શ્રી કર્પૂરવિજયજી સ્મારક સમિતિ



સન્મિત્ર, સદ્‌ગુણાનુરાગી પૂજ્ય મુનિરાજ શ્રી કર્પૂરવિજયજી જેઓ સં. ૧૯૯૩ ના આસો વદિ ૮ મે દેહમુક્ત થયા તેમની પહેલા વર્ષની પુણ્યતિથિ ઉજવવાને મુંબઇમાં શ્રી જૈન બાળ મિત્રમંડલ તથા ખંભાત વીશા પોરવાડ જૈન યુવક મંડળના આશ્રય નીચે ગોડીજીના ઉપાશ્રયમાં અનુયોગાચાર્ય પંન્યાસજી શ્રી પ્રીતિવિજયજી ગણિવરના પ્રમુખપણા નીચે એક સભા સં. ૧૯૯૪ ના આસો વદિ ૮ ના રોજ મળી હતી. તે વખતે શેઠ મોહનલાલ હેમચંદ ઝવેરી તરફથી એમનું નામ કાયમ રાખવાની સૂચના થતાં એમ નિશ્ચય થયો કે ' એ પુણ્યપુરુષનું નામ કોઇ સંગીન યોજના કરીને ચિરસ્થાયી કરવું. ' પછી શેઠ મોહનલાલ હેમચંદ ઝવેરીએ તેને માટે જો ફંડ થાય તો રૂ. ૧૦૧) ભરવા ઇચ્છા દર્શાવી. તે વાતને પુણ્યાત્મા પૂજ્ય કર્પૂરવિજયજીના ગુણોથી અતિશય આકર્ષાયેલ ચિત્તવાળા પંન્યાસજી **પ્રીતિવિજયજીએ** ટેકો આપ્યો અને પોતાથી બની શકતી દરેક જાતની સહાય આપવા તત્પરતા બતાવી. તે મીટિંગમાં શેઠ મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ, મોહનલાલ દીપચંદ ચોકસી, રાજપાળ મગનલાલ વહોરા, નરોત્તમદાસ ભગવાનદાસ શાહ તથા વાડીલાલ જેઠાલાલ શાહે સમયોચિત ભાષણો કર્યાં; તેથી પંન્યાસજી બહુ પ્રસન્ન થયા અને પોતાથી બની શકે તે રીતે શ્રાવકો પર આગ્રહપૂર્વક લાગવગ ચલાવી, એને પરિણામે સારી રકમો ભરાણી.

સમિતિનું કામ નાણાં ભરનારા સભ્યોની મીટિંગમાં નીમાએલી વ્યવસ્થાપક સમિતિ કરે છે. તેમાં નીચેના ગૃહસ્થો છે:—

૧ મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ ૪ વાડીલાલ જેઠાલાલ શાહ.
૨ વાડીલાલ ચતુર્ભુજ ગાંધી. ૫ હીરાભાઇ રામચંદ મલબારી.
૩ મોહનલાલ દીપચંદ ચોકસી. ૬ નરોત્તમદાસ ભગવાનદાસ શાહ
૭ રાજપાળ મગનલાલ વહોરા

વ્યવસ્થાપક સમિતિએ નરોત્તમદાસ ભગવાનદાસ શાહની માનદ મંત્રી તરીકે નિમણુક કરી છે અને બેંક ઑફ ઇંડિયામાં પૈસા રાખવાની ગોઠવણ કરી છે. શેઠ કાંતિલાલ ઇશ્વરલાલ, મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ, મોહનલાલ દીપચંદ ચોકસી અને વાડીલાલ ચતુર્ભુજ ગાંધી એ ચાર નામથી બેંકમાં ખાતું ખોલ્યું છે.

શ્રી કર્પૂરવિજયજી લેખસંગ્રહનું પ્રેસકોપી અને સંશોધનનું કામ માસ્તર લક્ષ્મીચંદ સુખલાલ શાહ કરે છે.

સમિતિએ ઠરાવ કર્યો છે કે મુનિ કર્પૂરવિજયજી મહારાજના જે લેખો ‘ શ્રી જૈનધર્મપ્રકાશ ’ માં, ‘ શ્રી આત્માનંદપ્રકાશ ’ માં, ‘જૈન’ પત્રમાં અથવા બીજા પત્રોમાં આવ્યા હોય તે સર્વનો સંગ્રહ કરીને એક લેખસંગ્રહ બહાર પાડવો. તે પ્રમાણે સંવત ૧૯૯૫ ના ભાદરવા શુદિ દસમે પહેલો ભાગ બહાર પડ્યો હતો. તે પછી બીજો ભાગ સંવત ૧૯૯૬ ના પોષ શુદિ ચોથે બહાર પડ્યો હતો. ત્રીજો ભાગ સંવત ૧૯૯૬ ના અશાડ શુદિ નોમે બહાર પડ્યો હતો અને આ ચોથો ભાગ આજે બહાર પડે છે.

સમિતિએ ઠરાવ્યું છે કે રૂા. ૫૦૧) ભરનારને પાંચ નકલ મફત આપવી, રૂા. ૨૫૧) ભરનારને ત્રણ નકલ મફત આપવી, રૂા. ૧૦૧) ભરનારને એક નકલ મફત આપવી અને તેથી ઓછું ભરનારને અર્ધી કિંમતે એટલે પડતર કરતાં પા કિંમતે આપવી. સામાન્ય જૈન ભાઇ, જેણે કંઇ ભર્યું ન હોય, તેને અર્ધી કિંમતે આપવી. આ ઉપરથી જોઇ શકાશે કે આ સમિતિનો ઉદ્દેશ પૂજ્ય મુનિરાજના પુણ્યરૂપ જ્ઞાનકાર્યમાં બની શકતી રીતે વધારો કરવાનો છે.

આ લેખસંગ્રહના ભાગો **મેઘજી હીરજી બુકસેલર, પાયધુની, મુંબઇને** ત્યાંથી તથા **શ્રી જૈનધર્મપ્રસારક સભા, ભાવનગર** પાસેથી મળી શકશે.

જે મુનિરાજો, સાધ્વીજીઓ તથા જૈન સંસ્થાઓને આ પુસ્તક મેળવવા ઇચ્છા હોય તેઓને પોસ્ટેજના ચાર આના મોકલવાથી વિના મૂલ્યે મળી શકશે.

પૂજ્ય મુનિરાજ શ્રી કર્પૂરવિજયજીના પ્રશંસકો, ગુણાનુરાગીઓ અને સર્વ જૈન બંધુઓને આ સમિતિ સંબંધી જે કાંઇ જાણવા ઇચ્છા હોય તેમણે

**શાહ નરોત્તમદાસ ભગવાનદાસ-ગોપાલ ભુવન**
પ્રિન્સેસ સ્ટ્રીટ—**મુંબઇ.**

એ શિરનામે પત્ર લખવો, જેથી બધી માહિતી મળી શકશે.

ફંડમાં બની શકતી સહાય કરવા દરેક વાચકબંધુને નમ્ર વિનંતિ છે. જ્ઞાનાવરણીય કર્મનો ક્ષય કરવાનો આવો ઉત્તમ ઉપાય જવલ્લે જ જડી આવશે. ફંડમાં પૈસા ભરનાર ભાઇઓનો આભાર માનવામાં આવે છે.

વિ. સં. ૧૯૯૬
ભાદરવા વદિ ૦))
**મુંબઇ**

**નરોત્તમદાસ ભગવાનદાસ શાહ**
માનદ મંત્રી

પંન્યાસજી પ્રીતિવિજયજીના ઉપદેશથી

## શ્રી કર્પૂરવિજયજી સ્મારક સમિતિના ફંડમાં સહાય આપનારનાં મુબારક નામો.

### વર્ગ પહેલો-પેટ્રન

| | |
|---|---|
| ૧ શેઠ માણેકલાલ ચુનીલાલ જે. પી. | રૂા. ૫૦૧) |
| ૨ રાવસાહેબ કાંતિલાલ ઈશ્વરલાલ જે. પી. | ૫૦૧) |
| ૩ સંઘવી જીવરાજ કમળશીની વતી ભાઈ કસળચંદ કમળશી | ૫૦૧) |
| ૪ શેઠ વાડીલાલ ચતુર્ભુજ ગાંધી | ૫૦૧) |
| ૫ ,, મોહનદાસ વસનજી હ. હરકીસનદાસ | ૫૦૧) |

### વર્ગ ત્રીજો

| | |
|---|---|
| ૧ શેઠ મોહનલાલ હેમચંદ ઝવેરી | ૧૦૧) |
| ૨ ,, મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ | ૧૦૧) |
| ૩ ,, શાંતિલાલ દયાળજી | ૧૦૧) |
| ૪ ,, માણેકચંદ જેચંદ જાપાન | ૧૦૧) |
| ૫ ,, સકરચંદ મોતીલાલ મૂળજી | ૧૦૧) |
| ૬ ,, વાડીલાલ પુનમચંદ | ૧૦૧) |
| ૭ ,, સેન્ડહર્સ્ટરોડના ઉપાશ્રય તરફથી હા. શેઠ મંગળદાસ | ૧૦૧) |
| ૮ ,, શેઠ કરમચંદ ચુનીલાલ | ૧૦૧) |
| ૯ ,, ગિરધરલાલ ત્રિકમલાલ | ૧૦૧) |

### વર્ગ ચોથો

| | |
|---|---|
| ૧ શેઠ નાનાલાલ હરિચંદ | ૫૧) |
| ૨ ,, દુર્લભજી મૂળચંદ | ૫૧) |

### વર્ગ પાંચમો

| | |
|---|---|
| ૧ શેઠ જીવરાજ ભીખાભાઈ | ૨૫) |
| ૨ ,, માણેકચંદ કુંવરજી કુંડલાવાળા | ૨૫) |
| ૩ ,, ગોવિંદજી વિઠલદાસ વાળુકડવાળા | ૨૫) |
| ૪ ,, છોટાલાલ મગનલાલ ભાવનગરવાળા | ૨૫) |

| | | |
|---|---|---|
| ૫ | ડૉ. ગિરધરલાલ ટી. મોદી | રૂા. ૨૫) |
| ૬ | શેઠ રણછોડભાઇ રાયચંદ | ૨૫) |
| ૭ | શાહ નરોત્તમદાસ ભગવાનદાસ | ૨૧) |
| ૮ | શેઠ અમરચંદ ઘેલાભાઇ ગાંધી | ૨૧) |
| ૯ | ,, જાદવજી ઝવેરભાઇ ભાઇચંદ | ૧૫) |
| ૧૦ | ,, મોહનલાલ મગનલાલ | ૧૫) |
| ૧૧ | ,, હરખચંદ કપુરચંદ | ૧૫) |
| ૧૨ | ,, ફતેચંદ ઝવેરભાઇ ભાઇચંદ | ૧૧) |
| ૧૩ | ,, વાડીલાલ સાંકળચંદ વોરા | ૧૧) |
| ૧૪ | ,, હરખચંદ રતનચંદ–ચાંદવડ | ૧૧) |
| ૧૫ | ,, ખૂમચંદ ગુલાબચંદ–શીશોદરા | ૧૧) |
| ૧૬ | ,, દલીચંદ ગુમાનચંદ | ૧૧) |
| ૧૭ | ,, ભોગીલાલ પુરુષોત્તમદાસ–અમદાવાદ | ૧૧) |
| ૧૮ | ,, હીરાભાઈ રામચંદ મલબારી | ૧૧) |
| ૧૯ | ,, શાંતિલાલ ઓધવજી | ૧૧) |
| ૨૦ | ,, કાળીદાસ નેમચંદ–મોરવાડા | ૫) |
| ૨૧ | ,, મોહનલાલ દીપચંદ ચોકસી | ૫) |
| ૨૨ | ,, મણિલાલ કુંવરજી–રાધનપુર | ૫) |
| ૨૩ | ,, ગુલાબચંદ ડાહ્યાભાઈ | ૫) |
| ૨૪ | ,, નટવરલાલ હરકીસનદાસ | ૫) |
| ૨૫ | ,, છોટુભાઇ ભીખાભાઇ | ૫) |
| ૨૬ | ,, વનમાળીદાસ ઝવેરચંદ | ૫) |
| ૨૭ | ,, લાલચંદ કેશવજી હા. સોભાગચંદ | ૩) |
| ૨૮ | ,, રતિલાલ ફૂલચંદ | ૨) |
| ૨૯ | ,, વાડીલાલ જેઠાલાલ શાહ | ૨) |
| ૩૦ | રા. રાજપાળ મગનલાલ વ્હોરા | ૧। |

# શ્રી કર્પૂરવિજયજી લેખસંગ્રહ ભાગ ચોથાના વિષયોની લેખાનુક્રમણિકા



ક્રમાંક પૃષ્ઠાંક

ક્રમાંક | પૃષ્ઠાંક

પૂ. આ. શ્રી
ચન્દ્રસાગરસૂરિજી-
જ્ઞાનભંડાર
નં. ૨૭૮

સદ્‌ગુણાનુરાગી સન્મિત્ર મુનિ મહારાજ
શ્રી કર્પૂરવિજયજી

# લેખ સંગ્રહ

## ભાગ ૪ થો.




આ. શ્રી ચન્દ્રસાગરસૂરિજી
જ્ઞાનભંડાર ગ્રન્થ નં. ........

## પ્રાર્થના.



ઉપકારો સંભારી, પ્રભુ વહાલ કરું;
પ્રભુ વહાલ કરી, પ્રભુ ભક્ત બનું.
પ્રભુ ભક્ત થવા, બ્રહ્મચારી બનું;
બ્રહ્મચારી થવા, વનવાસી બનું.
મુજ જીવનમાં, પ્રભુ પ્રેમ ભરું.

જે જે તણી પ્રીતિ કરે, તે તે ખરેખર તે બને;
જે મહાવીર પર પ્રીતિ કરે, સાક્ષાત્ મહાવીર તે બને.
સાગરવરગંભીરક થવા જીવું, મેરુ સમાન સુધીર થવા જીવું;
ચંદ્ર સમાન નિર્મળ થવા જીવું, ચંદન સમ શીતળ થવા જીવું.
એવું રૂડું જીવું આજ રે, થાયે ધન્ય જીવ્યું મારું.

[ આત્માનંદ પ્રકાશ, પુ. ૩૪, પૃષ્ઠ ૭૩ ]





# સાધુ સહકારી મંડળની યોજના.

નિઃસ્વાર્થ વૃત્તિવાળા ઉદારદિલના સાધુજનોનું બનેલું એક એવું મંડળ યોજવાની જરૂર છે કે જેમાંના દરેક સાધુ ચાલુ જમાનાને ઓળખી, પરિસ્થિતિ વિચારી, સ્વધર્મને બાધ ન આવે પણ તેને ટેકો-પુષ્ટિ મળે તેવો વ્યવહારુ ઉપદેશ, મંડળની આજ્ઞા અને સૂચના મુજબ, દરેક યોગ્ય સ્થળે, શકય રીતે, આપવા કટિબદ્ધ રહે. માન-અપમાન કે નિંદા-સ્તુતિ તરફ લક્ષ નહીં રાખતાં સ્વકર્ત્તવ્ય તરફ પૂરતું લક્ષ રાખે-રાખ્યા કરે.

**શાસનસેવા** અને **સમાજહિત** એ ખાસ તેઓમાંનાં દરેકનો **મુદ્રાલેખ** બને.

ઉપરોક્ત સેવા અને હિતકૃત્ય જાતે કરવા, કરનારને બનતી દરેક સહાય આપવા અને તેનું અનુમોદન કરવા કશો પ્રમાદ ન કરે.

વિશેષમાં પોતાના ઉપદેશપ્રભાવથી અથવા સુગુણજ્ઞ સંત-સાધુજનોનો સમાગમ યા પરિચય કરીને ઉક્ત મંડળનાં કાર્ય-ઉદ્દેશની રક્ષા તથા વૃદ્ધિ થવા પામે તેવા સાધુ-સહકારનો વધારો કરે.

ઉક્ત મંડળની રૂએ જે જે હિતકાર્યો થવા પામે તેની સામાન્ય રીતે નોંધ રાખી અન્ય જિજ્ઞાસુ તથા હિતૈષી જનોના હિતની ખાતર તે પ્રસિદ્ધ કરવા-કરાવવા બનતો પ્રબંધ યા પ્રયત્ન કરે.

[ આત્માનંદ પ્રકાશ પુ. ૧૭, પૃ. ૨૨૨. ]

# શ્રી મહાવીરના ઉપદેશનું રહસ્ય.

૧. સહુ જીવોને તમે સ્વાત્મા સમાન ગણી સહુ સાથે ભાઇચારો રાખો, તેમને દુઃખ-સંકટ પડે તેમાં બનતી સહાનુભૂતિ આપો. ગમે તેવો દુશ્મન હોય તેને પ્રેમથી અપનાવો-પોતાનો મિત્ર કરો.

૨. વૈરીનો ઉદ્ધાર ખાસ કરીને કરવો, તેથી વૈરની પરંપરા છૂટી જાય છે. એવી સદ્બુદ્ધિ સૂઝે તેવો પ્રયત્ન કરવો જરૂરનો છે.

૩. પાપકર્મ પ્રત્યે ભલે તિરસ્કાર રાખો પણ પાપી જીવ તરફ લગારે તિરસ્કાર ન રાખો. શુદ્ધ પ્રેમભાવથી તેની ભૂલ સુધારવી ને તે ફરી ફરી પાપકર્મથી દુઃખી થવા ન પામે એવો એને પુણ્યમાર્ગ બતાવો.

૪. તદ્દન દુઃખદાયક કદાગ્રહ દુર્ગુણને તજી ખૂબ ઉદાર દિલના બનો. સદા પ્રસન્નતા સેવી તમે તત્ત્વોપદેશનું ઠીક મનન કરતા રહો.

૫. રાગ, દ્વેષ, ભય, વિષયવિકાર અને મોહ કષાયને જીતી લ્યો, ધીરજ રાખો, સુખ-દુઃખ સમયે વિશેષ સમભાવ રાખવા પ્રયત્ન કરો.

૬. દુર્ગતિ-અવનતિ આપનાર અહંકાર ને મમકાર ( હું અને મારું ) તજો. તપ તથા સંયમસેવનમાં રક્ત રહો અને લોભ-તૃષ્ણા માત્રને દૂર કરો.

૭. મિથ્યાત્વ-અસત્ય આગ્રહ તજી, સત્ય-સમ્યક્ત્વની ઉપાસના કરો, કષ્ટ પડે તેથી ડરો નહીં અને સિંહ જેવા શૂરવીર બનો. કોપ કરી શ્વાન જેવા ન બનો.

૮. આત્મજ્ઞાની અને આત્મદર્શી બનો અને સંક્લેશ બુદ્ધિ તજો. પ્રમાદ જીવન દૂર તજી દૃઢતાથી સદાચારનું પાલન કરો.

૯. જેમ બને તેમ ભોજનાદિક વ્યવહારમાં સંયમ ને સાદાઇ રાખો, વસ્ત્ર, પોશાકમાં પણ સાદા બનો, શુદ્ધ વસ્તુથી સંતોષ ધરો, વિશ્વપ્રેમ ( સંપૂર્ણ જગત ) સાથે પ્રેમભાવ જાગૃત રાખી સઘળાં હિતકાર્ય કરો, તમામ પાપકર્મ તજી, શુદ્ધ-નિર્મળ ધર્મ-કર્ત્તવ્ય સેવતા રહો.

૧૦. 'સહુનું કલ્યાણ-મંગળ થાય' એવી મૈત્રીભાવના સદોદિત જાગૃત રાખો. દયા, ક્ષમાદિક ગુણમાં રક્ત રહી, બને એટલી જનસેવામાં તત્પર રહો, જેથી સ્વપરહિતમાં વૃદ્ધિ થયા કરે. બસ એટલું જ કહેવાનું છે. આવા ટૂંકા પણ આત્મબોધથી જાગૃત રહેતાં જરૂર કલ્યાણ થાય છે.

૧૧. ઉપર બતાવેલા ટૂંક પણ આત્મબોધને મેળવી લઇ એ મુજબ ચાલવાથી-આચરણ કરવાથી પોતાના આત્મપ્રદેશો ખૂબ નિર્મળ થવા પામશે અને અનુક્રમે સૂર્યોદયની પેઠે સ્વાત્મપ્રકાશ જાગશે, જેથી સ્વપરનું અવશ્ય હિત થઇ શકશે. પૂર્વે પણ એવા ચારિત્ર સદાચરણનું દૃઢતાથી પાલન કરતાં અનંતા જીવોનું કલ્યાણ થયું છે તેમ આપણું પણ કલ્યાણ અવશ્ય થઇ શકશે.

[ આત્માનંદ પ્રકાશ, પુ. ૩૨, પૃ૪ ૧૬૬ ]

---

## સોનેરી સુવાકયો.

૧. હાથી જેવાં મહાન્ શક્તિમાન પ્રાણીઓ પણ અંકુશના પ્રહારથી પાછાં હઠે છે, તેમ મનને પણ સદસદ્‌વિવેકરૂપી અંકુશથી ( શુભ વિચારોથી ) વશ કરી શકાય છે.

૨. નીતિજ્ઞ પુરુષોએ શાસ્ત્ર અને લોકવ્યવહારને અનુકૂળ વાણી અને વર્તન રાખવું આવશ્યક છે.

૩. અશિક્ષિત અને વિપરીત શિક્ષાવાળો અશ્વ તેના સવારને જેમ શત્રુરૂપ જ નીવડે છે, તેમ સ્વેચ્છાચારી ઇંદ્રિયો અને મન પણ શત્રુરૂપ જ નીવડે છે.

૪. ઘોડા જોડેલો રથ પણ જેવી રીતે સારથી વગરનો નકામો થઇ પડે છે તેવી રીતે ઇંદ્રિયો કે જેની સાથે મન નથી જોડાયું તે કોઇ પણ રીતે શુભ કે અશુભ કરી શકતી નથી.

૫. કેળવાયેલા અશ્વ પર બેસવાથી જેમ કોઇ જાતનું નુકસાન થતું નથી તેમ કેળવાયેલી ઇંદ્રિયોથી અશુભ થવા સંભવ નથી.

૬. અહંકારરૂપી મદઝરતા માતંગ ઉપર બેઠેલા પુરુષો આત્મોન્નતિ કરી શકતા નથી.

૭. મહાન્ પુરુષો વાણીરૂપી અમૃતનો ગમે તેવો બહોળો ઉપયોગ કરે તો પણ તેની મહત્તા ( વીર્ય–બલ ) ઘટે નહીં.

૮. જેમ હર્ષાવેશમાં વેદના જણાતી નથી તેવી જ રીતે શોક( દુઃખ )માં પણ તથાવિધ વેદના જણાતી નથી.

૯. મનનો તાપ અમૃતવૃષ્ટિથી પણ શાંત થતો નથી. તેની શાંતિ માટે જો કાંઇ ઉપાય હોય તો ફક્ત સદસદ્વિવેક બુદ્ધિથી તેને સમજાવવું જોઇએ.

૧૦. ચંદન જેવાં શીતળ ઝાડનાં લાકડાંને પણ જો આપસમાં ઘસવામાં આવે તો અગ્નિ ઉત્પન્ન થાય છે; માટે

કોઈને પણ પ્રમાણ કરતાં વધારે કસવાં નહીં, તેમ કરવાથી લાભને બદલે ઊલટી હાનિ જ થાય છે.

૧૧. જે ભૂમિમાં મહાન્ પુરુષો રહ્યા હોય તે ભૂમિ પણ ખરેખર પતિતોને પાવન કરનારી છે (ત્રિવિધ તાપને હરનારી છે).

૧૨. સત્પુરુષો દરેક જણ પ્રત્યે સમભાવ રાખીને ઉપદેશ આપે છે, છતાં દરેક જણ પોતપોતાની યોગ્યતા પ્રમાણે સાર ગ્રહણ કરે છે–કરી શકે છે.

૧૩. વાસ્તવિક ત્યાગ વસ્તુના ત્યાગમાં નથી પરંતુ વસ્તુ પરત્વેના મમત્વનો ત્યાગ તે જ ખરો ત્યાગ છે.

૧૪. સમુદ્રમાં જેમ નદીઓ આવીને મળે છે તેવી રીતે શક્તિવંત પુરુષોને સર્વ પ્રકારની લક્ષ્મી દાસીની જેમ સ્વયમેવ પ્રાપ્ત થાય છે.

૧૫. જેઓ સ્વભાવથી જ વિનીત છે તેને આપવામાં આવેલો ઉપદેશ ( જ્ઞાન ) સારી દિવાલમાં કુશળ કારીગરને હાથે થયેલા ચિત્રામણ જેવું ચિરંજીવ નીવડે છે.

૧૬. જેમને મૃત્યુને, તમ–અંધકારને જીતવા ઇચ્છા હોય તેમણે પંચેન્દ્રિયના વિષયોને વિષ જેવા જાણીને છોડી દેવા અને ક્ષમા, આર્જવ, દયા, બ્રહ્મચર્ય અને સત્યના ઉપાસક થવું.

૧૭. પાપી માણસ પુન્યને ઓળખતો પણ ન હોય ત્યાં સુધી ઠીક છે, પણ જ્યારે પુન્યને ઓળખે, પાપને ખરાબ છે તેમ જાણે છતાં વર્તન તેવું ને તેવું રાખે તો દશગણું પાપ વધે છે.

૧૮. આંધળો કૂવામાં પડે તેમાં નવાઇ નથી, પરંતુ દેખતો માણસ હાથમાં દીવો લઇને કૂવામાં પડે તો એ આત્મઘાત કહેવાય. આત્મહત્યા કરતાં અંધમૃત્યુ વધારે સારું.

૧૯. પાપીમાં પાપી માણસને પણ જન્મે જન્મે કર્મ નિર્દોષ બાળક બનવાની તક આપે છે એ તેની કેવી કૃપા કહેવાય ?

૨૦. જ્ઞાન માત્ર સ્મૃતિ જ છે. ભૂલાઇ ગયેલું ફરીથી સાંભરે છે અને જ્યારે સ્મૃતિ આવે છે ત્યારે જેને સ્વપ્નમાં પણ નહોતો જાણતો તેવી આશાઓ આવે છે અને ત્યારે જ આત્માની–પરમાત્માની ઝાંખી થવા લાગે છે.

૨૧. દરેક કારણ સાથે તેનું કાર્ય અને ગતિ સાથે તેનું ફળ બંધાયેલું રહે છે. આવાં જોડકાંને બાંધી રાખનાર દોરી તે તૃષ્ણા છે. ( દંપતીની છેડાછેડી ).

૨૨. દરેક જોડીમાં ઓતપ્રોત વીંટાઇ રહેનાર દોરીને જો બાળી નાખવામાં આવે તો સંબંધ ટકી શકતો નથી. આ તૃષ્ણા, તે દોરી–તે જ કર્મ છે.

૨૩. ગમે તેવી વિપરીત પરિસ્થિતિ પણ દિવ્ય આત્માઓ પાસે ફાવી શકતી નથી.

૨૪. માણસ જાતે માણસનો વૈરી કદાપિ હોતો નથી; પરંતુ તેનામાં રહેલા સારા કે નરસા ગુણોદ્વારા ઉપસ્થિત થતાં કર્મો જ એક બીજાને સ્નેહી કે શત્રુ બનાવે છે.

૨૫. એક જ પ્રસંગ–નિમિત્તકારણ અને ફક્ત એક જ પળ સંસ્કારી જીવોને આધ્યાત્મિક ઉન્નતિ માટે લાયક બનાવે છે.

૨૬. અનિગ્રહીત મનની ઉન્માદોની ભયંકર પળોમાં પણ ઈશ્વરનું અનન્ય શરણ લઇને શુભાશુભ સંકલ્પો ઇશ્વરને સોંપવા–પ્રભુપરાયણ રહેવું એ જ ખરેખરી વીરતા છે.

૨૭. ચિત્તની શુદ્ધિ વિના સાચી વીરતા જાગ્રત થતી નથી. યુદ્ધમાં (કાયિક, વાચિક, માનસિક) જેટલું બળ અને તૈયારી જોઈએ તેના કરતાં શાંતિ માટે ઘણાં જ વધારે સામર્થ્યની જરૂર પડે છે.

૨૮. જે શુભ કે અશુભ બનાવો બની ગયા તેને યાદ કરી આનંદ અગર શોક કરવાથી અર્થસિદ્ધિ થવાની નથી, પરંતુ વર્તમાન કાળે આપણું શું કર્તવ્ય છે તે સદસદ્‌વિવેકબુદ્ધિથી શોધી કાઢી તે પ્રમાણે વર્તન કરવું એ જ શાણા પુરુષનું કર્ત્તવ્ય છે.

૨૯. દેવ તે જ કહેવાય છે કે જેમાં દિવ્યતાનું દર્શન થાય. આવી દિવ્યતાનો સ્નેહાદર એ જ દેવપૂજા અને જ્યાં જ્યાં આવી દિવ્યતાનું પ્રેરક દર્શન થાય ત્યાં ત્યાં તેને ઉત્તેજવા અને પૂજવા તત્પર રહેવું એ જ મનુષ્યધર્મ છે.

૩૦. જે યોગ્ય પ્રવૃત્તિ મન, વચન અને કાયાથી વ્યક્તિગત કરતા અંતે સમષ્ટિનું રૂપ ધારણ કરે તે જ ખરો ધર્મ છે.

૩૧. મનુષ્ય માત્રમાં સ્વભાવથી જ સુખની ઇચ્છા હોય છે છતાં જેઓને આત્મજ્ઞાનની તીવ્ર ઇચ્છા હોય તેમણે સુખ તરફ હંમેશ અનાસક્ત રહેવું અને એ જ ખરો ઉન્નતિનો માર્ગ છે.

૩૨. કર્ત્તવ્યપાલનથી–તેમાં આવતી મુશ્કેલીઓથી ડરીને જેઓ ત્યાગ–સંયમ સ્વીકારે છે તેઓ ખરેખર કાયર જ છે.

૩૩. કર્ત્તવ્યપાલનના માર્ગમાં જો સુખ આવે તો તેનો ઉપયોગ ખુશીથી કરવો, પરંતુ સુખ મેળવવા ખાતર કર્ત્તવ્યનો ત્યાગ કરવો તે ખરેખર અધોગતિની જ નિશાની છે.

૩૪. આપણા હૃદયને જે જે આઘાતો–ધક્કાઓ લાગે છે તે કાંઇક આવરણ ખસેડીને આપણને અંતરના ઊંડા ભાગમાં દોરી જાય છે.

૩૫. પૂર્વનું આરાધકપણું, સત્પુરુષોનો પરિચય અગર તો દુઃખનો રંગ: આ ત્રણ મુખ્ય હેતુઓ માણસજાતને સ્થૂળતામાંથી સૂક્ષ્મતામાં ખેંચી જાય છે.

૩૬. આપણા સુખાનુભવનું જે કાંઇ નિમિત્ત હોય તે જ પુણ્ય હોવા યોગ્ય છે.

૩૭. પુણ્યોદયનું ખરું ધોરણ બીજાઓની માન્યતા ઉપર આધાર રાખતું નથી, પણ ભક્તોની માન્યતા ઉપર ખરો આધાર રાખે છે.

૩૮. જે નિમિત્તથી હૃદયને સુખની લાગણી અનુભવાય તે કદાચ બીજાની નજરે ગમે તેવું જણાય છતાં પુણ્યકાર્ય જ છે, એથી ઊલટું જે નિમિત્તથી હૃદયને દુઃખ અનુભવાય તે અન્યની નજરે ગમે તેટલું સારું હોય છતાં અનુભવ કરનારને તો પાપ-કાર્ય જેવું જ લાગે છે.

૩૯. જે જે વ્યક્તિઓ આ સંસારમાં સ્વાર્પણની ભાવના સિદ્ધ કરી શકે છે તેને સંન્યાસ, ત્યાગ કે જંગલની અપેક્ષા રહેતી નથી.

૪૦. આજે જે કાંઇ મોળું કે ફીક્કું બન્યું છે, તેને કાળક્રમે ખારું બનતાં કે સડી જતાં વાર લાગતી નથી.

૪૧. હૃદયને થતા આઘાતોનો ઉપયોગ કરી ઘાને તાજો રાખવો અને તે દર્દના જોરથી આત્મોન્નતિમાં–ત્યાગમાં આગળ અને આગળ વધવું. આવા ધક્કાઓનો હેતુ માત્ર દુઃખ જ ભોગવવાનો નથી; પરંતુ તેથી સંસારનું સાચું અને સત્ય સ્વરૂપ જાણી શકાય છે.

૪૨. પામર મનુષ્યોને ગમે તેવા સખત ફટકાઓની કશી જ અસર થતી નથી, પરંતુ ડાહ્યા અને વિવેકી પુરુષો સ્હેજ

નિમિત્ત મળવાથી અલૌકિક ફળ સિદ્ધ કરી શકે છે. તેનાં હૃદય-ચક્ષુઓ ઊઘડી જાય છે.

૪૩. જે માણસ વર્તમાનમાંથી કંઈ સાર મેળવી શકતો નથી તેનાથી ભવિષ્યમાં કાંઇ બનવાનું નથી. ભવિષ્યમાં કરીશ અગર તો પ્રસંગ આવ્યે કરીશ એવા પ્રકારનો વાયદો જ માણસને અધોગતિમાં લઇ જાય છે અથવા સ્વોન્નતિથી અટકાવે છે.

૪૪. ઇશ્વરી રાજ્યમાં પગ મૂકતાં પહેલાં ત્યાં પગ સ્થિર રહી શકે તેવી તૈયારી મર્ત્યરાજ્યમાં ( મનુષ્ય જન્મમાંથી ) કરી લેવાની જરૂર છે; માટે પ્રથમ સારી લાયકાત મેળવો.

૪૫. જીવ જ્યારે ભોગના સંયોગોમાં પણ યોગ સાચવવા ( સાધવા ) સમર્થ થાય છે ત્યારે જ સાચો યોગી બની શકે છે.

૪૬. જેના નિશ્ચયની ઇમારતને આશા ડગાવી શકે નહિં અથવા દ્વેષનો પ્રચંડ પવન તેની અખંડ શાંતિને વાંધો લાવે નહીં તે જ ખરો મનુષ્ય છે અને તે જ માનવજાતને હિતકર્તા થઈ શકે છે.

૪૭. વિધાતા પાસે શાણામાં શાણો પુરુષ ફક્ત સાદાઇ, નમ્રતા, શૌર્ય અને પ્રમાણિકતા સિવાય બીજું કાંઇ માગતો નથી—માગવાનું પસંદ કરતો નથી.

૪૮. જ્યારે સત્તા અને પ્રશંસા માટે બીજાઓ ખુશામત ને આજીજી કરતા હોય ત્યારે સાચા સત્યપ્રેમી પોતાના સત્યના રક્ષણ માટે ત્રિલોકના રાજ્યને પણ તુચ્છ ગણે છે.

૪૯. ખરો જ્ઞાની અને બહાદુર એ જ છે કે જ્યારે બીજાઓ

ધર્માજ્ઞાનો ભંગ કરીને પણ પૈસો અને કીર્તિ પ્રાપ્ત કરતા હોય ત્યારે પોતે અપ્રસિદ્ધ અવસ્થામાં રહી મૌનપૂર્વક પોતાનું કર્ત્તવ્ય બજાવતો હોય.

૫૦. વીર પુરુષોનું ભૂષણ એ જ છે કે તેમણે પોતાનું સ્વરૂપ ખુલ્લું કરવું અને પોતાના દોષ દર્શાવી લોકનિંદા સહન કરવી અને પોતે જેવા હોય તેવા જ દેખાવું; જરા પણ કૃત્રિમતા ધરવી નહિં.

૫૧. જો તમે આ જગતરૂપી કૂતરાના ભસવાથી ડરશો તો લોકો તમારા ઉપર કૂતરાની જેમ તૂટી પડશે અને જો તમે નિર્ભયતાપૂર્વક ઊભા રહેશો તો તેઓ ભસતા અટકી જશે. અને કદાચ તેના તરફ રોટલાનો ટુકડો ફેંકશો તો તેઓ તુરત જ તમારા પગ ચાટવા માંડશે.

૫૨. બળવાનમાં બળવાન માણસ જેવી રીતે કોઈક બાબતમાં દુર્બળ હોય છે તેવી રીતે કાયરમાં કાયર માણસ પણ કોઈક બાબતમાં બહાદુર હોય છે.

૫૩. સિંહની જેમ દૃઢતાપૂર્વક પોતાના પગ પર ઊભા રહેવાને બદલે બે મોઢે દ્વિઅર્થી બોલીને દાવપેચથી લોકાપવાદમાંથી છૂટી જવું તેના જેવું કાયરપણું બીજું એકે ય નથી.

૫૪. હિંમત એ જ વિજય છે અને ભીરુતા એ જ પરાજય છે. કોઇ પણ કાર્ય કરવામાં સંશય હોય તો ફત્તેહ મેળવી શકાતી નથી.

૫૫. સાચો વીર ( સાધુ ) એ જ છે કે જે જીવનસંગ્રામમાં હિંમત અને આનંદપૂર્વક આગળ વધે છે અને જો જરૂર

પડે તો પોતાની ઉપર આવતા અનેક સંકટોને શાંતિ અને ધીરજપૂર્વક સહે છે

૫૬. કાયર માણસો સત્યથી દૂર જવા છતાં પણ નિરુત્સાહ અને શંકાશીલ રહે છે, જ્યારે બહાદુર માણસો સત્યના પંથને પોતાના ભોગે પણ છોડતા નથી જ.

૫૭. બહાદુર માણસો લોહચુંબક જેવી અસર કરે છે અને પોતાની આસપાસનું વાતાવરણ ઉચ્ચ કોટીનું બનાવે છે. આવા માણસોને જ પોતાનો જાન આપતાં પણ પાછા ન હઠે તેવા અનુયાયીઓ મળે છે.

૫૮. જો તમારામાં હિંમત હશે તો તમારો જીવનપ્રવાહ સંપૂર્ણ બદલાઈ જશે. શાણા પુરુષો સાહસથી મુશ્કેલીઓ જીતે છે અને આળસુ તેમ જ મૂર્ખ માણસો સંકટને–જોખમને જોતાં જ થરથર કંપી, શિથિલ થઇ મરણને શરણ થાય છે.

૫૯. લોકો તમારે માટે ગમે તેમ ધારે તો પણ તમે જેને સદસદ્‌વિવેકબુદ્ધિથી સત્કાર્ય ધારતા હો તેને મૂકી દેશો નહીં–તે વખતે નિંદા અગર સ્તુતિની સ્પૃહા રાખશો નહિ.

૬૦. પૈસા અગર તો જગતની કોઇ પણ વસ્તુ કરતાં આપણું સત્‌કાર્ય વધારે કિંમતી છે અને જગત ઉદારતા કરતાં હિંમતની કિંમત વધારે આંકે છે; માટે પ્રાણાંતે પણ સત્‌કાર્ય કરવા ચૂકશો નહિ.

૬૧. કોઇ પણ નવી આદત પાડવી તેના કરતાં પડેલી આદતને છોડવી એ ઘણું જ કઠીનમાં કઠીન કામ છે.

૬૨. પાપ તરફ નજર કરતાં પહેલાં જ સાવધાન રહેવું ને અટકી જવું જોઇએ, કારણ કે આપણે જેમ જેમ તેની તરફ નજર કરીએ છીએ તેમ તેમ તે આપણને અધિક સારું લાગતું જાય છે અને છેવટે અધોગતિમાં લઇ જાય છે.

૬૩. પરોપકારથી પુન્યનું અને પરને પીડા ઉપજાવવાથી પાપનું પોષણ થાય છે, એમ સમજી હિતમાર્ગે સંચરો.

૬૪. સ્વગુણની રક્ષણાને ધર્મ અને સ્વગુણવિધ્વંસતાને અધર્મ લેખી નિજ ગુણની રક્ષા અને પુષ્ટિ બને તેટલી કરો.

૬૫. અલ્પ જીવનમાં સાવધાન બની ખૂબ કમાણી કરી લ્યો.

૬૬. શાસ્ત્રોમાં ફક્ત માર્ગઉલ્લેખ જ હોય છે પણ મર્મ હોતો નથી, માટે જો તમારે મર્મ જાણવો હોય ને મુક્ત થવું હોય–ઉન્નતિ સાધવી હોય તો સદ્ગુરુ–સત્પુરુષનાં ચરણ સેવ્યા વગર છૂટકો જ નથી.

૬૭. સુખી થવાનો ફક્ત એક જ માર્ગ છે ને તે ઇશ્વર પર શ્રદ્ધા અને વિશ્વાસ રાખવો. જેને ઇશ્વર પર વિશ્વાસ છે તે દુઃખી થતો નથી અને કદાચ દુઃખ આવે તો તેની પરવા કરતો નથી, તેથી તેને દુઃખ પણ સુખરૂપ થાય છે.

૬૮. મનુષ્યનું મૂલ્ય આંકવા માટે તેનામાં ત્યાગ અને નિરભિમાનપણું કેટલે દરજ્જે છે તેના ઉપર લક્ષ રાખવું જરૂરી છે.

૬૯. આનંદી અને મોજીલો સ્વભાવ આખા જગતને વશ કરી શકે છે, પરંતુ તેથી બીજાને દુઃખ ન થાય તેવી તેમાં નિર્દોષતા જોઇએ.

૭૦. ગમે તેવા માણસને માથે પણ કોઇનો કાબૂ હોવો જ જોઇએ અને કદાચ તે ન હોય તો તે ખરો કર્ત્તવ્યમાર્ગ ભૂલીને ઊંધે રસ્તે દોરવાઇ જાય છે અને તેથી જ નાસ્તિકોને પણ ઈશ્વર જેવી મહાન્ શક્તિને માનવાની ફરજ પડી છે અને પડશે.

૭૧. કોઇ પણ કાર્યનો આરંભ કરતાં પહેલાં દરેક જણે પોતાની બુદ્ધિ–શક્તિનો વિચાર કરવો પરંતુ આરંભ્યા પછી આરંભેલું કાર્ય પોતાના સર્વસ્વનો ભોગ આપીને પણ પૂરું કરવું એ જ સજ્જન પુરુષોનું કર્તવ્ય છે.

૭૨. સુખી થવાનો સૌથી સરલ રસ્તો એ જ છે કે પોતાથી બને તેટલા પ્રયત્ને બીજાને સુખ દેવું.

૭૩. કોઈ પણ કૃત્યનું ખરા કે ખોટાપણું બીજાની બુદ્ધિથી નક્કી કરતાં પોતાની સદસદ્‌વિવેકબુદ્ધિથી–અંતઃકરણને પૂછવાથી વધારે ચોક્કસ નિર્ણય થઇ શકશે.

૭૪. સત્યને જ અનુસરનાર સત્યના ત્યાગ કરતાં વ્યવહારિક દરેક સુખનો અને છેવટે પોતાના શરીરનો પણ ત્યાગ કરવો ઉચિત ગણે છે.

૭૫. કોઇપણ વ્યવહારિક કે પારમાર્થિક જ્ઞાન મેળવવા પ્રયાસ કરતી વખતે ચિત્ત દબાયેલું, ઉદાસ અગર તો ખિન્ન જણાય તો તે કાર્યમાં સફળતા મળતી નથી, પરંતુ જો મન પ્રસન્ન અને મુક્ત સ્થિતિમાં હશે તો જરૂર ફતેહ જ મળશે.

૭૬. કર્મ કરતી વખતે જ્ઞાની અને અજ્ઞાની બન્નેને શરીર તો સરખાં જ હોય છે, છતાં ફળ જુદાં જ હોય; કારણ જ્ઞાની દરેક કર્મ વિવેકબુદ્ધિપૂર્વક કરે છે અને અજ્ઞાનીને તેવી બુદ્ધિ હોતી નથી.

૭૭. આપણી દરેક ઇંદ્રિયો બહિર્મુખ છે અને વૃત્તિ પણ બહિર્મુખ હોવાથી આપણા દોષોનું આપણને ભાન થતું નથી, પરંતુ વૃત્તિને જો અંતર્મુખ કરવામાં આવે તો આપણામાં રહેલા નાનામાં નાના દોષને પણ જોઈ શકાશે અને તેમાંથી બચવા પ્રયત્ન પણ થશે.

૭૮. સત્યના ઉપાસકને શરૂઆતમાં અનેક મુશ્કેલીઓ વેઠવી પડે છે અને તેને જગત મૂર્ખ, ગાંડો, દિવાનો વગેરે ઉપનામો આપે છે; માટે જ સત્યના શોધક વિરલાઓ જ હોય છે.

૭૯. જેઓનો સ્વભાવ પરદુઃખે દુઃખી થવાનો છે તેઓ ગમે તેવા દેશ, કાળ અને સ્થિતિમાં હોય તો પણ તેઓ પ્રાણાંતે પણ બીજાનું શ્રેય કરવાનું ચૂકતા નથી.

૮૦. આપણા આત્મામાં રહેલા સત્ય પ્રેમને પ્રગટ કરવા માટે અને સત્યની તદ્દન નજીક પહોંચવા માટે વ્યવહારિક જીવનથી જેમ બને તેમ દૂર જવું જોઇએ.

૮૧. જો આપણને પ્રથમ ઐહિક સર્વસ્વ મેળવવાની ઇચ્છા હોય તો સર્વસ્વનો ત્યાગ કરવો જોઇએ. જેમ કે-યોગીઓ આત્મતત્ત્વ કે જે સર્વસ્વ છે તેને મેળવવા દેહ કે જે સર્વસ્વ કહેવાય તેનો પણ ત્યાગ કરે છે.

૮૨. ત્યાગીએ પોતે જેવા વાસ્તવિક હોય તેવા જ જગત સમક્ષ દેખાવું જોઇએ અને જો તેમ કરવામાં કાંઇ દંભ (કૃત્રિમતા) કરવામાં આવશે તો ઇશ્વરના માર્ગથી પતિત થવાશે.

૮૩. દયા અને પ્રેમની લાગણી વગરનું મનુષ્યજીવન પશુ કરતાં પણ વધારે ખરાબ છે.

૮૪. ગમે તેવા સ્થિતિ-સંયોગો અને દેશકાળમાં પણ પવિત્ર અને પરોપકારી જીવન જીવી શકાય છે અને તે જ વાસ્તવિક જીવન છે.

૮૫. માનવજીવનનો પલટો કરવા માટે બુદ્ધિની સાઠમારીની જરૂર નથી, પરંતુ પ્રત્યક્ષ પ્રમાણોની જ જરૂર છે.

૮૬. જેમને મહાન્ ( જગતવંદ્ય ) થવું હોય તેમણે પરોપકારમય જીવન અને સહનશીલતા કેળવવી જોઇએ. જેવી રીતે એક પત્થર ટાંકણા અને હથોડાથી ઘડાય છે તો છેવટે એકાદ મૂર્તિ બની પૂજાય છે.

૮૭. સુખ અગર તો દુઃખ એ ફક્ત મનુષ્યની આંતરદૃષ્ટિને અવલંબી રહેલું છે, કારણ કે બાહ્ય સ્થિતિના ફેરફારથી કોઇ પણ કાળે સુખ મળી શકે જ નહીં

૮૮. સુખનાં સાધનો ઓછાં હોવાં તે ખરેખરી દરિદ્રતા નથી, પણ ખરી દરિદ્રતા તો પોતાની પાસે હોય તેથી વધારે ને વધારે મેળવવા ઇચ્છા કરવી તે છે.

૮૯. દરેક મનુષ્યે એટલું તો જરૂર માનવું જોઇએ કે સંયોગ-વિયોગ, સુખ-દુઃખ, રાગ-દ્વેષ, લાભ-અલાભ વિગેરે યોગ કોઇ વ્યવસ્થિત કારણને અંગે જ થાય છે ( અદૃશ્ય નિયમ( કર્મ )થી જ થાય છે ).

૯૦. કોઇનો પણ સમાગમ કરવો તે ઉચિત તો નથી જ, પણ જ્યાં સુધી એકાંત જીવન ગાળવા જેવી ( સંપૂર્ણ ત્યાગમય ) સ્થિતિ ન થાય ત્યાં સુધી સત્સમાગમ જરૂરી છે.

૯૧. હજારો વચન સાંભળવાં, અનેક શાસ્ત્રો વાંચી જવાં, તેના કરતાં થોડું વાંચન કરીને તે વર્તનમાં મૂક્યું હોય તો તે વિશાળ વાંચન કરતાં આધ્યાત્મિક ઉન્નતિમાં વિશેષ આલંબનરૂપ છે.

૯૨. જે કાંઇ કરો તે વ્યવસ્થિત નિયમપૂર્વક કરો, કારણ નિયમિત કરવામાં આવતું કામ, કર્ત્તવ્ય ( ધર્મ ) ધારેલી સિદ્ધિ અને આનંદ આપે છે.

૯૩. પઠન કરવા કરતાં મનન અને મૌખિક બોલી જવા કરતાં મંથન બાદ વર્તન વધુ શ્રેયસ્કર બને છે.

૯૪. જો તમારે જગતમાં વંદ્ય થવું હોય તો કોઈનું અહિત ન થાય તેવું વર્તન, સંતસમાગમ, સત્શાસ્ત્રોનું મનન, બ્રહ્મચર્ય, દયા, ક્ષમા વિગેરે સદ્ગુણો વિકસાવવા જરૂરી છે.

૯૫. અગમ્ય સંસારચક્રની કાંઇ ખબર જ પડતી નથી. અનેક વખત માતા સ્ત્રીરૂપે અને સ્ત્રી તે માતારૂપે બને છે.

૯૬. સ્ત્રી-શરીર પર કેવળ મોહ જ હોય તો તેનો અટકાવ તેના ચામડી વિનાના શરીર અને પુદ્ગલના વિજ્ઞાનથી કરો. ( તેનું આંતરસ્વરૂપ વિચારી તે યથાર્થ સમજાતાં તેના ઉપરનો મોહ સહેજે ઊતરી જવા સંભવ છે. )

૯૭. જીવીને મરવા કરતાં મરીને જીવવું વધારે બ્હેતર છે. ( એવા રૂડા મરણ-જીવનનું અન્ય મુમુક્ષુ જનો પણ પ્રેમથી અનુકરણ કરવા લાગે છે. )

૯૮. કલાકો સુધી ભાષણો આપવાથી અગર ધર્મોપદેશથી જે અસર થતી નથી તે અસર શુદ્ધ વર્તનથી વધારે સરસ થશે-થવા પામશે.

૯૯. વિવેકથી વિચાર કરવામાં આવે તો જયાં ભય ત્યાં શોક, ભોગ ત્યાં રોગ અને જયાં રોગ તથા શોક બન્ને હોય ત્યાં સુખનો અભાવ હોય છે; માટે સુખના અભાવવાળી વસ્તુઓ ત્યાગવી જ ઉચિત છે.

૧૦૦. જેમ લોહીનો ડાઘ લોહીથી જતો નથી પણ પાણીથી જાય છે તેમ સાંસારિક સુખ–દુઃખ સંસારની કોઇ પણ વસ્તુથી મટતાં નથી; તેને માટે તો ત્યાગ ( ચારિત્ર–ભાવના રાખવી ) એ મુક્તિદાતા છે.

૧૦૧. લોભ એ એક એવી વસ્તુ છે કે આખી સૃષ્ટિનું રાજય મળવા છતાં તૃપ્તિ થતી જ નથી. તૃષ્ણા આકાશ જેવી અપાર છે માટે વિવેકી પુરુષોએ સંતોષનું શરણ લેવું ઘટે છે. સંતોષવડે લોભનો જલ્દી અંત આવે છે.

૧૦૨. સંસારરૂપી ગાડાને રાગ ને દ્વેષ બે પૈડાં છે, માટે મુમુક્ષુઓએ આ પૈડાંઓ કાઢી નાખવાં એટલે સંસારભ્રમણ ( બંધન ) અટકશે અને મુક્ત થઇ શકશે.

૧૦૩. મહાત્મા પુરુષો સર્વ ઉપાધિઓનો ત્યાગ કરીને અહોરાત્ર ઇશ્વરભજન અને ધ્યાનમાં ગાળે છે અને અજ્ઞાનીઓ આહાર, નિદ્રા, મોજશોખ, પરનિંદા તેમ જ રંગરાગમાં જ પોતાનું આયુષ્ય પૂરું કરે છે.

૧૦૪. દિવસના આઠ પ્રહરમાંથી ત્રણ પ્રહર ઊંઘમાં અને પાંચ પ્રહર આધિ, વ્યાધિ ને ઉપાધિમાં પસાર થાય છે તો આમાંથી ફક્ત એક જ પ્રહર, અરે! એક જ કલાક ઈશ્વર-ભજનમાં ગાળવામાં આવે તો કેવું સારું ?

૧૦૫. વૈરાગ્ય એક જ એવું સાધન છે કે જેના દ્વારા આધિ, વ્યાધિ ને ઉપાધિથી મુક્ત થઇ મોક્ષ મેળવી શકાય છે.

૧૦૬. આધિભૌતિક કે આધ્યાત્મિક સુખ મેળવવા માટે વિવેક એક કુંચી છે. આ કુંચી હોય તો જ સુખ મેળવી શકાય છે માટે વિવેકી બનો.

૧૦૭. શુદ્ધ સચ્ચિદાનંદ રૂપને મેળવવા માટે વિષયોરૂપી મળને જ્ઞાનરૂપ જળથી ધુઓ અને એનો સાક્ષાત્કાર કરો.

૧૦૮. ઇંદ્રિયો તમને જીતે અને તમે સુખ માનો તે કરતાં ઇંદ્રિયોને જીતવામાં તમે સુખ માનો તો જ આધ્યાત્મિક ઉન્નતિ સાધી શકાશે.

૧૦૯. એ જ જગતને ઉપદેશ કરવાને લાયક છે કે જેઓ રાગ, દ્વેષ અને મોહરૂપી શત્રુને જીતી શકયા છે. સચોટ અસર પણ એના ઉપદેશથી જ થવા પામે છે.

૧૧૦. વસ્તુતઃ આ જગતની કોઇ પણ વસ્તુ દોષિત નથી છતાં પણ જો કાંઈ દોષ જોવામાં આવતો હોય તો તે તેના ઉપયોગમાં છે. ગમે તેવી દોષિત લાગતી વસ્તુ યોગ્ય ઉપયોગથી લાભકર્તા જ નિવડે છે.

૧૧૧. સત્યનું પ્રતિપાદન જુદા જુદા માણસો દેશકાળને અનુસરી જુદી જુદી પદ્ધતિથી કરે છે. જે પરમ સત્ય છે તેને કોઇ પણ રીતે બાધ આવી શકતો નથી.

[ આ. પ્ર. પુ. ૩૫. પૃ. ૧૬૪. ૨૦૪. ૨૭૫. પુ. ૩૬, પૃ. ૮૧. ૧૯૮. ]

# પ્રાસ્તાવિક તત્ત્વબોધ.

૧. કામ-વિકાર સમો કોઈ મોટો રોગ નથી, મોહ સમાન કોઈ પ્રબળ શત્રુ નથી, ક્રોધ સમાન બીજો કોઈ ઉગ્ર અગ્નિ નથી અને આત્મજ્ઞાન સમાન ખરું સુખ નથી.

૨. જન્મ-જરા-મરણરૂપી રોગોનું સમ્યક્ત્વ અને જ્ઞાનરૂપી ઔષધ આપી જે નિવારણ કરે છે તેને જ સાચા-પારમાર્થિક વૈદ્ય સમજવા.

૩. ક્રોડો જન્મોવડે, અજ્ઞાનકષ્ટયોગે, અજ્ઞાની જીવ અકામ નિર્જરાથી જેટલાં કર્મ ખપાવે તેટલાં કર્મ સાવધાન જ્ઞાની મહાત્મા બે ઘડીની અંદર ખપાવી શકે છે.

૪. મમતા રહિત સ્થિતિ કરવી એ પરમ તત્ત્વ છે, મમત્વ રહિતપણું પરમ સુખરૂપ છે, નિર્મમત્વપણું એ મોક્ષના પરમ બીજરૂપ છે એમ ખરા અનુભવી જ્ઞાની મહાત્માઓએ વખાણ્યું છે, અતઃ તે ખાસ આદરણીય છે.

૫. સર્વવિનાશક એવા લોભને ટાળવા સંતોષ ગુણ, સુખ-શાન્તિ પ્રાપ્ત કરી લેવા દૃઢ સંયમગુણ અને શુદ્ધ તપ-ધર્મની વૃદ્ધિ અર્થે સુસંયત સાધુજનો તત્ત્વજ્ઞાનને ધારણ કરે છે, એ જ ઉપાદેય છે.

૬. શીલ-સંપદાયુક્ત નિર્ધનતા સહેવી સારી-લાભકારી ગણાય પરંતુ શીલ-ચારિત્રવર્જિત ચક્રવર્ત્તીની ઋદ્ધિ સાંપડે તો તે ખરી લાભદાયક લેખાય નહીં.

૭. જે સુખ સ્વાભાવિક-સ્વાધીન વર્તે છે તે જ ખરું-

વાસ્તવિક સુખ છે એમ જ્ઞાની અનુભવી મહાત્માઓએ વર્ણવેલ છે, અને જે સુખ પરતંત્ર છે તે દુઃખ જ છે; સુખ નથી એમ કહેલ છે.

૮. જ્યારે આ આત્મા શાન્ત–પ્રશાન્ત સ્થિતિમાં આવી જાય ત્યારે તે પોતે જ મહાન્ તીર્થરૂપ બને છે, જ્યારે તે તેથી વેગળો વસે છે ત્યારે તેનું તીર્થભ્રમણ નિષ્ફળ બને છે. તીર્થયાત્રા નિવૃત્તિ–શાન્તિ અર્થે જ બનતી હોય તો જ તેની સાર્થકતા–સફળતા લેખાય.

૯. આપણા આત્માને રૂડા જ્ઞાન–નીરવડે નિત્ય ન્હવરાવતા રહીએ જેથી આ ભવમાં તો શું પણ આગામી જન્મોમાં પણ નિર્મળતા–ખરી શુદ્ધતા તે પામે.

૧૦. પ્રિય, પથ્ય ને તથ્ય–સત્ય વચનવડે આપણી વાણી શુદ્ધ પવિત્ર બને, સમ્યગ્ જ્ઞાનવડે વિચાર શુદ્ધ–નિર્દોષ બને અને સદ્ગુરુની સેવા–ઉપાસના–ભક્તિ કરવાવડે કાયા શુદ્ધ–પવિત્ર બને. ઉપરોક્ત શુદ્ધિને જ સાચી–વાસ્તવિક–કાયમ ટકી રહે એવી શુદ્ધિ સમજી સજ્જન–મુમુક્ષુજનોએ તેનો જ અત્યંત આદર કરવો જોઇએ.

## સારરહસ્ય.

૧૧. જો જીવને જન્મ–જરા–મરણજનિત અનંત દુઃખપરંપરાથી ખરો ત્રાસ–ખેદ–કંટાળો આવ્યો જ હોય અને એથી દેહાદિક જડ ભાવ ઉપરથી મન વિરક્ત થયું હોય તો સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્રવાળી ત્રિપથગા–દિવ્ય ગંગામાં નિત્યે સાવધાનપણે સ્નાન–નિમજ્જન કરી નિજ આત્માની અનાદિ રાગદ્વેષાદિકજન્ય મલિનતા ટાળી શુદ્ધ–પરમશુદ્ધ–નિર્મળ થવું ઘટે.

[ આ. પ્ર. પુ. ૩૫, પૃ. ૧૪૨. ]

# પ્રાસ્તાવિક સદ્બોધ.

૧. જેમ દાંત વગરનો હાથી, વેગ વગરનો ઘોડો, ચંદ્ર વગરની રાત્રિ, સુગંધ વગરનું ફૂલ, જળ વગરનું સરોવર, છાયા વગરનું વૃક્ષ, મીઠા વગરનું ભોજન, ગુણ વગરનો પુત્ર, ચારિત્ર વગરનો સાધુ અને દ્રવ્ય વગરનું ઘર એ બધાં શોભતાં નથી તેમ ધર્મકળા વગરનો માનવ પણ શોભા પામતો નથી-શોભી શકતો નથી.

૨. સુકૃત કરવામાં તત્પર રહેનારા પુરુષો પુન્યબળવડે સૌ કરતાં ચડી જાય છે, અને જેમ વૃક્ષોને વેલડીઓ વિંટાઇ જાય છે તેમ તેમને સંપદાઓ વીંટી વળે છે.

૩. ઉત્તમ જનોનાં હૃદયમાં આ ચાર વાનાં વસી રહે છે:— ૧. સુપાત્રદાન, ૨. મધુરી વાણી, ૩. વીતરાગ-પૂજા અને ૪. સદ્ગુરુસેવા. એનાથી જીવ સ્વોન્નતિ સાધે છે.

૪. સંતોષી, વિનયી, દયા-દાન રુચિવાળો અને પ્રસન્ન હૃદયવાળો મનુષ્ય માનવગતિમાંથી આવીને અવતરેલો સમજવો અને તેને જ માનવધર્મની યોગ્યતાવાળો જાણવો.

૫. જે દ્રવ્ય ઉત્તમ ક્ષેત્રમાં વિવેકથી વપરાય છે તે જ દ્રવ્ય પ્રશંસવા યોગ્ય છે.

૬. બધાં કુળમાં શ્રાવક કુળ પ્રધાન છે, બધા દેવોમાં જિનેશ્વર દેવ પ્રધાન છે, બધાં દાનમાં અભયદાન પ્રધાન છે અને બધાં મરણમાં સમાધિમરણ પ્રધાન છે.

૭. સાહસિક પુરુષને લક્ષ્મી પ્રાપ્ત થાય છે પણ કાયરને પ્રાપ્ત થતી નથી.

૮. કેટલાંક વાનાં (નખ–કેશાદિક) સ્થાનભ્રષ્ટ થયા શોભતા નથી પણ સિંહ, સત્પુરુષ અને હાથી તો સ્થાનભ્રષ્ટ થવાથી સવિશેષ શોભા પામે છે.

૯. દિવસે થયેલી વિજળી અને રાત્રે થયેલ ગર્જારવ નિષ્ફળ જતાં નથી. વળી સંત–સાધુપુરુષનું વચન અને દેવનું દર્શન પણ નિષ્ફળ જતું નથી, પણ સફળ થાય છે.

૧૦. લજ્જા, દયા, ઇન્દ્રિયદમન, ધૈર્ય, પુરુષપરિચય-ત્યાગ અને એકલવાસ–એકાન્તસેવન એ બધા ગુણ સ્ત્રીઓને સ્વશીલરક્ષા માટે બહુ ઉપયોગી છે.

૧૧. શીલ જ ઉત્તમ ધન છે, શીલ જ જીવોને પરમ મંગળરૂપ છે, શીલ જ દારિદ્રને હરનાર છે અને શીલ જ સકળ સુખ–સંપદાને વસવાનું કુળભવન છે.

૧૨. ધર્મરૂપી સંબળ (ભાતું) સાથે હોય તો જ માણસને ખરી દિલસોજી મળે છે તેથી સુકૃત કરણી કરી લેવામાં એક ક્ષણ-માત્ર પણ વિલંબ ન કરવો; કેમકે પળે પળે આવખું ખૂટતું જાય છે.

૧૩. હે ભવ્યજનો ! ધર્મકાર્ય કરવાના વાયદા ન કરો. જે ધર્મકૃત્ય આવતી કાલે કરવા ધારતા હો તે હમણાં જ કરો, કેમકે ક્ષણ ક્ષણ કરતાં આવખું પૂરું થઈ જાય છે.

૧૪. પુન્યશાળી આત્માને અહીં જ આરોગ્ય, સૌભાગ્ય, ધનસંપત્તિ, નેતૃત્વ, આનંદ, સદા જય અને વાંછિત ફળની પ્રાપ્તિ થાય છે. એવા ધર્મ–પુન્યનો અનાદર કેમ જ કરાય ?

૧૫. પ્રગટ પ્રભાવવાળો જૈનધર્મ, સંત સાધુજનોની સંગતિ,

ઉત્તમ વિદ્વદ્ગોષ્ઠી, વચનચાતુરી, સુશાસ્ત્રકુશળતા, ન્યાયોપાર્જિત લક્ષ્મી, સદ્ગુરુઓની સેવા, શુદ્ધ શીલ અને નિર્મળ મતિ-બુદ્ધિ એટલાં વાનાં પુન્યશાળી જીવોને જ પ્રાપ્ત થઇ શકે છે. વળી વનમાં, રણસંગ્રામમાં, શત્રુમાં, જળમાં અને અગ્નિની મધ્યમાં, મહાસાગરમાં અથવા પર્વતના શિખર ઉપર સૂતેલા પ્રાણીની તેનાં પૂર્વકૃત પુન્ય જ રક્ષા કરે છે.

[ આ. પ્ર. પુ. ૩૫. પૃ. ૧૨૦. ]

---

## બ્રહ્મચર્ય-આશ્રમનો પ્રભાવ.

૧. લોકના કલ્યાણ માટે ચાર આશ્રમોની પદ્ધતિ બનાવવામાં આવી છે તેમાં પ્રથમ **બ્રહ્મચર્યાશ્રમ** છે, જે જીવનનો આધાર-પાયો છે.

૨. જીવનને ઉચ્ચ બનાવવા માટે પહેલી ઉમ્મરને સુસંસ્કારિત બનાવવાની જરૂર છે; કેમકે તે વયના સ્થપાયેલા સંસ્કારો પાકા ( દૃઢમૂળ ) થાય છે.

૩. પ્રથમ આશ્રમમાં સત્સંગના આશ્રય નીચે સદાચરણ યુક્ત વિમળ-નિર્મળ બ્રહ્મચર્યની ચર્યા સાથે વિદ્યાધ્યયન કરવામાં આવે છે ત્યારે જ સાચો અભ્યાસ થઈ શકે છે.

૪. બ્રહ્મચર્ય-આશ્રમના ઉચ્ચ બળશાળી વાતાવરણમાં મનુષ્યે પોતાની શારીરિક, માનસિક અને આધ્યાત્મિક શક્તિને ખીલવવી જોઇએ.

૫. આ આશ્રમમાંથી બલવંત દેહસંપન્ન, દઢ-નિર્ભય મનોધારક, તેજસ્વી અને પ્રજ્ઞાશાળી વ્યક્તિઓ તૈયાર થાય છે.

૬. વિશેષજ્ઞો આ આશ્રમને સર્વમંગળસંપન્ન, સર્વકલ્યાણુ-કારક અને સર્વ ઉન્નતિનો આધાર જણાવે છે.

૭. આ મહાન્ આશ્રમનું જેણે ખરાબર પાલન કર્યું છે તે ખરેખર એક મહાન્ દુર્ગના વિજેતાથી પણ વિશેષ ચઢિયાતો વિજેતા છે.

૮. જ્ઞાન, શિક્ષણ અને શકિત જેમ પુરુષોમાં તેમ જ કન્યાઓમાં પણ વિકસાવવાની જરૂર છે; કેમ કે તેઓ ભવિષ્યની માતા છે. સ્ત્રીકેળવણીના અહીં બીજ રોપાય છે.

૯. જ્ઞાન–શિક્ષણસંપન્ન અને શીલ–સૌંદર્યશાલિની એ મહાશયાઓ જ્યારે ગૃહિણીપદ પર આરૂઢ થાય છે ત્યારે ખરેખર તે પોતાના ગૃહાંગણને દીપાવે છે.

૧૦. આવી માતાઓ પોતાની સંતતિને શિક્ષણ આપવામાં સો શિક્ષકો કરતાં પણ વધુ સમર્થ થાય છે.

૧૧. આવા યુવક અને આવી યુવતીઓના તેજથી જે સમાજ ઉજ્જવળ છે તેના અભ્યુદય માટે શું કહેવું ?

૧૨. ઓ વીરો ! નિદ્રા–પ્રમાદને દૂર કરો ! જલ્દી ઊઠો ! અને અધોગતિ તરફ ઘસડાતી જતી પ્રજાના ઉદ્ધાર માટે પ્રયત્નપૂર્વક બહાર આવો.

૧૩. તને મનુષ્યજીવન મળ્યું છે, તું પુરુષ છે, સુજ્ઞ છે તો તારું કર્ત્તવ્ય સમજ: ભોગ તો પશુઓ પણ ભોગવે છે. સમાજ ધર્મનું મંદિર છે. એની ક્ષીયમાણ દશા તરફ

નજર કર અને તેના સંબંધમાં તારી ફરજ શું છે? તારું કર્ત્તવ્ય શું છે? તેનો વિચાર કર.

[ આ. પ્ર. પુ. ૩૫, પૃ. ૯૦. ]

## દૃઢગુણાનુરાગ-પ્રશંસા.

૧. જેના હૃદયમાં સદા ય સદ્ગુણ પ્રત્યે સ્વાભાવિક પ્રેમ-રાગ જાગેલો રહે છે તેઓને ધન્ય-કૃતપુણ્ય લેખવા. તે મહાનુભાવોને સદા ય અમારા પ્રણામ હો!

૨. ઘણું ભણવાથી, તપ તપવાથી કે દાન દેવાથી શું પ્રયોજન છે? ફક્ત સઘળા સુખના સ્થાનરૂપ એક ગુણાનુરાગનો જ તું દૃઢપણે આદર કર.

૩. કદાચ તું ઘણું તપ કરીશ, ઘણાં શાસ્ત્ર ભણીશ અને વિવિધ કષ્ટ સહન કરીશ, પરંતુ જો ગુણાનુરાગ ધરીશ નહિ, બીજાના સદ્ગુણ જોઈને રાજી થઇશ નહીં તો તારી સઘળી કરણી ફોક સમજજે.

૪. બીજાના ગુણનો ઉત્કર્ષ જોઇ જો તું અદેખાઇ કરીશ તો જરૂર તું સંસારમાં સર્વસ્થળે પરાભવ પામીશ. ( પરિણામે તે ભારે દુઃખદાયક બનશે. )

૫. ઈર્ષ્યાના જોરથી અંજાઈ જઇ જો તું ગુણવંત જનોના થોડા પણ અવર્ણવાદ કોઈ રીતે બોલીશ તો સંસારરૂપ મહા-અટવીમાં તારે ભટકવું પડશે અને ત્યાં તારે બહુ પ્રકારે દુઃખનો કડવો અનુભવ કરવો પડશે; માટે પ્રથમથી જ પારકા અવર્ણવાદ બોલવાથી પાછો ઓસર કે જેથી તારી અધોગતિ થતી અટકે.

૬. આ વર્તમાન ભવમાં જીવ જે ગુણોનો કે દોષનો અભ્યાસ કરે છે તે ગુણ–દોષને અભ્યાસવડે પરભવમાં ફરી મેળવે છે.

૭. જે પોતે સેંકડો ગમે ગુણથી ભરપૂર હોવા છતાં અદેખાઇવડે પારકા દોષ જુએ છે તે પંડિત પુરુષોની નજરમાં પરાળના ઢગલા જેવો તદ્દન અસાર (હલકો) જણાય છે ને હાંસીપાત્ર બને છે.

૮. જે દુષ્ટ આશયથી પરાયા છતા–અછતા દોષ ગ્રહણ કરે છે તે પોતાના આત્માને નિરર્થક પાપબંધનથી બગાડે છે, તેથી ભવાન્તરમાં પોતે જ વારંવાર દુ:ખી–દુ:ખભાગી બને છે.

૯. તેટલા માટે કષાય–અગ્નિ પેદા થાય તેવું કાર્ય જરૂર તજી દેવું અને કષાય–અગ્નિ શાન્ત થાય તે જ કાર્ય આદરવું. તે માટે પરનિંદા, ઇર્ષા, અદેખાઇ પ્રમુખ અકાર્ય અવશ્ય તજવા.

૧૦. જો તું ત્રિભુવનમાં પ્રભુતા મેળવવા ઇચ્છતો જ હો તો પારકા દોષ ગ્રહણ કરવાથી અથવા પરનિંદા કરવાની પડેલી કુટેવ સંપૂર્ણ પ્રયત્નવડે જરૂર તજી દે. એ જ મોટાઇ મેળવવાનો રાજમાર્ગ છે.

૧૧. જગતમાં સહુ કોઇને પ્રશંસવા ગોગ્ય આ ચાર પ્રકારના પુરુષો કહ્યા છે: ૧. સર્વોત્તમોત્તમ, ૨. ઉત્તમોત્તમ, ૩. ઉત્તમ અને ૪. મધ્યમ.

૧૨. એ ઉપરાંત ભારેકર્મી અને ધર્મવાસના રહિત જે અધમ અને અધમાધમ પુરુષો હોય તેમની પણ નિંદા તો ન જ કરવી. બની શકે તો તેમને સુધારવા. તેના પર કરુણા લાવવી. નિંદા તો સર્વથા કરવી જ નહીં, કેમ કે તેથી તેને કે પોતાને કશો ફાયદો થતો નથી. કરુણાબુદ્ધિથી તો સ્વપરને લાભ સંભવે છે.

૧૩. ઉપર જણાવ્યા પ્રમાણે તીર્થંકરાદિકના ગુણોનું ગ્રહણ બહુમાનપૂર્વક જો તું કરશે તો શીઘ્ર શિવસુખ પામીશ એમ ચોક્કસ સમજજે, કેમ કે પોતે સદ્‌ગુણી થવાનો એ સરલ અને ઉત્તમ માર્ગ છે, તેથી તેનો અત્યંત આદર કરવો જોઈએ.

૧૪. આજકાલ સંયમ-માર્ગમાં શિથિલતા ધારણ કરનારા અને સંયમક્રિયાની ઉપેક્ષા કરનારા પાસત્થાદિક સાધુ-યતિ-જનોની સભા સમક્ષ નિંદા, પ્રશંસા કરવી નહીં. નિંદાથી તે સુધરી શકશે નહીં ને પ્રશંસાથી તેમના દોષને પુષ્ટિ મળશે.

૧૫. હીનાચારી સાધુ-યતિઓ ઉપર કરુણા લાવી જો તેમને રુચે તો હિતબુદ્ધિથી સત્ય માર્ગ બતાવવો. ન રુચે ને રોષ કરે તો તેમના દોષ-દુર્ગુણ અન્યત્ર પ્રકાશવા નહીં.

૧૬. જેનો થોડો પણ ધર્મ ગુણદષ્ટિથી જોવામાં આવે તેનું બહુમાન ધર્મબુદ્ધિથી સદા ય કરવું યુક્ત છે, એથી સ્વપરને અનેક લાભ થવા સંભવ છે.

૧૭. સદ્‌ગુણીનું બહુમાન શુદ્ધ-નિષ્કપટભાવે કરનાર જન્માંતરમાં તેવા સદ્‌ગુણ જરૂર મેળવી શકે છે. સદ્‌ગુણોનું અનુમોદન-બહુમાન કરવું એ આપણે પોતે સદ્‌ગુણી થવાનું અમોઘ સાધન છે.

[ આ. પ્ર. પુ. ૩૫, પૃ. ૧૬૮. ]



## ધર્મસ્થિરતા ગુણમાં કરવો જોઇતો દૃઢ પ્રયત્ન.

૧. ધર્મના પ્રભાવે જે સુખસંપત્તિ પામ્યા છતાં જે કોઇ ધર્મની જ અવહેલના-અવગણના કરે છે તે સ્વોપકારી ધર્મનો દ્રોહ કરનારો પોતાનું ભવિષ્ય શી રીતે સુધારી શકશે ?

૨. એમ સમજી સાધુધર્મ કે ગૃહસ્થધર્મનું યથાવિધિ સેવન કરવા દૃઢ પ્રયત્ન કરવો ઘટે, કેમ કે શાસ્ત્રમાં આ મનુષ્ય-ભવાદિક સામગ્રી ફરી ફરી મળવી દુર્લભ છે.

૩. કોઈ રીતે પૂર્વ પુન્યયોગે આવી સામગ્રી પામ્યા છતાં જે પ્રમાદથી ધર્મનું સેવન કરતો નથી તેમને પાછળથી અવસાન વખતે બહુ બહુ ઝૂરવું પડે છે, તેમ જ અત્યંત દુઃખી થવું પડે છે.

૪. કાદવમાં ખૂંચેલો હાથી, ગલગ્રહિત મચ્છ, જાળમાં ફસાયેલો મૃગલો અને પાશમાં પડેલું પંખી જેમ ઝૂરે છે તેમ સુકૃતકમાણી વગરના જીવને મરણ સમયે ઝૂરવું પડે છે.

૫. લક્ષ્મી, યૌવન અને આયુષ્ય વિગેરે અસ્થિર હોવાથી ધર્મસેવનમાં જે પ્રમાદ કરે છે તે કાપુરુષ છે, સત્પુરુષ નથી. જે માણસ ધર્મસાધન કરવામાં વાયદા કરે છે અને આ દેખાતી ક્ષણિક વસ્તુઓમાં આસક્ત બની જાય છે તે જ તેમની દુર્ભવ્યતા બતાવે છે. ભવભીરુ સજ્જનો તો ભવનું સ્વરૂપ વિચારી ધર્મસેવનમાં શીઘ્ર સજ્જ થઇ જાય છે-લગારે પ્રમાદ કરતા નથી.

૬. જો તું સુખ-સૌભાગ્યાદિકને ઇચ્છતો હોય તો, હે આત્મન્ ! તું ધર્મસાધનમાં સદા ય આદર કર, ધર્મકાર્ય કરવામાં લગારે પ્રમાદ-ઉપેક્ષા કરીશ નહિ.

૭. જો ધર્મસાધન કર્યા વગર જ મનવાંછિત સુખ મળતાં હોત તો સકળ ત્રિભુવનમાં કયાં ય કોઈપણ દુઃખી–દુઃખભાગી ન હોત, એ વિચારી જોતાં સ્પષ્ટ જણાય–સમજાય તેવું છે.

૮. મનુષ્યપણું સહુમાં સાધારણ છતાં કેટલાંક સુખી ને કેટલાંક દુઃખી દેખાય છે. તે ઉપરથી વિવેકપૂર્વક વિચાર કરી જોઈશ તો જણાશે કે તે પ્રત્યક્ષ પુન્ય અને પાપ( ધર્મ અને અધર્મ )નું જ પરિણામ છે; છતાં પણ તું સ્વચ્છંદ અને આપ ડહાપણ કેમ તજતો નથી ?

૯. જો તું અચિન્ત્ય એવાં ઉત્તમ ફળની ઈચ્છા કરતો હોય તો ધર્મ વિષે દઢ આદર કર. ધર્મને જ અપૂર્વ ચિન્તામણિ, કામધેનુ, કામઘટ અને કલ્પવૃક્ષરૂપ સમજી તેની પ્રાપ્તિ માટે દઢ આદર કર.

[ આ. પ્ર. પુ. ૩૫, પૃ. ૨૭૭, ]

---

## પરનિંદા સમું કોઇ પાપ નથી એમ સમજી તે મહાપાપસ્થાનકથી ઓસરવું. એથી રાગ–દ્વેષની પરિણતિ ઘટશે અને સુખ–શાંતિ વધશે.

૧. ગમે તેવા ગુણને ધારણ કરતો છતો, પારકા દોષ કહેવામાં રસિક અને પોતાના ગુણોનો ગર્વ કરનાર લઘુતા અને અપજશ પામે છે, એમ સમજી પાછો ઓસર.

૨. અન્ય કોઇ કર્મવશાત્ અકાર્ય આચરતો હોય તો તેની તારે ચિંતા કરવાનું શું પ્રયોજન છે? તું તો અદ્યાપિ પર્યન્ત ભવદુઃખને વશ પડેલા પોતાના આત્માની જ ચિંતા કર. જન્મ-

મરણનાં દુઃખથકી આત્મા શી રીતે છૂટે તેનો વિચાર કર, વિચાર કર અને આ મહાપાપસ્થાનકથી પાછો ઓસર.

૩. પારકા દોષને કહેવાથી, તું નથી તો પામતો દ્રવ્ય કે નથી પામતો યશ. ઊલટો તેમ કરવાથી પોતાના સ્વજન સંબંધીને પણ તું શત્રુ બનાવે છે અને મહાઘોર દુઃખદાયી કર્મ બાંધે છે, માટે પરદોષકથનથી પાછો નિવર્ત, પાછો નિવર્ત.

૪. શાસ્ત્રમાં નિર્ગુણી જીવ ઉપર મધ્યસ્થ ભાવના રાખવી કહી છે અને પરદોષગ્રહણ કરવાનું તો અન્ય દર્શનીઓએ પણ નિષેધ્યું છે, તો પછી પરમ પવિત્ર વીતરાગપ્રણીત દર્શનનું તો કહેવું જ શું? તેનો વિચાર કર ને તે મહાદોષથી પાછો ઓસર.

૫. પારકા દોષને અને ગુણને સ્વયં સાક્ષાત્ ગ્રહણ કરતાં મનુષ્ય પોતાના આત્માને જ અનુક્રમે દોષવાન્ અને ગુણવાન્ બનાવે છે, એમ સમજી સદ્ગુણી બનવા ઇચ્છતા જનોએ પરના સદ્ગુણો જ ગ્રહણ કરવા અને દોષની ઉપેક્ષા કરવી તે જ ઉચિત છે.

૬. જેનામાં અનેક સદ્ગુણો હોય એવા જગતમાં બહુ વિરલા જ જણાય છે, પરંતુ એક જ્ઞાનાદિક પુષ્ટ ગુણવાળા જીવો પણ સર્વત્ર જણાતા નથી. તેવા એકાદ પુષ્ટ ગુણવાળા કોઇ સ્થળે જ લાભે છે. ગુણરહિત છતાં જેનામાં રાગ-દ્વેષાદિક પ્રબળ દોષો નથી તેમનું પણ કલ્યાણ સંભવે છે, તેમ જ જેનામાં અતિ અલ્પ દોષો છે તેમની પણ અમે પ્રશંસા કરીએ છીએ. મતલબ કે તેઓ પણ ઉન્નતિના માર્ગ ઉપર હોવાથી અનુક્રમે આત્મ-ઉન્નતિ કરશે જ, તેથી તે સર્વે અનુમોદન કરવા યોગ્ય જણાય છે.

૭. પ્રદ્વેષ–ઇર્ષ્યા–અદેખાઇ વગર પારકા દોષ કહેવાતા નથી, અને તે પ્રદ્વેષાદિક ભવવૃદ્ધિનું કારણ છે એમ સમજી પરનિંદા-અવર્ણવાદ પરિહરવા યોગ્ય છે. આ વિષયમાં ક્ષપક, કુંતલદેવી અને એક આચાર્યનાં ઉદાહરણો નીચે મુજબ જાણવાં.

( ૧ )

કુસુમપુરમાં અગ્નિશિખ નામનો ક્ષપક–સાધુ ચાતુર્માસ માટે કોઇ એક ગૃહસ્થના ઘરના નીચલા ભાગમાં રહ્યો હતો. એવામાં ત્યાં અરુણ નામનો અન્ય સાધુ આવીને ઉપલા ભાગમાં રહ્યો. તે સંયમાચારણમાં શિથિલ હતો, જ્યારે ક્ષપક સાધુ અનેક પ્રકારનાં આકરાં તપ કરતો હતો, પણ સાથેસાથ શિથિલાચારી અરુણની નિંદા કરતો હતો તેથી ઘણાં ભવ વધાર્યા. શિથિલ સાધુ તો ક્ષપક સાધુની તપકરણી વિગેરે જોઇને પ્રમુદિત થઇ તેની સ્તુતિ–પ્રશંસા કર્યા કરતો હતો તેથી તેને ભવભ્રમણ ઓછું થયું, એમ સમજી સુજ્ઞ જનોએ ગુણાનુરાગી જ થવું ઉચિત છે.

( ૨ )

કોઇ એક નગરમાં જિતશત્રુ રાજાની અનેક રાણીઓએ જિનપ્રાસાદ કરાવી તેમાં મહોત્સવ કરાવ્યો તે દેખી રાજાની પટ્ટરાણી કુંતલદેવી દ્વેષ કરતી મરીને કૂતરી થઇ, પ્રાસાદ દ્વારે રહેવા લાગી. કોઇ એક જ્ઞાની મહાત્માએ તેના પૂર્વભવનું સ્વરૂપ કહેવાથી જાતિસ્મરણ જ્ઞાન પામી, અનશન આદરી તે સ્વર્ગે ગઇ. એવી રીતે દ્વેષનાં માઠાં ફળ જાણી સુજ્ઞ જનોએ ઉક્ત દ્વેષ–દોષ અવશ્ય પરિહરવો, જેથી સત્ય–શાન્તિપૂર્વક જીવ સ્વોન્નતિ સાધી શકે.

( ૩ )

કોઈ એક ગચ્છમાં આચાર્ય સર્વ આગમના જાણ છતાં દૈવયોગે સંયમમાં શિથિલ થઈ ગયા અને તેમનો એક શિષ્ય સર્વ શાસ્ત્રમાં પારગામી થઈ, ક્રિયા-કાંડમાં બહુ ઉજમાળ રહેતો, તેથી શ્રાવકો તથા અન્ય સાધુઓ તે શિષ્યની પાસે બહુમાનપૂર્વક ધર્મશ્રવણ કરવા લાગ્યા. આથી તે આચાર્ય મનમાં પ્રદ્વેષ કરવા લાગ્યા; તો પણ તે ગુણવાન શિષ્ય આચાર્યની સદા ઉચિત સેવા કરતો. બાદ આચાર્ય કલુષિત પરિણામથી કાળ કરી ઉદ્યાનમાં વિષધર (સર્પ) થયા અને શિષ્ય સાધુ આચાર્ય બન્યા. સ્થંડિલ ભૂમિ જતાં અન્ય સાધુઓને મૂકી, નવા થયેલા આચાર્ય પ્રત્યે પ્રદ્વેષથી પેલો વિષધર તેની સામે દોડવા લાગ્યો. એવામાં કોઇ કેવળી ભગવાન ત્યાં પધાર્યા. તેમને તેનું સ્વરૂપ પૂછતાં તેમણે તેનું યથાર્થ સ્વરૂપ કહેવાથી શિષ્યો બહુ જ વૈરાગ્ય પામ્યા. પછી તે સર્પને પ્રતિબોધવા માટે તેના પૂર્વભવનું સ્વરૂપ જ ઉપાયરૂપ જાણી તે પૂર્વવૃત્તાંત સર્પને સંભળાવવાથી તે સર્પ જાતિસ્મરણજ્ઞાન પામી, અનશન આદરી દેવગતિ પામ્યો. પ્રદ્વેષ કરવાનાં કડવાં વિપાક સમજીને સુજ્ઞજનોએ કોઇના ઉપર પ્રદ્વેષ ન જ કરવો, પરંતુ ગુણાનુરાગી બની આત્મ ઉન્નતિ સાધવી.

(આ. પ્ર. પુ. ૩૫, પૃ. ૨૭૫.)

---

## શાસનરસિક શુદ્ધ મુનિઓ કેવા હોય ?

૧. મુનિઓ પરિસહો( અનુકૂળ કે પ્રતિકૂળ બન્ને )ને સહન કરવા-જીતવા સમર્થ હોય છે, કર્મનો ક્ષય કરવા શક્તિમાન હોય છે, જ્ઞાન-ધ્યાન અને તપરૂપી અલંકારવડે સુશોભિત હોય છે તથા શુદ્ધ આચારમાં તત્પર હોય છે.

૨. તેમનું મન શાંત હોય છે, તેમની દૃષ્ટિ સૌમ્ય–સર્વ પ્રાણીઓ ઉપર સમાનતાવાળી હોય છે, તેમની ઇંદ્રિયો નિર્વિકારી હોય છે.

૩. તેઓ સર્વ જગજ્જીવોનું શુભ ઇચ્છે છે, તેમનો મોહ શાંત થયેલો હોય છે. તેઓએ કામ અને ક્રોધનો સર્વથા નાશ કરેલો હોય છે.

૪. તેમની કોઇ નિંદા કરે કે કોઈ પ્રશંસા કરે તો તે બન્ને ઉપર તેઓ સમદૃષ્ટિવાળા હોય છે.

૫. તેઓ મેરુપર્વત જેવા ધીર હોય છે, પોતાના શરીર ઉપર પણ નિઃસ્પૃહ હોય છે.

૬. તેઓએ ઇંદ્રિયો, ક્રોધ, લોભ અને ભયરૂપી શત્રુઓનો પરાભવ કરેલો હોય છે. વળી તેઓ રાગદ્વેષથી રહિત હોય છે.

૭. સિદ્ધિરૂપી સ્ત્રીના સંગમની જ લાલસાવાળા હોય છે, નિરંતર જ્ઞાનનો અભ્યાસ કરવામાં તત્પર હોય છે અને તેઓ નિરંતર પ્રશમરસમાં જ મગ્ન થયેલા હોય છે.

૮. આવા ઉત્તમ આદર્શ સાધુનો દુર્લભ સમાગમ પામીને જે ભાગ્યવંત જનો તેનો દ્રવ્યભાવથી લાભ લઇ શકે છે તે સદ્‌ભાગી જીવોનું જીવિત સફળ થઈ શકે છે.

૯. એવા ઉત્તમ આદર્શ સાધુઓનું જીવન અનુકરણ કરવા લાયક હોઇ પ્રશંસાપાત્ર છે.

[ આ. પ્ર. પુ. ૨૮, પૃ. ૧૦૯ ]

---

## ખરા પંડિત કેવા હોય ?

૧. જેઓ સંસારના વાસથી વિરક્ત હોય છે અને મોક્ષનું સુખ મેળવવામાં જ ઉત્સુક હોય છે તેઓને જ સત્પુરુષો ખરા પંડિત કહે છે, તે સિવાયના પંડિત નામધારીઓ તો ઊલટા પંડિત શબ્દના અર્થને વગોવનારા છે.

૨. શુભ મનોભાવવાળા જેઓ સર્વ પ્રાણીઓ ઉપર સમભાવ–સમાનદૃષ્ટિ રાખે છે અને જેમણે સર્વથા પ્રકારે મમતાનો ત્યાગ કરેલો છે તેઓ જ મોક્ષપુરીમાં જઈ શકે છે.

[ આ. પ્ર. પુ. ૨૮, પૃ. ૧૧૫ ]

---

## ખરા શૂરવીર કેવા હોય ? ખરા શૂરવીરનું લક્ષણ.

૧. ઇંદ્રિયોનો જય કરવામાં જે શૂરવીર હોય અને કર્મનો બંધ કરવામાં કાયર હોય, જેણે તત્ત્વાર્થની વિચારણામાં મનને સ્થાપન કર્યું હોય, જે પોતાના શરીર ઉપર પણ નિઃસ્પૃહ હોય, જે પરીસહોના સૈન્યનું દલન કરવામાં સમર્થ હોય અને કષાયોનો વિજય કરવામાં શૂરવીર હોય તે જ પરમાર્થથી શૂરવીર કહેવાય છે.

૨. જેઓ સંસાર ઉચ્છેદક ચારિત્રનું સદા પાલન કરે છે તેવા સંયમી જનો જ રાગ–દ્વેષનો ક્ષય કરી મોક્ષપદને પામે છે.

૩. જેઓ નિર્મળ ભાવે બ્રહ્મચર્યનું પાલન કરવામાં તત્પર રહે છે તે ધીર પુરુષો જ ખરું આત્મ–તત્ત્વ ઉપાસી શકે છે.

૪. તેવા ધીર, વીર પુરુષો પ્રમાદ રહિત બની આત્મહિત સાધે છે.

૫. જે ભવભીરુ જનો સર્વ સંગ તજી તુચ્છ વિષયસુખથી વિરામ પામ્યા હોય છે તેઓનું જ જીવિત પ્રશંસાપાત્ર છે.

[ આ. પ્ર. પુ. ૨૮, પૃ. ૧૧૫ ]

---

## શ્રી વીરજયંતિ પ્રસંગે સહૃદય જનોના હિતાર્થે કિંચિત્ વક્તવ્ય.

મહાવીરનું પ્રવચન વિશ્વગામી, વિશ્વોપયોગી અને વિશ્વ-કલ્યાણસાધક છે, એમ તટસ્થ જોનાર કોઈપણ વિચારક કહી શકશે. તેનું તત્ત્વજ્ઞાન એટલું બધું ગંભીર અને ગહન છે કે જે દુનિયાના મોટા ભાગને નવીન જેવું લાગે. કર્મના સિદ્ધાન્તોના વિષયમાં તેનું વિવેચન એટલું બધું બારીક અને વિસ્તૃત છે કે–જગતના મોટા મોટા તત્ત્વજ્ઞાનીઓને પણ વિસ્મયાવહ થઈ પડે. એ વીતરાગની પ્રવચનધારામાં જે વિરક્ત ભાવો ભર્યાં હોય છે તે મહાન્ આકર્ષક છે, અને તેનાથી રાગાદિ મલગાલનનું કામ વિશિષ્ટરૂપે સધાય એ સ્વાભાવિક છે.

**સામ્યવર્ગ—**

મહાવીરદેવ સામ્યવાદને અપનાવે છે. સામ્યવાદ એ તેનો પ્રધાન સિદ્ધાંત છે. તેનું સ્પષ્ટ ફરમાન છે કે દુનિયાનો કોઇ પણ માણસ તેના શાસનક્ષેત્રમાં પ્રવેશ કરી શકે. તેનું શાસન જાતિભેદથી નિયંત્રિત નથી. ગમે તે જાતિ, ગમે તે વર્ણ અને ગમે તે દેશનો માણસ તેનો અનુયાયી થઇ શકે. ચંડાળો, અન્ત્યજો પણ તેના અનુયાયી બન્યા છે. ચંડાળો અને અન્ત્યજોને માટે પણ તેટલો જ મોક્ષ ઊઘાડો છે–જેટલો વાણિયા, બ્રાહ્મણો અને

ક્ષત્રિયોને માટે ઊઘાડો છે. મહાવીર પ્રવચનના અધિકારી ચંડાળો અને અન્ત્યજો પણ તેટલે દરજ્જે છે કે જેટલે દરજ્જે વાણિયા, બ્રાહ્મણો ને ક્ષત્રિયો છે. સમ્યક્ત્વ, શ્રાવકધર્મ, સાધુધર્મ અને શ્રેણીગત અવસ્થા જેમ વાણિયા, બ્રાહ્મણો ને ક્ષત્રિયો પામી શકે તેમ અંત્યજો અને ચંડાળો પણ પામી શકે. તેની વ્યાખ્યાન પરિષદમાં બધાને સ્થાન છે. મહાવીરની આ સામ્યદૃષ્ટિ છે. આ તેનો સામ્યવાદ છે. આ તેના શાસનની પ્રાણશક્તિ છે. તેના લક્ષાવધિ વ્રતધારી શ્રાવકોમાં ઉત્કૃષ્ટ ગણાતા દસ શ્રાવકોમાં પણ કણબી, કુંભાર જેવા શૂદ્રવર્ણના પણ હતા.

**અહિંસા—**

અહિંસા એ સામ્યવાદનું સર્વસ્વ છે. મહાવીર અહિંસાની દેદીપ્યમાન મૂર્તિ છે. અહિંસાધર્મના પ્રચારકોમાં મહાવીર સહુથી પુરોગામી છે. મહાવીરની અહિંસા વીરત્વપૂર્ણ છે અને તેનું સ્પષ્ટીકરણ અત્રે અસ્થાને નથી. ખાસ કરીને દેશની વર્તમાન સ્થિતિ મને સ્પષ્ટ લખવા પ્રેરે છે.

વાસ્તવમાં જે બળવાન અને બહાદુર હોય, યોદ્ધા અને બોદ્ધા—બુદ્ધ—પંડિત હોય તે અહિંસા ધર્મનું પાલન બહુ સરસ રીતે કરી શકે. મહાવીરના શાસનમાં ગૃહસ્થોને માટે અહિંસાનું ક્ષેત્ર 'નિરપરાધી સ્થૂલ (ત્રસ) જીવોને જાણી જોઇને ન મારું' એટલા પ્રમાણવાળુતું છે. આ નિયમ પ્રમાણે અપરાધીને ઉચિત શિક્ષા યા સજા આપવી એ ગૃહસ્થની નીતિરીતિને જૈનશાસ્ત્ર નિષેધતું નથી. ખરી દયા શૂરવીર જ બજાવી શકે. જે નબળો અને શક્તિહીન હોય તે પોતાની આંખો સામે મરાતાં જાનવરો યા માણસોને કંગાળ વદને ઊભો ઊભો ટગ ટગ જોયા કરશે. તેનાથી

બીજું શું વળવાનું ? પણ જો તે સ્થળે વીર યોદ્ધો હશે તો તે પોતાના બાહુબળથી અથવા શસ્ત્રદ્વારા તે ઘાતકીઓને હંફાવીને તે જનાવરોને યા માણસોને બચાવી લેશે. આ ઉપરથી સાફ જોઈ શકાય છે કે દયા–ધર્મ બજાવવા માટે વીરતાની, શૂરતાની, યુદ્ધપ્રવીણતાની અને બહાદુરીની કેટલી અગત્ય છે. પોતાના ઘર ઉપર ગુંડાઓનો હુમલો થતાં યા પોતાની સ્ત્રી ઉપર બદમાશો કૂદી પડતાં પોતે જો માંયકાંગલો હશે તો ડરીને આઘો ખસી જશે અને પોતાના ઘરને અને પોતાની સ્ત્રીને બદમાશોનો ભોગ થવા દેશે. જેઓ બળવાન અને વીર યોદ્ધા હોય તેઓ જ દેશ ઉપર હુમલો કરવા દોડી આવતા હુલ્લડખોરોને મારી ભગાવશે અને તેઓ જ ધર્મ ઉપર ત્રાપ મારતા વિધર્મીઓને હાંકી કાઢશે. તેઓ જ તીર્થરક્ષા કરી શકશે. તેઓ જ ધર્મરક્ષા કરશે અને તેઓ જ ઉન્નત મસ્તકે સંસારની સપાટી ઉપર નિર્ભયતા અને સ્વાધીનતા-પૂર્વક વિચારણા કરી શકશે. માયકાંગલાઓના કપાળમાં તો ગુલામી સિવાય બીજું શું નિર્માયેલું હોય ? તેઓ પોતાનાં ધર્મસ્થાનોમાં ગમે તેવી ધર્મકરણીઓ કરે અને ભજનીયાં ગાય અને ગમે તેટલા આડંબરપૂર્ણ ઉત્સવ–મહોત્સવો કરે પણ તે લોકો આખર ગુલામ જ છે. એઓ ખુશામદ યા ચાલાકી યા અર્થબળ ઉપર ભલે જીવતાં.

પદાર્થો–સંસારના હેતુભૂત હોય તે જ પદાર્થો મોક્ષના હેતુભૂત થાય અને જે પદાર્થો મોક્ષના હેતુભૂત હોય તે જ પદાર્થો સંસારના હેતુભૂત થાય. દાખલા તરીકે જે શરીરથી પાપ બંધાય તે જ શરીરથી ધર્મ સધાય. કહ્યું છે કે:—

'જે શરીરવડે વિવેકહીન માણસો સંસારના બીજને પરિપુષ્ટ કરે છે તે જ શરીરવડે સજ્જનો સંસારના બીજને સુકાવી નાખે છે.'

જે સ્ત્રીને નરકની ખાણ કહેવામાં આવે છે તે જ સ્ત્રી શાણી, સુશીલા અને ધર્માત્મા હોય તો પોતાના પતિને આડે રસ્તે જતાં રોકે અને ધર્મમાર્ગ પર લાવે અને તે જ સ્ત્રી તેના પતિને માટે મોક્ષ–લાભનું કારણ ગણાય.

એ પ્રમાણે જે તલવાર હિંસક શસ્ત્ર હોઈ અધર્મનું કારણ છે, તે જ તલવારથી દેશ અને ધર્મ ઉપર ચડી આવેલાં ઘાતકી દુશ્મનોનાં વાદળો ફેડી શકાય છે. અને એ રીતે દેશરક્ષા, પ્રજારક્ષા, ધર્મરક્ષા માટે યોગ્ય સમય પર યોગ્ય રીતે તલવારનો કરાતો ઉપયોગ એ તેનો સદુપયોગ હોઇ તે જ તલવાર ધર્મલાભનું કારણ બને છે. ઘર ઉપર કે ધર્મ ઉપર ત્રાપ મારતા દુશ્મનને હંફાવવાની શક્તિ પોતાનામાં ન હોય અને ડરીને આઘો ખસી જઇ શાંત થઈ ઊભો રહે તો એ શાંતિ કે ક્ષમા ન કહેવાય. એ તો ચોક્ખી નબળાઈ, કાયરતા યા બાયલાપણું છે. એવી નબળાઈને ક્ષમાનું નામ આપવું એ ક્ષમાદેવીની ચોક્ખી મશ્કરી છે.

ક્ષમા એ વીરનું ભૂષણ છે. શૂરવીર પોતાની શૂરવીરતાનો દુરુપયોગ ન કરતાં શાંતિ ધારણ કરે તો તેની ક્ષમા પૂજનીય ગણાય.

વીરશાસનને વીરો ઝીલી શકે; નબળાઓના હાથમાં આવતાં તેનું પતન થાય. એવી નબળી હાલતનું પરિણામ આખરે વિપરીત જ હોય. તેનામાં ખરું ઝનૂન હોય, ખરી વીરતા હોય,

તો તેમની આંખો સામે લૂંટાતા ધર્મ–ધન અને તીર્થ–ધનને તેઓ કંગાળ વદને ટગમગ જોઇ બેસી ન રહે. પોતાના ધર્મ–ધનની રક્ષા માટે તેમને પરમુખપ્રેક્ષી બનવું પડે છે. આડાં-અવળાં ફાંફાં મારવા સિવાય બીજો શો રસ્તો તેમને હોઇ શકે? ગુલામ બની બીજાની કૃપાના ટુકડા માટે ફાંફાં મારનાર તે કમજોરોથી બીજું શું થઇ શકે? લક્ષ્મીના મદ ઉપર તેઓ ગમે તેટલા ઝૂઝે, જોર મારે અને કદાચ પૈસાના પાણી કરી લાખના બાર હજાર મેળવે તો પણ તે મળેલો ટુકડો ગુલામોને સ્વાધીન નથી રહી શકતો. માયકાંગલાઓના હાથમાંથી તે ટુકડો છીનાવી લેવામાં સત્તાધીશો યા વિધર્મી બળવાનોને કેટલીવાર લાગવાની હતી?

જે કર્મ–શૂર હોય તે જ ધર્મશૂર હોય એ કોણ નથી જાણતું? **नमो अरिहंताणं** જે નવકાર મન્ત્રનો પ્રથમ સૂત્રપાત છે તેમાં જે અરિને મારનારાઓને નમસ્કાર કરવામાં આવ્યો છે એ મંગળમય નમસ્કારમાં કોઇ વિલક્ષણ જુસ્સો ભર્યો છે. પરમ પૂજનીય મંત્રધ્વનિમાં કોઇ એવી વીજળી મૂકી છે જેનું ધ્યાન આત્મામાં એક મહાન બળ રેડે છે. જો કે તે અરિ-આદિથી રાગદ્વેષાદિ ભાવ અરિઓ લેવાય છે પણ તે ભાવ અરિઓને સંપૂર્ણ હણવા માટે પરમોત્કૃષ્ટ શરીરબળની પણ અનિવાર્ય આવશ્યકતા છે એ વાતની કોઇ ના પાડી શકે તેમ નથી. જૈનશાસ્ત્ર ખુલ્લું જણાવે છે કે મુક્તિપ્રાપ્તિ માટે જેમ સમ્યગ્દર્શનાદિ આભ્યંતર સામગ્રીની આવશ્યકતા છે તેમ પરમોત્કૃષ્ટ શરીરબળની પણ આવશ્યકતા છે–એ વગર મુક્તિ કદી મળે જ નહિ એ મહાવીરનો ઉદ્‌ઘોષ છે.

એ વસ્તુસ્થિતિનો વિચાર કરતાં જણાઇ આવે છે કે સારાસાર પરિણામ વસ્તુ ઉપર આધાર નથી રાખતાં પણ વસ્તુના ઉપયોગ ઉપર આધાર રાખે છે. વસ્તુનો સદુપયોગ સુપરિણામ લાવે છે જ્યારે તેનો જ દુરુપયોગ દુષ્પરિણામ લાવે છે.

પ્રાણીઓ પ્રત્યે દયાની હાર્દિક લાગણી ધરાવનાર મનુષ્ય અહિંસા ધર્મના સિદ્ધાંતને વ્યાપકરૂપે પોતાની જીવનચર્યામાં ઉતારનાર હોવો જોઈએ. બીજાના ભલા માટે સ્વાર્થનો ભોગ આપવામાં તેને રસ પડતો હોવો જોઇએ. બીજાનું બૂરું કરીને લાભ મેળવવાની લાલચ તેના હૃદયમાં ઉત્પન્ન ન થવી જોઇએ. અન્યાય અને અધર્મથી મળતી લક્ષ્મી તેને મન વિષરૂપ ગણાવી જોઈએ, સત્ય અને સંયમ એ તેના જીવનનાં આભૂષણ હોવાં જોઇએ. આવા ગૃહસ્થો પણ જેમ શાસ્ત્રકુશળ હોય તેમ જો શસ્ત્રકુશળ હોય તો તેઓ વિશેષ ધર્મોદ્યોત કરી શકે. એવા ગૃહસ્થોના હાથમાં ચમકતી તરવાર તેમના સાત્ત્વિક આત્મજુસ્સાનું જ્વલંત ચિહ્ન છે. એ તેમનું ધર્મખડ્ગ છે. એ તેમના આત્મસન્માનનો જળહળતો પુરાવો છે. એવા ધર્મખડ્ગધારી ધર્મયોદ્ધાઓ આ વીરભૂમિમાંથી જ્યારે નીપજશે ત્યારે જ વીરધર્મનો ડંકો વાગવાનો.

**સંગઠન—**

વીર ધર્મનો ડંકો વગાડવા માટે વીરભક્ત સમાજને સંગઠિત થવાની પરમ આવશ્યકતા છે. યોદ્ધાઓ પણ છિન્નભિન્ન દશામાં પડેલા હોય તો તેમનાથી પણ કાંઇ ન વળે. ગચ્છોના તથા ફીરકાઓના ઝઘડા બધા ય પાણીમાં પધરાવી દેવા જોઇએ. હૃદયમાં એ કોતરી રાખવું જોઇએ કે ભિન્નભિન્ન રીતે ક્રિયા કરતાં

છતાં પણ વીતરાગધર્મની આરાધના કરી શકાય છે. આ ઉદાર તત્ત્વ વીરભક્તોના હૃદયોમાં વસી જાય અને માત્ર સહિષ્ણુતા અને ઉદારભાવનો વિકાસ થાય તો તેમનું સંગઠન થતાં વાર ન લાગે. જે સમાજનો ઇષ્ટદેવ મૈત્રીભાવના સિદ્ધાંતનો અસાધારણ પ્રચારક હોય અને જે ધર્મ-શાસનનો મૂળ મંત્ર મૈત્રીભાવ હોય તે સમાજમાં અંદર અંદર કુસુંપ હોય, પરસ્પર વેરવિરોધ હોય અને ઝગડાંરગડાં ચારે બાજુ ફેલાયેલા હોય એ કેટલી બધી શરમાવનારી બીના ગણાય? આવી છિન્નભિન્ન દશામાં આપણને એ પણ ભાન નથી રહ્યું કે જૈનોની શી દશા છે? જૈનસમાજ કેવી બીમારીમાં સપડાયો છે અને તેનું ભવિષ્ય કેવું છે? વસ્તીપત્રકના આંકડા વાંચનારાઓને ખબર હશે કે જૈનવસ્તીના સંબંધમાં તે આંકડા કેટલા બધા રોમાંચક છે અને જ્યાં દશ દશ વર્ષે પચાસ યા સાઠ હજારની સંખ્યા ઘટતી હોય તે સમાજનું આયુષ્ય કેટલું કલ્પવું?

કેટલાક ભોળા માણસો એવું કહી નાંખે છે કે હરકત શી છે? એકવીશ હજાર વર્ષ તો વીરશાસન રહેવાનું છે પણ તેમણે જરા વિચાર કરવો ઘટે કે તેમને એકવીશ હજાર વર્ષ સારી હાલતમાં પસાર કરવાં છે કે દીનહીન કે છિન્નભિન્ન હાલતમાં બીજાના ઠેલા ખાઇને પૂરાં કરવાં છે? માટે હાલની આપણી શોચનીય સ્થિતિનાં કારણો શોધીને તે માટે ચાંપતા ઉપાયો લેવા જોઇએ. આવા ભયંકર ઘટાડા માટે દૈવને દોષ દેતા પૂર્વે પોતાના જાતિબંધુઓની દુર્દશા તરફ નિરીક્ષણ કરવાની જરૂર છે. એકલા ગુજરાત-કાઠિયાવાડ ઉપર નહીં પણ જ્યાં જ્યાં જૈનોની વસ્તી છે તે બધા પ્રદેશો ઉપર વિચારદૃષ્ટિ ફેંકવાની જરૂર છે, ત્યારે જ માલમ પડી શકે કે જૈનોમાં ભૂખમરો અને ગરીબાઇનો

કેટલો ત્રાસ વર્તી રહ્યો છે? અને પેટને માટે ધર્મ પરાઙ્મુખ થવાનું કેટલા પ્રમાણમાં બને છે? ખરી વાત તો એ છે કે પેટમાં રોટલો પડ્યો હોય તો જ કંઇ કલ્યાણનો માર્ગ સૂઝે.

આ દિગ્દર્શનથી શાસનની દાઝ દિલમાં ધરી જો કંઇ પણ સમયોચિત જૈન સમાજના હિતની ખાતર યથાશક્ય પ્રયત્ન કરવામાં આવશે તો હજી પણ તેમાં સારો સુધારો થવા પામી જૈન-સમાજનું ભલું થવા સાથે શાસનોન્નતિ થવા પામશે, પરંતુ વેરવિરોધભરી વૃત્તિ વધવા દેવાથી તો તેનો વહેલો વિનાશ થવા પામશે.

[ આ. પ્ર. પુ. ૩૫, પૃ. ૨૨૩. ]

---

## આચારાંગ સૂત્રનાં સુભાષિતો.

૧. જગતના લોકોની કામનાનો પાર નથી. તેઓ ચાલણીમાં પાણી ભરવાનો પ્રયત્ન કરે છે.

૨. કામો પૂર્ણ થવાં અશક્ય છે અને જીવિત વધારી શકાતું નથી. આમ કામી મનુષ્યો શોક કર્યા જ કરે છે તથા ઝૂર્યા કરે છે.

૩. હે ધીર! તું આશા અને સ્વચ્છંદતાને છોડી દે, તે એ શલ્ય સ્વીકારીને જ તું રખડ્યા કરે છે. સુખનું સાધન માનેલી વસ્તુઓ જ તારા દુઃખનું કારણ થઈ પડે છે.

૪. તારાં સગાંસંબંધી, વિષયભોગો કે દ્રવ્યસંપત્તિ તારું રક્ષણ કરી શકતાં નથી કે તને બચાવી શકતાં નથી. તેમ જ તું પણ તેમનું રક્ષણ કરી શકતો નથી કે તેને બચાવી શકતો નથી. દરેકને પોતાનાં સુખ, દુઃખ જાતે જ ભોગવવાં

પડે છે માટે જ્યાંસુધી પોતાની ઉમર હજુ મૃત્યુથી ઘેરાઇ નથી તથા શ્રોત્રાદિ ઇંદ્રિયોનું બળ તેમજ પ્રજ્ઞા-સ્મૃતિ-મેધા વિગેરે કાયમ છે ત્યાંસુધી અવસર ઓળખી શાણા પુરુષે પોતાનું કલ્યાણ સાધી લેવું જોઇએ.

૫. જેઓ કામગુણોને ઓળંગી જાય છે તેઓ ખરેખર મુક્ત છે. અકામથી કામને દૂર કરતાં તેઓ પ્રાપ્ત થયેલા કામ-ગુણમાં પણ ખૂંચતા નથી.

૬. કામભોગોમાં સતત મૂઢ રહેતો માણસ ધર્મને ઓળખી શકતો નથી. **વીર ભગવાને** કહ્યું છે કે મહામોહમાં બીલકુલ પ્રમાદ ન કરવો. શાંતિના સ્વરૂપનો અને મરણનો વિચાર કરીને તથા શરીરને નાશવંત જાણીને કુશળ પુરુષ કેમ પ્રમાદ કરે ?

૭. બધાં પ્રાણીઓને જીવન અને સુખ પ્રિય છે તથા દુ:ખ અને મરણ અપ્રિય તથા પ્રતિકૂળ છે. તેઓ જીવિતની કામનાવાળા અને જીવિતને પ્રિય માનનારા છે. બધાંને જીવિત પ્રિય છે. પ્રમાદને લીધે પ્રાણોને અત્યારસુધી જે વ્યથા આપી છે તેને સમજીને ફરીથી તેવું ન કરવું તેનું નામ ખરી સમજ છે, અને એ જ કર્મોની ઉપશાંતિ છે. ભગવાને આપેલી આ સમજને સમજતો અને સત્ય માટે ઉદ્યમવંત થયેલો મનુષ્ય કોઇપણ પ્રકારનું પાપકર્મ કરે નહિં કે કરાવે નહિ. (કારણ કે પાપકર્મ માત્રમાં કોઈ ને કોઇ જીવવર્ગની હિંસા કે દ્રોહ રહેલા જ હોય છે.)

૮. જે અહિંસામાં કુશળ છે અને જે કર્મબંધથી મુક્તિ મેળવવાના જ પ્રયત્નમાં રહે છે તે સાચો બુદ્ધિમાન છે. પ્રમાદ

અને તેને પરિણામે કામ-ગુણોમાં આસક્તિ એ જ હિંસા છે, માટે બુદ્ધિમાને પ્રમાદથી જે 'મેં પહેલું કર્યું તે હવેથી નહિં કરું' એવો દૃઢ નિશ્ચય કરવો જોઈએ. જે માણસ વિવિધ પ્રાણીઓની હિંસામાં પોતાનું જ અનિષ્ટ જોઈ શકે છે, તે જ તેનો ત્યાગ કરવા સમર્થ થઇ શકે છે. જે માણસ પોતાનું દુઃખ જાણે છે તે જ બીજાનું દુઃખ જાણે છે અને જે બીજાનું દુઃખ જાણે છે તે જ પોતાનું દુઃખ પણ જાણે છે. શાંતિને પામેલા સંયમીઓ બીજાની હિંસા કરીને જીવવા નથી ઈચ્છતા.

૯. મનુષ્યે અન્ય જીવોની રક્ષાની બાબતમાં બેદરકાર ન રહેવું. જે અન્ય જીવની બાબતમાં બેદરકાર રહે છે તે પોતાની બાબતમાં બેદરકાર રહે છે; તેમ જ જે પોતાની બાબતમાં બેદરકાર રહે છે તે અન્ય જીવની બાબતમાં પણ બેદરકાર રહે છે.

૧૦. હિંસાના મૂળભૂત હોઇ, કામગુણો જ સંસારના ફેરા છે. સંસારના ફેરા છે તે કામગુણોનું બીજું નામ જ છે. બધી બાજુ અનેક પ્રકારના રૂપો જોતો અને શબ્દો સાંભળતો મનુષ્ય તે બધામાં આસક્ત થાય છે તેનું નામ જ સંસાર છે. એવો માણસ મહાપુરુષોએ બતાવેલે માર્ગે ચાલી શકતો નથી પરંતુ ફરી ફરીને કામગુણોનો આસ્વાદ લેતો, હિંસાદિ અશુભ પ્રવૃત્તિઓ કરતો પ્રમાદપૂર્વક સંસારમાં જ મૂર્ચ્છિત રહે છે.

૧૧. જે મનુષ્ય શબ્દાદિ કામગુણોમાં રહેલી હિંસાને જાણવામાં કુશળ છે તે અહિંસાને સમજવામાં કુશળ છે અને જે અહિંસાને સમજવામાં કુશળ છે તે શબ્દાદિ કામગુણોમાં રહેલી હિંસાને સમજવામાં કુશળ છે.

૧૨. વિષયોના સ્વરૂપને જે બરાબર જાણે તે સંસારને

બરાબર જાણે અને જે વિષયોનું સ્વરૂપ નથી જાણતો તે સંસારનું સ્વરૂપ પણ નથી જાણતો.

૧૩. મેં સાંભળ્યું છે અને મને અનુભવ છે કે બંધનથી છૂટા થવું એ તારા જ હાથમાં છે, માટે જ્ઞાનીઓ પાસેથી સમજ પ્રાપ્ત કરીને હે પરમ ચક્ષુવાળા પુરુષ! તું પરાક્રમ કર. એનું જ નામ બ્રહ્મચર્ય છે એમ હું કહું છું.

૧૪. હે ભાઇ! તારી જાત સાથે જ યુદ્ધ કર. બહારનાની સાથે યુદ્ધ કરવાથી શું? પોતાની જાત જેવી યુદ્ધને યોગ્ય બીજી વસ્તુ મળવી દુર્લભ છે.

૧૫. હે ભાઈ! તું જ તારો મિત્ર છે, બહાર ક્યાં મિત્ર શોધે છે? તારી પોતાની જાતને જ નિગ્રહમાં રાખીશ તો બધા દુઃખોથી મુક્ત થઇ શકીશ.

૧૬. પ્રમાદીને બધે પ્રકારે ભય છે; અપ્રમાદીને કોઇ પ્રકારે ભય નથી. તે સદા નિર્ભય છે.

૧૭. ધર્મને જ્ઞાની પુરુષો પાસેથી સમજીને કે સ્વીકારીને સંઘરી ન રાખવો, પરંતુ પ્રાપ્ત થયેલા ભોગ પદાર્થમાંથી પણ વૈરાગ્ય મેળવી લોકપ્રવાહને અનુસરવાનું છોડી દેવું.

૧૮. જગતમાં જ્યાં જુઓ ત્યાં આરામ–સુખશીલતા દીસે છે એમ સમજી, ત્યાંથી ઇંદ્રિયોને હઠાવી લઇ સંયમી પુરુષે જિતેન્દ્રિય થઇને વિચરવું.

૧૯. જે પોતાનાં કાર્યો સાધવા ઇચ્છે છે તેવા વીરપુરુષે હમેશાં જ્ઞાનીના કહ્યા મુજબ પરાક્રમ કરવું.

૨૦. **વીરશિષ્ય ગૌતમાદિકની** પેઠે અપ્રમત્તપણે વર્તવાથી બેડો પાર થાય છે. ભવસમુદ્ર તરી શકાય છે.

૨૧. સંયમીને અંત સુધી રણસંગ્રામમાં મોખરે ઝૂઝનારા વીરપુરુષની ઉપમા અપાય છે. એવા જ મુનિ પારગામી થઇ શકે છે. તે સંયમમાં સ્થિર રહે તો કદાપિ ગભરાઇને પાછો ન હઠે.

૨૨. ઇન્દ્રિયોના સંબંધમાં આવેલા તમામ વિષયને અનુભવવા એ શકય નથી, પરંતુ સંયમી પુરુષ તેમાં થતાં રાગ-દ્વેષ-(આસક્તિ)નો ત્યાગ કરે એ માર્ગ શકય અને હિતકર છે.

૨૩. જે જ્ઞાની સુવિવેકી છે તેને માટે કશા ઉપદેશની જરૂર નથી.

૨૪. કુશળ પુરુષ કંઈ કરે અથવા ન કરે તેથી તે બદ્ધ નથી અને મુક્ત પણ નથી; તો પણ લોકરુચિને બધી રીતે બરાબર સમજીને, સંયમને ઓળખીને તે કુશળ પુરુષ પૂર્વેના મહાપુરુષોએ ન આચરેલાં કર્મો આચરતો નથી. ( એવું ડહાપણભર્યું આચરણ કરવાનું તે ભૂલતો નથી ).

૨૫. એક બીજાની શરમથી કે ભયથી પાપકર્મ ન કરનાર શું મુનિ કહેવાય ? ખરો મુનિ તો સમતાને બરાબર સમજીને પોતાના આત્માને નિર્મળ કરનારો હોય છે.

૨૬. જે સરલ હોય, મુમુક્ષુ હોય અને અદંભી હોય તે જ સાચો અણગાર છે. જે માણસ શ્રદ્ધાથી ગૃહત્યાગ કરે તે જ શ્રદ્ધાને, શંકાઓ અને આસક્તિ છોડી સદા ટકાવી શકે. વીરપુરુષો એ જ કલ્યાણકારી મહામાર્ગે જ ચાલેલા છે.

૨૭. સુખ-દુઃખમાં સમભાવ રાખી જ્ઞાની પુરુષોના સંગમાં રહેવું અને કોઇ પણ પ્રાણીને પોતાની કોઈ પણ ક્રિયાથી

પરિતાપ ન આપવો. પાપથી ડરનારા અને પૃથ્વીની પેઠે બધું સહી લેનારા મહામુનિ ઉત્તમ શ્રમણ કહેવાય છે.

૨૮. ઉત્તમ ધર્મપદને અનુસરનારા, તૃષ્ણા રહિત, ધ્યાન અને સમાધિયુક્ત તથા અગ્નિની શિખા જેવા તેજસ્વી વિદ્વાન સાધુના તપ, પ્રજ્ઞા અને યશ વૃદ્ધિ પામે છે.

૨૯. એ પ્રકારે કામગુણોથી મુક્ત રહી વિવેકપૂર્વક આચરણ કરનાર તે ધીર–વીર સાધુનાં પૂર્વે કરેલાં તમામ પાપ-કર્મ, અગ્નિથી જેમ સોના–ચાંદીનો મેલ દૂર થઇ જાય તેમ, સાફ થઇ જાય છે.

૩૦. સર્વ બંધનથી ને પરઆશંસાથી રહિત નિરાલંબ અને અપ્રતિબદ્ધ એવો મહામુનિ જન્મ–મરણથી સર્વથા મુક્ત થાય છે.

[ આ. પ્ર. પુ. ૩૫, પૃ. ૧૧૭ ]

ગ્રન્થ નં.

## શ્રી ઉત્તરાધ્યયન સૂત્રનો સદ્બોધ.

### ૧. આદર્શ સાધુ જીવન

૧. સરલ સ્વભાવ, ૨. તિતિક્ષા ( સહિષ્ણુતા ), ૩. નિર-ભિમાનતા, ૪. અનાસક્તિ (તૃષ્ણા રહિત દશા), ૫. નિંદા કે પ્રશંસા બન્ને સ્થિતિમાં સમાનતા, ૬. પ્રાણીમાત્ર ઉપર સમાનભાવ, ૭. એકાંતવૃત્તિ અને ૮. સતત અપ્રમત્તતા–એ આઠ ગુણો ત્યાગ-ધર્મની ઇમારતના પાયા છે. તે પાયા જેટલા પરિપક્વ ( મજબૂત )

અને પુષ્ટ તેટલું જ ત્યાગીજીવન ઉચ્ચ અને સુવાસિત. એ સુવાસમાં અનંત ભવની વાસનામય દુર્ગંધ નષ્ટભ્રષ્ટ થઈ ભવ્યાત્મા ઊંચી ને ઊંચી ભૂમિકામાં જઇ આખરે અંતિમ લક્ષ્ય( શાશ્વત મોક્ષ )ને પ્રાપ્ત કરે છે.

## ૨. સમુદ્પાલીય.

### સમુદ્રપાલનનું જીવન

વાવેલું અફળ જતું નથી. આજે નહિ તો કાલે પણ તે બીજ ફળવાનું જ છે. શુભ વાવી, શુભ પામી, શુદ્ધ થવું એ આપણા જીવનનો હેતુ છે.

સમુદ્રપાલે પૂર્વે શુભ વાવી, શુભસ્થાનમાં યોજાઇ, મનગમતાં સાધનો પ્રાપ્ત કરી તેને ભોગવ્યાં પણ ખરાં ને તજ્યાં પણ ખરાં; પરંતુ તેનો હેતુ તો કંઈક જુદો જ હતો અને તે હેતુ પાર પાડવા માટે જ જાણે ફાંસીને લાકડે જતાં ચોરને જોયો ન હોય! તેમ તેને જોતાં જ તેની દૃષ્ટિનાં પડળો ખુલી ગયા. માત્ર વસ્તુ પર જ નહિ પરંતુ વસ્તુના પરિણામ તરફ દૃષ્ટિ ગઇ. પૂર્વસંસ્કાર સ્ફુર્યા, પવિત્ર થવાની પ્રેરણા જાગી, અને એ સમર્થ આત્માએ પોતાની સાધના પૂરી કરી.

## ૩. અરિહનેમિય.

### અરિષ્ટનેમિનું જીવન

શરીર, સંપત્તિ અને સાધનો પૂર્વપુણ્યથી પ્રાપ્ત થાય છે. પુન્યાનુબંધી પુન્ય હોય તો પ્રાપ્ત થયેલાં સાધનો સન્માર્ગે જ યોજાય છે અને ઉપાદાનમાં સહકારી નીવડે છે.

શુદ્ધ ઉપાદાન એટલે જીવાત્માની ઉન્નત દશા. આવી ઉન્નત દશાવાળો આત્મા ભોગોનાં પ્રબળ પ્રલોભનોમાં પડવા છતાં સહજ નિમિત્ત મળે કે તરત છટકી જાય છે.

નેમિનાથ કૃષ્ણવાસુદેવના પિત્રાઇ ભાઇ હતા. પૂર્વભવના પ્રબળ પુરુષાર્થથી તેનું ઉપાદન શુદ્ધ થયું હતું, તેનો અંતરાત્મા સ્ફટિક જેવો ઊજળો હતો, હજીએ તેને ઉન્નત દશામાં જવું હતું; તેથી જ આ ઉત્તમ રાજકુળમાં મનુષ્યભવે તેનું આગમન થયું હતું.

ભરયૌવન, સર્વાંગસૌમ્ય શરીર, વિપુલ સમૃદ્ધિ પામ્યા છતાં તેનું મન તેમાં રાચતું નહતું. કૃષ્ણ મહારાજાના અતિ આગ્રહવશાત્ તેમનું સગપણ ઉગ્રસેન મહારાજાની રંભા સમાન સ્વરૂપવતી રાજીમતી નામની કન્યા સાથે થયું.

ભરપૂર ઠાઠમાઠથી આખા યાદવકુળ સાથે નેમિકુમાર પરણવા ચાલ્યા. રસ્તામાં બાંધેલાં પશુઓનો પોકાર સાંભળી સારથિને પૂછ્યું કે આ બિચારા શા સારુ પીડાય છે? સારથીએ કહ્યું : પ્રભુ! એ તો આપના લગ્નમાં આવેલા મીજમાનોનાં ભોજન માટે બાંધી રાખ્યાં છે.

મારાં લગ્ન નિમિત્તે આ ઘોર હિંસા! તેજીને ટકોર બસ છે. તે જ વખતે લગ્નનો હર્ષ સુકાઇ ગયો. એ રાજકુમાર પરણ્યા વિના ઘેર પાછા વળ્યા અને આખરે યુવાનવયમાં રાજપાટ અને ભોગવિલાસ એ બધું તજી દઇ મહાયોગી થયા. સહજ વિચાર જીવનના કેવા પલટા કરી મૂકે છે? સાવધ થયેલો આત્મા શું નથી કરી શકતો?

## ૪. સંયતિય.

### સંયતિ રાજર્ષિ

ચારિત્રશીલનું મૌન જે અસર ઉપજાવે છે તે હજારો વક્તાઓ કે લાખો ગ્રંથો ઉપજાવી શકતાં નથી. જ્ઞાનનું ફળ ચારિત્રનું સ્ફુરણ છે. ચારિત્રની એક જ ચિનગારી સેંકડો જન્મોના કર્માવરણ( માળાજાળ )ને બાળી શકે છે, ચારિત્રની સુવાસ કલ્મષો( પાપો )ને નિર્મળ કરી શકે છે.

એકદા કાંપિલ્યનગરના સંયતિ મહારાજા મૃગયા ( શિકાર ) માટે એક ઉદ્યાનમાં નીકળી પડ્યા, તેથી એ કાંપિલ્યકેસર ઉદ્યાનમાં રહેલા નિર્દોષ એવાં મૃગાદિ પશુઓ ત્રાસી ઊઠ્યાં. રસમાં આસક્ત થયેલા મહારાજાના હૃદયમાં અનુકંપા દેવીને બદલે નિર્દયતાનો વાસ જામ્યો હતો.

ઘોડા પર બેસી કેંક મૃગલાઓને બાણો માર્યાં. બાદ જેવો તે ઘવાયેલા મૃગલા પાસે આવે છે તેવો જ તેની પાસે પદ્માસને બેઠેલા એક યોગીશ્વરને જુએ છે અને જોતાં જ ચમકે છે. તુરત જ અશ્વપરથી ઉતરી મુનીશ્વર પાસે આવી વિનયપૂર્વક તેમના ચરણ પૂજે છે, નમસ્કાર કરે છે. ધ્યાનમાં અડોલ રહેલા યોગીશ્વરને કશોએ ખ્યાલ નથી. તે તો મૌન સમાધિમાં બેઠા છે, પરંતુ મહારાજા યોગીરાજ તરફથી પ્રત્યુત્તર ન મળતાં ભયભીત થાય છે. વિનાવાંકે કરેલી નિર્દોષ પશુઓની હિંસા તેને વારંવાર ખટકયા કરે છે. અનુકંપાની લ્હેરો ઉછળી પડે છે.

યોગીશ્વર ધ્યાનમાંથી નિવૃત્ત થાય છે કે શીઘ્ર મહારાજા પોતાનું નામ જણાવી યોગીરાજના કૃપાપ્રસાદને મેળવવાની

જિજ્ઞાસા રજૂ કરે છે. યોગીરાજ તેમને યથાર્થ ભાન કરાવે છે અને ત્યાં જ એ સંસ્કારી આત્માનો તે જ ક્ષણે ઉદ્ધાર થાય છે.

[ આ. પ્ર. પુ. ૩૩, પૃ. ૧૯૯ ]

---

# વિશ્વવ્યાપક જૈન દર્શન.

( આત્માનો ક્રમિક વિકાસ અને મહામોહ-પરાજય )

## આગમનો સાર શું છે?

પુંડરીક મુનિએ એક વખત ગુરુશ્રીને પ્રશ્ન કર્યો કે પ્રભુ! ચૌદ પૂર્વનું જ્ઞાન તો એક સમુદ્ર જેવું છે, એનો સાર ટૂંકામાં મને જણાવશો?

## આગમનો સાર ધ્યાનયોગ—

સમંતભદ્રાચાર્યે જણાવ્યું "પુંડરીક! આખા જૈન આગમનો સાર નિર્મળ ધ્યાનયોગ છે. આખા સિદ્ધાંત–સમુદ્રનો સાર ફક્ત આ શબ્દમાં આવી જાય છે. જૈનશાસ્ત્રમાં ગૃહસ્થધર્મને અંગે તથા ત્યાગી સાધુધર્મને અંગે જે મૂળગુણો અને ઉત્તરગુણો બતાવ્યા છે, જે જે બાહ્ય ક્રિયાઓ કહી છે તે સર્વ કરીને પણ અંતે ધ્યાનયોગ કરવાનો છે. આ સર્વ પાંચ મહાવ્રત કે બાર વ્રતાદિ ગુણો અને કરાતી તપ, જપ, સેવા, ભક્તિ, દાનાદિ ક્રિયાઓનો હેતુ ધ્યાનયોગ સાધવાનો છે.

## ધ્યાન માટે મનની શુદ્ધિ—

મુક્તિને માટે ધ્યાનયોગની જરૂર છે અને ધ્યાનની સિદ્ધિ માટે મનને નિર્મળ કરવાની જરૂર છે. મનને નિર્મળ કરવામાં અહિંસાદિ સાધનો ઉપયોગી છે. આ પ્રમાણે આ બધાં

અનુષ્ઠાન, કર્મકાંડ, વ્રત, તપ, જપાદિ કરવામાં આવે છે તે બધાં મનની શુદ્ધિ માટે કરવાનાં છે. આમ આ વ્રત કે અનુષ્ઠાન–કર્મકાંડ કરવાથી જ ઇતિકર્ત્તવ્યતા કે પૂર્ણતા માની લેવાની નથી. તે તો મણ રૂમાં પ્રથમ પૂણીરૂપ છે. ત્યારપછી ધ્યાનયોગ સિદ્ધ કરીને આત્માનું શુદ્ધ સ્વરૂપ પ્રગટ કરવાનું છે.

પુંડરીક મુનિ! આ પ્રમાણે તમે મારો કહેવાનો ભાવાર્થ સમજ્યા હશો કે–આ બધાં કર્મકાંડ, વ્રત, તપ, જપાદિ એક ધ્યાનયોગ સિદ્ધ કરવા માટે જ છે. જો આ ધ્યાનયોગ સિદ્ધ ન થાય તો આ વ્રત, તપ, જપાદિથી આત્માને શાંતિ–પૂર્ણતા મળતી નથી, તે તો બધા અંગો છે. અનેક અંગો એકઠાં થવાથી સંપૂર્ણ કાર્ય સિદ્ધ થાય છે માટે **ધ્યાનયોગ એ સર્વનો સાર છે.**

## આરંભાદિ મળનો ત્યાગ—

આ ધ્યાનયોગ સિદ્ધ કરવા માટે આરંભાદિ મળો પ્રથમ દૂર કરવા જોઇએ. બાહ્ય આચાર–વિચારની શુદ્ધિ કરવી જોઇએ. સર્વ પ્રકારની ઉપાધિનો ત્યાગ કરનાર ધ્યાનયોગ સારી રીતે સાધી શકે છે. જે કોઇ પ્રાણી ઉપાધિ રહિત થઇને ધ્યાનયોગને માર્ગે ચડતો જાય છે, તે નિર્મળ આત્મા જૈન હોય કે જૈનેતર હોય પણ તાત્ત્વિક દૃષ્ટિએ તે જિનશાસનમાં વર્તે છે અને તે સંસારનો છેદ કરી શકે છે.

## અનુષ્ઠાનની વ્યાપકતા—

જેમ સર્વ રોગનું મૂળ કારણ વાત, પિત્ત અને કફ છે, તેથી જે ઔષધથી વાત, પિત્ત કે કફની શાંતિ થાય, આરોગ્યતા

પ્રાપ્ત થાય તે તેને માટે ઉત્તમ ઔષધ છે, તેવી રીતે જે ઉપાયથી રાગદ્વેષ અને મોહરૂપ દોષો–આંતરવ્યાધિઓ નાશ પામે, આત્માને નિર્મળ કરે, તે ઉપાયો જૈન દર્શનમાં હોય કે જૈનેતરમાં હોય છતાં તે સર્વજ્ઞના મતને અનુકૂળ–સંમત છે. અને જે અનુષ્ઠાન મનને મલિન કરનારાં–મોક્ષને હઠાવનારા છે તે અનુષ્ઠાન કરનાર જૈન મુનિ હોય કે જૈન ગૃહસ્થ હોય પણ તે અનુષ્ઠાનો જૈનદર્શનથી બહારનાં છે.

ચિત્તની નિર્મળતા કરનાર સત્ય તત્ત્વનું જ્ઞાન અને વિશુદ્ધ વર્ત્તન ગમે તે દર્શનમાં હોય તો તેથી મોક્ષપ્રાપ્તિ થાય છે. આત્માનો વિકાસ કરવામાં બાહ્ય વેષને મુખ્ય સ્થાન નથી પણ નિર્મળતાને–રાગદ્વેષની મંદતાને અને આત્માના ઉપયોગની અખંડ જાગૃતિને મુખ્ય સ્થાન આપ્યું છે.

## ધ્યાનની વ્યાપકતા—

ધ્યાનયોગ સર્વથી શ્રેષ્ઠ છે, મોક્ષનો તે સાધક છે, સર્વ ઉપાધિથી વિશુદ્ધ થયેલા જીવો જ તેને સાધે છે.

ધ્યાનયોગ કરનાર જીવોએ એકાંત સ્થાને બેસીને પોતાના સાવમનવડે ઉપયોગદ્વારા અંતરમાં જોયા કરવું. મનમાં જો અશુભ વિચારો આવે તો સમજવું કે તે વિચારોથી પાપબંધ થાય છે. જો મનમાં શુભ વિચારો આવે તો તે ઉદાસીનતાવાળી સ્થિતિ કહેવાય છે. આ સ્થિતિમાં વધારે વખત સ્થિરતા કરવાથી આત્મા કર્મને તોડી નાખી મુક્ત થાય છે.

## આત્માનો પરિણમન ધર્મ—

સંસારી આત્મામાં પરિણમન ધર્મ રહેલો છે. કોઇ ને કોઇ

આકારે પરિણમવું, તદાકાર થવું એ કર્મથી બંધાયેલા આત્માને ગમે છે અને તે પરિણમન પામીને રાગદ્વેષ કરે છે. આવો જીવનો સ્વભાવ છે કે સારા યા માઠા કારણમાં પરિણમી આત્મા પુન્ય-પાપથી બંધાય છે, પણ જ્યારે કોઈ શુભાશુભ પરિણમે આત્મા પરિણમતો નથી ત્યારે તે પોતાના શુદ્ધ સ્વભાવમાં રહે છે. આ રાગદ્વેષ વિનાની મધ્યસ્થ દશામાં રહેવાથી આત્મા કર્મોથી છૂટે છે.

હિંસા, અસત્ય, ચોરી, વ્યભિચાર, ધનાદિનો સંચય, ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, કલેશ, નિંદા ઈત્યાદિમાં મન આદિની પ્રવૃત્તિ કરવી, મનમાં તેને લગતા વિચારો-વિકલ્પો કરવા એ બધાથી અશુભ કલ્લોલો-વિચારો પ્રગટે છે. જેમ અપથ્ય ભોજન કરતાં રોગની વૃદ્ધિ થાય છે તેમ આ હિંસાદિકની પ્રવૃત્તિવાળા વિચારોથી પાપકર્મની વૃદ્ધિ થાય છે. જેમ પથ્ય ભોજન કરવાથી સુખ અને પુષ્ટિ થાય છે તેમ અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, ત્યાગ, ક્ષમા, નમ્રતા, સરલતા, સંતોષ, વૈરાગ્ય, પ્રેમ, શાંતિ, પરોપકાર, પ્રભુસ્મરણ, સેવાધર્મ વિગેરેના વિચારો કરવાથી શુભ કલ્લોલો-શુભ વિચારો પ્રગટે છે.

આ બન્ને શુભાશુભ વિચારોવાળા મનમાં ઉત્પન્ન થતા કલ્લોલોવડે આત્મા પુન્ય-પાપથી બંધાય છે. આ બન્ને મનની કલ્પનાવાળા જાળાંને ત્યજી દઈને, આત્મા ઉદાસીનતાવાળી મનની શાંત સ્થિતિમાં રહે છે તે ધ્યાન કહેવાય છે. આ ધ્યાનથી કેવળ કર્મની નિર્જરા થાય છે, કેમકે તેટલા વખત માટે આત્મા પોતાના આત્મામાં પરિણમી રહે છે. આ સ્થાને રાગદ્વેષ ન હોવાથી આવતા કર્મો અટકી જવારૂપ સંવર થાય છે અને પૂર્વના બાંધેલાં કર્મોનો નાશ થવારૂપ નિર્જરા પણ થાય છે; માટે

તેવા મુમુક્ષુ જીવોએ રાગદ્વેષનો નાશ કરનાર વિવિધ ઉપાયો વડે મનની કલ્પનાંવાળા જાળાંને તોડી નાંખવાં, વિકલ્પો બંધ કરી દેવા અને **સ્વસ્વરૂપમાં તદાકાર થઇને રહેવું એ ઉત્તમ પ્રકારનું ધ્યાન છે.**

## ધ્યેયની વ્યાપકતા—

જીવો વિવિધ પ્રકારની રુચિવાળા હોય છે. કોઇને કોઇ એક પ્રકારે તો કોઇને બીજા જ પ્રકારે ચિત્તની શુદ્ધિ થાય છે. ભગવાને અનેક આલંબનો બતાવ્યાં છે છતાં જેવું સામું આલંબન તેવું ચિત્ત થાય છે. સારા આલંબનથી ચિત્ત સારો આકાર ધારણ કરે છે, ખરાબ આલંબનથી ચિત્ત અશુભ આકાર ધારણ કરે છે. આ વાત દરેકને અનુભવસિદ્ધ છે ચિત્તની સ્થિરતા માટે જેનાથી વૈરાગ્ય ઉત્પન્ન થાય, મન રાગદ્વેષ વિનાનું બને તેવું રાગદ્વેષ રહિત પરમાત્માનું ધ્યાન કરવું તે ઉત્તમ છે. આ ઉત્તમ પ્રકારનું શુભ આલંબન છે તેથી જીવને પુન્યપ્રકૃતિ બંધાય છે. આ આલંબન દૃઢ થતાં તે આલંબનનો પણ ત્યાગ કરીને આત્માએ આત્માકારે—સ્વસ્વરૂપે પરિણમી રહેવું તે ઉત્તમોત્તમ ધ્યાન છે, તેથી કર્મોનો નાશ થાય છે અને આત્મા પોતાનું શુદ્ધ સ્વરૂપ પ્રગટ કરે છે. આ સ્વગત તત્ત્વનું ધ્યાન છે. વીતરાગ પરમાત્માદિનું ધ્યાન તે પરગત તત્ત્વ છે. સ્વગત તત્ત્વના ધ્યાનથી કર્મની નિર્જરા થાય છે ત્યારે પરગત તત્ત્વના નામ—સ્મરણ, ધ્યાનાદિથી શ્રેષ્ઠ પુન્ય બંધાય છે, પરંપરાએ તે મોક્ષનું પણ કારણ છે.

## વિશ્વમાં પરમાત્મા એક છે—

ધ્યાન કરવા માટે જેનું આલંબન લેવામાં આવે છે તે

પરમાત્મા વિશ્વમાં એક જ છે. તે સર્વ જાણનાર હોવાથી સર્વજ્ઞ છે, સર્વ જોનાર હોવાથી સર્વદર્શી છે, રાગદ્વેષ રહિત હોવાથી નિર્મોહી છે. આવા સ્વરૂપવાળો દેવ જ્યારે દેહધારી હોય છે ત્યારે તેને સકલ-સાકાર કહેવામાં આવે છે, જ્યારે તે મોક્ષને પ્રાપ્ત થયેલ હોય છે ત્યારે તેને નિષ્કલ-નિરાકાર કહે છે. આ જ દેવ વિશ્વનો પ્રભુ થવાને લાયક છે. આવા સ્વરૂપવાળો હોય તે જ દેવ કહેવાય છે. આ પ્રમાણે જેણે દેવના સંબંધમાં નિશ્ચય કર્યો છે તેને તે દેવના નામમાં વપરાયેલા વિવિધ શબ્દોથી ભેદબુદ્ધિ-જુદા જુદા દેવો છે તેવી બુદ્ધિ થતી નથી. તેવા ગુણવાળા દેવને કોઇ બુદ્ધ કહે, કોઇ બ્રહ્મા કહે, કોઇ વિષ્ણુ કહે, કોઈ મહેશ્વર કહે અને કોઇ જિનેશ્વર કહે તો તેમાં કોઇ પણ પ્રકારે અર્થનો ભેદ થતો નથી. જો પરમાર્થ એક છે તો પછી નામનો ઝગડો કરવાનું કાંઈ કારણ નથી. પૂર્વે કહેલા ગુણવાળા તે પ્રભુને જાણીને જેઓ તેને ભજે છે તે તેનો પ્રભુ છે. આ મારો દેવ છે અને આ તારો દેવ જુદો છે, એ તો કેવળ દ્વેષ જ છે. જે તેના તરફ પ્રેમ રાખીને તેનું ધ્યાન ભજન કરે છે તેનું કલ્યાણ થયા વિના રહેતું નથી. જે સર્વ કલેશથી રહિત છે, સર્વ જીવો ઉપર સમભાવ રાખનાર છે તે દેવ છે-એવો નિશ્ચય કરનારને તેના આરાધનથી અવશ્ય લાભ થાય છે. સંસારી જીવોમાં જે વિવિધતા દેખાય છે તે વિવિધતા કર્મોની ઉત્પન્ન કરેલી છે. જ્યારે તે આત્મા કર્મપ્રપંચથી મુકત થાય છે ત્યારે તે પરમાત્માથી જુદો ગણી શકાતો નથી. તે પરમાત્મસ્વરૂપ જ છે. તે અશરીરી છતાં અનંત શકિતથી પૂર્ણ છે. તેની આજ્ઞાનું આરાધન કરવાથી એટલે તેના કહેવા પ્રમાણે ચાલ-

વાથી જીવો મુક્ત થાય છે. આવા સ્વરૂપવાળો પરમાત્મા છે એમ જેણે જાણ્યું છે, ભાવથી તેનો જેણે સ્વીકાર કર્યો છે તેવા નિર્ણયવાળા જીવોને દેવના સંબંધમાં કોઇ કારણથી વિવાદ ઉત્પન્ન થતો નથી અર્થાત્ જુદા જુદા નામોથી તે વિવાદ કરતો નથી. જેઓ પોતાની અજ્ઞાનતાવડે રાગદ્વેષ અને મોહ-વાળામાં દેવપણાની કલ્પના કરે છે, માન્યતા રાખે છે, તેને તત્ત્વજ્ઞ પુરુષો કરુણાબુદ્ધિથી મના કરે છે કે તે દેવ ન કહેવાય.

આ પ્રમાણે પુંડરીક તને તાત્ત્વિક દેવનું સ્વરૂપ નિવેદિત કર્યું, તે દેવનું સ્વરૂપ પ્રમાણસિદ્ધ હોવાથી સર્વ ધર્મવાળાનો એક જ વીતરાગ દેવ છે.

## વિશ્વમાં એક જ ધર્મ છે—

પુંડરીક ! પારમાર્થિક દૃષ્ટિએ વિચારતાં શુદ્ધ ગુણરૂપ કલ્યાણનો કરવાવાળો ધર્મ પણ વિશ્વમાં એક જ છે. તે શુદ્ધ ગુણો દશ છે, તેમાં સર્વ ધર્મોનો સમાવેશ થઇ જાય છે. પ્રથમ ગુણ **ક્ષમા** રાખવી-ક્રોધનો નાશ કરવો. બીજો ગુણ **નમ્રતા** રાખવી—અભિમાનનો નાશ કરવો. ત્રીજો ગુણ **શૌચ** એટલે બાહ્ય શરીરની પવિત્રતા જાળવવી, શરીરથી કોઇને નુકશાન થાય તેવી પ્રવૃત્તિ ન કરવી અને અભ્યંતર શૌચમાં મનની પવિત્રતા રાખવી. ચોથો ગુણ **તપ** બાહ્ય અને અભ્યંતર તપ કરવો. બાહ્ય તપમાં ઇચ્છાનો નિરોધ થાય તેવી પ્રવૃત્તિ કરવી, અભ્યંતર તપમાં કર્મને તપાવે-નાશ કરે તેવાં ધ્યાનાદિ કરવા. **સંયમ** પાંચમો ગુણ છે. ઇન્દ્રિયોને તથા મનને વશ કરવાં તે સંયમ છે. **મુક્તિ** છઠ્ઠો ગુણ છે. એટલે લોભનો ત્યાગ કરવો, સંતોષ ( દ્રવ્યાદિકમાં ) રાખવો. સાતમો ગુણ **સત્ય** છે. સત્ય બોલવું, પ્રિય

બોલવું, હિતકારી બોલવું. **બ્રહ્મચર્ય** આઠમો ગુણ છે. મન, વચન, શરીરવડે દૃઢ બ્રહ્મચર્ય પાળવું. **આર્જવ** નવમો ગુણ છે, સરલતા રાખવી, કપટ ન કરવું. **ત્યાગ** દશમો ગુણ છે. સર્વસ્વ ત્યાગ કરી આત્માનું શુદ્ધ સ્વરૂપ પ્રગટ કરવું. આ દશ પ્રકારનો ધર્મ છે. તેનાથી સ્વર્ગ અને મોક્ષની પ્રાપ્તિ થાય છે.

આ દશ પ્રકારનો ધર્મ એ વિશ્વમાન્ય હોવાથી તેમાં પંડિતો આ ધર્મ સાચો અને આ ધર્મ જૂઠો એમ કોઇ પ્રકારે વિવાદ કરતા નથી. આ **વિશ્વવ્યાપક** ધર્મ વિશ્વને માન્ય છે અને સર્વ ધર્મોનો સમાવેશ તેમાં થાય છે, માટે વિશ્વમાં એક જ ધર્મ છે એમ કહેવામાં કાંઇ દોષ નથી.

જેઓ આ દશ પ્રકારના ધર્મથી વિરુદ્ધ સ્વભાવવાળા હિંસાદિક દોષોને ધર્મરૂપે માને છે તેને મહાત્માઓ કરુણા દૃષ્ટિથી સમજાવે છે કે તે ધર્મ ન જ કહેવાય. પુંડરીક ! આ પ્રમાણે વિચાર કરતાં વિશ્વમાં એક જ ધર્મ છે.

## મોક્ષનો માર્ગ એક જ છે—

પુંડરીક ! મોક્ષનો માર્ગ પણ પરમાર્થિક દૃષ્ટિએ એક જ છે. કોઇ મોક્ષમાર્ગને **સત્વ** કહે છે, કોઇ **લેશ્યાશુદ્ધિ** કહે છે, કોઇ **શક્તિ** કહે છે, કોઇ **પરમવીર્ય** કહે છે. આ સર્વ નામભેદથી જુદા માર્ગો કહેવાય છે; પણ અર્થથી વિચાર કરતાં તે સર્વનું સાધ્ય એક જ છે.

આ જ પ્રમાણે આચરણમાં પણ શબ્દો જુદા પડે છે, છતાં ભાવાર્થ તો એક જ છે. કોઈ **અદૃષ્ટ**નો નાશ કરવાનું કહે છે, કોઇ **કર્મના સંસ્કારો**નો નાશ કરવાનું કહે છે, કોઇ **પુન્ય-**

**પાપનો** નાશ કરવા કહે છે, કોઇ **શુભાશુભનો** નાશ કરવા કહે છે, કોઇ **ધર્મ-અધર્મ**નો અને કોઇ **પાપનો** નાશ કરવા કહે છે. આ બધાનો ભાવાર્થ વિચારતાં આત્મા સિવાય જે કાંઇ આત્માની સાથે રહેલું છે અને જેનાથી જીવો સુખ-દુઃખ ભોગવતાં વારંવાર જન્મ-મરણ કરે છે તેનો નાશ કરવો, તે ( જડ-મલિન ) તત્ત્વને આત્માથી અલગ કરવું એમ બધા ધર્મવાળાઓ કહે છે. આ પ્રમાણે કર્ત્તવ્ય ધર્મ પણ આત્માનો એક જ છે.

## સાધન એક્તા—

આત્માને મેલ વગર તેના નિર્મળ આકારમાં-સ્વરૂપમાં પ્રકટ કરવા માટે વ્રત, તપ અને ધ્યાનાદિ સાધનો બતાવવામાં આવ્યાં છે. આ શુદ્ધ આત્મસ્વરૂપ પ્રકટ કરવાનાં સાધનોનું જ્ઞાન કરવું તે સાચું જ્ઞાન છે. તેના ઉપર શ્રદ્ધા કરવી તે સાચી શ્રદ્ધા છે અને તે જ્ઞાન તથા શ્રદ્ધા પ્રમાણે ક્રિયા કરવી-વર્ત્તન કરવું તે ચારિત્રરૂપ મોક્ષનો માર્ગ છે. આ પ્રમાણે-જેઓએ તત્ત્વને શુદ્ધ બુદ્ધિથી જાણ્યું છે, તે મેરુની માફક દૃઢ-નિશ્ચલ મનવાળાને મોક્ષના માર્ગમાં-સાધનોમાં ભ્રાંતિ ક્યાંથી હોય ? એવા મહાત્માઓ, તત્ત્વમાર્ગથી ભ્રષ્ટ થઇ આમતેમ ભટકતા ફરનારા જીવોને કૃપાની લાગણીથી પ્રતિબોધે છે કે-ભાઇ ! એ માર્ગ મોક્ષનો નથી, એ સાધનો આત્માને પ્રગટ કરનારાં નથી, તમે આ રસ્તે આવો, આ વ્યાપક દર્શન છે, સર્વ દર્શનોનો તેમાં સમાવેશ થઇ જાય છે.

## મોક્ષની એક્તા—

પુંડરીક મુનિ ! મોક્ષ પણ એક જ છે. પૂર્વોક્ત સાધનોવડે જે શુદ્ધ સત્ત્વ-પવિત્ર આત્મા પ્રગટ થાય છે, તે અવિચળ છે,

નિત્ય છે, સિદ્ધ છે, સુંદર છે, અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતઆનંદ, અનંતવીર્ય, અરૂપ–અમૂર્ત્ત ઈત્યાદિ સ્વભાવવાળા પોતાના સ્વરૂપમાં રહેવું તે મોક્ષનું લક્ષણ છે, અર્થાત્ અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતઆનંદ, અનંતવીર્યવાળો અમૂર્ત સ્વરૂપ આત્મા પોતાના સ્વરૂપમાં રહે તે મોક્ષ છે.

આ આત્માની સ્થિતિને કોઈ **સંસિદ્ધ** કહે, કોઇ **નિવૃત્તિ** કહે, કોઇ **શાંતિ** કહે, કોઇ **શિવ** કહે, કોઈ **અક્ષય** કહે, કોઇ **અવ્યય** કહે, કોઈ **અમૃત** કહે, કોઇ **બ્રહ્મ** કહે, કોઈ **નિર્વાણ** કહે. એ બધા શબ્દોમાં ભેદ છે પણ વાત તો એકની એક જ છે. એ સર્વ મોક્ષને જ જણાવવાવાળા શબ્દો છે.

આ હકીકત સાંભળીને પુંડરીક મુનિનાં મનનું સારું સમાધાન થયું. ગુરુશ્રીએ જણાવ્યું કે આ સર્વ બાબતોનું સમાધાન બારમા દૃષ્ટિવાદ નામના અંગના અભ્યાસથી મળશે. પુંડરીક મુનિએ અનુક્રમે તે દૃષ્ટિવાદનો અભ્યાસ કર્યો. તે ગીતાર્થ થયા એટલે ગુરુશ્રીએ તેમને આચાર્યપદે સ્થાપન કર્યા.

આચાર્યશ્રી સમંતભદ્રસૂરિ નિર્વાણ પામ્યા. પુંડરીકાચાર્યને પણ કેવળજ્ઞાન થયું. સાધ્વી મહાભદ્રા મહત્તરા અને સુલલિતા સાધ્વી પણ છેવટે નિર્વાણ પામ્યા. શ્રી ગર્ગમુનિ તથા સુમંગલાદિ સાધ્વીઓ દેવલોકમાં ગયા.

[ આ. પ્ર. પુ. ૩૨, પૃ. ૧૦૭ ]



# અનેકાન્તવાદનું સ્વરૂપ.

" કારણ વિષયક વાદોનું એકાંતને લીધે મિથ્યાપણું અને અનેકાંતને લીધે સમ્યગ્-યથાર્થપણું. "

કાળ, સ્વભાવ, નિયતિ, પૂર્વકૃત-અદૃષ્ટ અને પુરુષવાદી કારણ વિષેના એકાન્તવાદો અયથાર્થ છે અને તે જ વાદો સમાસથી પરસ્પર સાપેક્ષપણે મળવાથી યથાર્થ છે.

**ભાવાર્થ:**—કાર્યની ઉત્પત્તિ કારણુને આભારી છે. કારણ વિષે પણ અનેક મતો છે તેમાંથી અહીં પાંચ કારણવાદોનો ઉલ્લેખ છે. કોઈ કાળવાદી છે જેઓ ફક્ત કાળને જ કારણ માની તેની પુષ્ટિમાં કહે છે કે જુદાં જુદાં ફળો વરસાદ, શરદી, ગરમી વિગેરે બધું ઋતુભેદને જ આભારી છે અને ઋતુભેદ એટલે કાળવિશેષ.

કોઇ સ્વભાવવાદી છે જેઓ સ્વભાવને જ કાર્યમાત્રનું કારણ માની તેના સમર્થનમાં કહે છે કે પશુઓનું સ્થળગામીપણું, પક્ષીઓનું ગગનગામીપણું અને ફૂળનું કોમળપણું તેમ જ કાંટાનું તીક્ષ્ણપણું-અણીદારપણું એ બધું પ્રયત્નથી કે બીજા કોઇ કારણથી નહીં પણ વસ્તુગતસ્વભાવથી જ સિદ્ધ છે.

કોઇ નિયતિવાદી છે તે નિયતિ સિવાય કોઇને કારણ ન માનતાં પોતાના પક્ષની પુષ્ટિમાં કહે છે કે જે સાંપડવાનું હોય તે સારું કે નરસું સાંપડે જ છે. ન થવાનું થતું નથી અને થવાનું મટતું નથી; તેથી તે બધું નિયતિને આભારી છે. એમાં કાળ, સ્વભાવ કે બીજા કોઇ કારણને સ્થાન-અવકાશ નથી.

કોઇ અદૃષ્ટવાદી અદૃષ્ટને જ કારણ માની તેની પુષ્ટિમાં

કહે છે કે બધા માણસો પૂર્વસંચિત કર્મયુક્ત જન્મે છે અને પછી પોતે ધાર્યું ન હોય તેવી રીતે સંચિત કર્મના પ્રવાહમાં તણાય છે. માણસની બુદ્ધિ સ્વાધીન નથી. પૂર્વોપાર્જિત સંસ્કાર પ્રમાણે જ તે પ્રવર્તે છે, માટે અદૃષ્ટ જ બધા કાર્યોનું કારણ છે.

કોઇ પુરુષવાદી પુરુષને ફક્ત કારણ માની તેની પુષ્ટિમાં કહે છે કે જેમ કરોળીયો બધા તાંતણા સરજે છે, જેમ ઝાડો બધા ફણગાઓ પ્રગટાવે છે તેમ ઇશ્વર જગતના સર્જન, પ્રલય અને સ્થિતિનો કર્તા છે. ઇશ્વર સિવાય બીજું કશું જ કારણ નથી. જે કારણરૂપે બીજું દેખાય છે તે પણ ઇશ્વરને જ આધીન છે, તેથી બધું જ ફક્ત ઇશ્વરતંત્ર છે.

આ પાંચ વાદો યથાર્થ નથી, કેમકે તે દરેક પોતાના મંતવ્યો ઉપરાંત બીજી બાજુ જોઇ શકતા ન હોવાથી અપૂર્ણ છે અને છેવટે બધા પારસ્પરિક વિરોધથી જ હણાય છે. જ્યારે એ પાંચે વાદો પરસ્પર વિરોધીપણું છોડી, એક જ સમન્વયની ભૂમિકા ઉપર આવી ઊભા રહે છે ત્યારે તેઓમાં પૂર્ણતા આવે છે અને પારસ્પરિક વિરોધ જતો રહે છે. એટલે તે યથાર્થ બને છે. એ સ્થિતિમાં કાળ, સ્વભાવ આદિ ઉકત પાંચે કારણોનું કાર્યજનક સામર્થ્ય જે પ્રમાણસિદ્ધ છે તે સ્વીકારાય છે અને એ પ્રમાણસિદ્ધ કારણોનો અપલાપ ( અનાદર–નિષેધ ) થતો નથી. ( સન્મતિ તર્ક, તૃતીય કાંડ પૃ. ૫૩. )

**" આત્મા વિષે નાસ્તિત્વ આદિ છ પક્ષોનું મિથ્યાપણું અને અસ્તિત્વાદિ છ પક્ષોનું સમ્યક્‌પણું. "**

'આત્મા નથી, તે નિત્ય નથી, તે કાંઇ કરતો નથી, તે

કરેલ કર્મોને વેદતો નથી, તેનું નિર્વાણ–મોક્ષ નથી અને મોક્ષનો ઉપાય નથી, એ છ મતો મિથ્યાજ્ઞાનનાં સ્થાનો છે.'

"આત્મા છે, તે અવિનાશી છે, તે ( વિવિધ ) કર્મ કરે છે, તે તેનું ફળ અનુભવે છે, તેને નિર્વાણ ( મોક્ષ ) છે અને મોક્ષનો ઉપાય છે. એ છ મતો યથાર્થ જ્ઞાનનાં સ્થાનો છે."

**ભાવાર્થ:**—આધ્યાત્મિક વિકાસની સંપૂર્ણતા સાધવામાં જે પક્ષના આગ્રહો એક કે બીજી રીતે આડે આવે છે અને જે આગ્રહો તેમાં સહાયક થાય છે તે બન્ને પ્રકારના આગ્રહોનું અહીં કથન છે. સાધનમાં બાધક થનારા આગ્રહો ભ્રાન્ત દૃષ્ટિ ઉપર રચાયેલા હોઇ **અયથાર્થ** અને અભ્રાન્ત દૃષ્ટિ ઉપર રચાયેલા સહાયક આગ્રહો **યથાર્થ** છે.

૧. એમ માનવું કે આત્મા જેવું કોઇ તત્ત્વ જ નથી તે **અનાત્મવાદ**, ૨. એમ માનવું કે આત્મતત્ત્વ છે તો ખરું પણ તે નિત્ય ન હોઈ વિનાશી છે તે **ક્ષણિકાત્મવાદ**, ૩. એમ માનવું કે આત્મા છે તો નિત્ય પણ તે કૂટસ્થ હોઇ કશું કર્તૃત્વ નથી ધરાવતો તે **અકર્તૃત્વવાદ**, ૪. એમ માનવું કે આત્મા કંઇ કરે છે ખરો પણ તે ક્ષણિક હોઇ અગર નિર્લેપ હોઇ વિપાક અનુભવતો નથી તે **અભોક્તૃત્વવાદ**, ૫. એમ માનવું કે આત્મા હમેશાં જ કર્ત્તા અને ભોક્તા રહેતો હોવાથી તેના સ્વરૂપની પેઠે રાગદ્વેષાદિ દોષોનો અંત જ નથી આવતો તે **અનિર્વાણવાદ**, ૬. એમ માનવું કે સ્વભાવથી આત્મા ક્યારેક મોક્ષ પામે છે પણ તેને મેળવવાનો બીજો કશો જ ઉપાય નથી તે **અનુપાયવાદ**.

આ છમાંથી કોઈ પણ એક વાદનો આગ્રહ બંધાઇ જાય તો કાં તો આધ્યાત્મિક સાધનામાં પ્રવૃત્તિ જ ન થાય અને થાય તો તે વિશેષ આગળ ન ચાલે અને છેવટ સુધી તો ટકે જ નહીં; તેથી એના સ્થાનમાં અનુક્રમે નીચેના આગ્રહો આવશ્યક ( જરૂરના ) છે:—

૧. આત્મા છે એમ માનવું, ૨. તે છે એટલું જ નહીં પરંતુ અવિનાશી છે એમ માનવું, ૩. તે માત્ર અવિનાશી જ નહિ પણ કર્તૃત્વશક્તિ ધરાવે છે એમ માનવું, ૪. તે જેમ કર્તૃત્વશક્તિ ધરાવે છે તેમ ભોકતૃત્વશક્તિ પણ તેમાં છે એમ માનવું, ૫. કર્તૃત્વ અને ભોકતૃત્વશક્તિ હોવા છતાં કયારેક પ્રવૃત્તિના પ્રેરક રાગદ્વેષાદિક દોષોનો અંત શકય છે એમ માનવું, અને ૬. તે અંતનો ઉપાય છે કે જે આચરી શકાય એવો છે એમ માનવું. આ છએ આગ્રહો સાધકને શ્રદ્ધા અર્પી, તે દ્વારા સાધનામાં આગળ વધવા પ્રેરે છે તેથી તે સમ્યગ્–યથાર્થ છે.

## વાદમાં અનેકાંતદષ્ટિના અભાવે આવતા દોષો.

એકાન્તવાદી સાધર્મ્યથી કે વૈધર્મ્યથી અર્થ–સાધ્યનું સાધન કરે ત્યારે પરસ્પર અથડાતા એ બંને અસદ્વાદ ઠરે છે.

દ્રવ્યાસ્તિકનું વક્તવ્ય **સામાન્ય** અને પર્યાયાસ્તિક વક્તવ્ય **વિશેષ** છે. એ બંને નિરપેક્ષપણે છૂટા છૂટા યોજવામાં આવે તો એકાન્તવાદને વિશિષ્ટ બનાવે છે અર્થાત્ ઊભો કરે છે.

( વાદીદ્વારા ) હેતુનાં વિષયરૂપે મૂકવામાં આવેલ સાધ્યને પરપ્રતિવાદી જે રીતે આક્ષેપ સમજી દૂષિત કરે છે તે જ રીતે

જો વાદીએ તે સાધ્યને દર્શાવ્યું હોત તો તે કોઈનાથી જીતાત? અર્થાત્ કોઇથી ન જીતાત.

એકાન્ત અસત્ય બોલનાર કે સત્ય છતાં અનિશ્ચિત બોલનાર વાદી લૌકિકો અને પરીક્ષકોના આક્ષેપનો વિષય બને છે.

**ભાવાર્થ:**—વાદભૂમિમાં ઉતરનાર વાદી જો અનેકાંતદૃષ્ટિ રાખ્યા વગર તેમાં ઊતરે તો તે કદી સફળ ન થાય, ઊલટું અસદ્વાદી ઠરે, હારે અને શિષ્ટોની નિંદાનું પાત્ર બને. એ વસ્તુ અહીં બતાવવામાં આવી છે.

કોઇ પણ વાદી પોતાના પક્ષનું સાધન (સમર્થન) ભલે સાધર્મ્ય કે વૈધર્મ્ય દૃષ્ટાન્તથી કરે, પણ જો તેનો પક્ષ એકાન્ત હશે તો બીજા વિરોધી પક્ષ સાથે અથડાશે અને છેવટે બંને અસદ્વાદ–મિથ્યાવાદ ઠરવાના; માટે અનુમાનમાં જે સાધ્ય મૂકવું તે એકાન્તદૃષ્ટિએ ન મૂકવું.

દ્રવ્યાસ્તિકનો વિષય કેવળ **સામાન્ય** અને પર્યાયાસ્તિકનો વિષય કેવળ **વિશેષ.** એ બન્ને જો એકમેકથી છૂટા પાડી કોઈ પણ વસ્તુમાં સાધવામાં આવે તો તેનાથી એકાન્તવાદ જ ઊભો થાય, અનેકાંતદૃષ્ટિ લોપાય. તેથી એ બન્નેનું પરસ્પર સાપેક્ષપણે જ સાધન કરવું યોગ્ય છે. કોઇ વાદી પૂર્વપક્ષ કરતાં હેતુથી સિદ્ધ કરવા ધારેલ પોતાના સાધ્યને જો એકાંતરૂપે યોજે તો પ્રતિવાદી તેની ખામી જોઇ તેના પક્ષને તોડી પાડે છે અને તે હાર ખાય છે. આવી વસ્તુસ્થિતિ છે. હવે જો એ જ પૂર્વપક્ષીએ પ્રથમથી જ પોતાના પક્ષમાં ખામી ન રહે તે માટે અનેકાન્તદૃષ્ટિએ સાધ્ય યોજ્યું હોત તો ગમે તેવા

પ્રબળ પ્રતિવાદીથી પણ તેને હાર ખાવી ન પડત એ ખુલ્લું છે, માટે વાદમાં ઉતરનાર અનેકાન્તદૃષ્ટિએ જ સાધ્યનો ઉપન્યાસ કરે કે જેથી તે કદી ન હારે.

એકાન્તપણાને લીધે જે નિતાન્ત ખોટું હોય તેની તો વાત જ શી ? પણ એકાન્તરૂપે સાચું હોવા છતાં જો તેને અનિશ્ચિત-સંદિગ્ધરૂપે વાદગોષ્ઠીમાં મૂકવામાં આવે તો તે વાદી વ્યવહારકુશળ અને શાસ્ત્રકુશળ બધા જ સભ્યોની દૃષ્ટિમાં ઉતરી પડે છે તેથી માત્ર અનેકાન્તદૃષ્ટિ રાખવી એટલું જ બસ નથી પણ એ દૃષ્ટિ સાથે અસંદિગ્ધવાદીપણું પણ વાદગોષ્ઠીમાં આવશ્યક છે.

### નયવાદને લગતી ચર્ચા—

પરિશુદ્ધ નયવાદ એ કેવળ શ્રુતપ્રમાણના વિષયનો સાધક બને છે. વળી જો તે ખોટી રીતે મૂકવામાં આવ્યો હોત તો બન્ને પક્ષોનો ઘાત કરે છે. જેટલા વચનોના માર્ગો છે તેટલા જ નયવાદો છે અને જેટલા નયવાદો છે તેટલા જ પરસમયો છે.

જે કાપિલ ( કપિલે કહેલું સાંખ્ય ) દર્શન છે એ દ્રવ્યાસ્તિક-નયનું વક્તવ્ય છે, શુદ્ધોદનના પુત્ર અર્થાત્ બુદ્ધનું દર્શન તો પરિશુદ્ધપર્યાયનો વિકલ્પ છે. જો કે કણાદે બન્ને નયોથી પોતાનું શાસ્ત્ર–દર્શન પ્રરૂપ્યું છે છતાં તે મિથ્યાત્વ–અપ્રમાણ છે; કારણ કે એ બન્ને નયો પોતપોતાના વિષયની પ્રધાનતાને લીધે અંદરોદર એક બીજાથી નિરપેક્ષ છે.

અહીં નયવાદની ચર્ચામાં મુખ્ય ત્રણ બાબતો કહેવામાં આવી છે. પરિશુદ્ધ અને અપરિશુદ્ધ નયવાદનું પરિણામ, પર-સમયોનું વાસ્તવિક પરિણામ તથા તેનો આધાર અને પ્રસિદ્ધ

પરસમયો-દર્શનોની નયવાદમાં યોજના. પ્રમાણની દરેક વસ્તુ અનેક ધર્માત્મક સિદ્ધ છે, તેનું કોઈપણ એક વિવક્ષિત અંશરૂપે પ્રતિપાદન કરવાનો અભિપ્રાય તે નયવાદ છે. જો એ અભિપ્રાય એકાંશસ્પર્શી હોવા છતાં તે વસ્તુના બીજા અવિવક્ષિત અંશ પરત્વે માત્ર ઉદાસીન હોય અર્થાત્ તે અંશનું નિરસન કરવાનો આગ્રહ ન ધરાવતો હોય અને પોતાના વક્તવ્યપ્રદેશોમાં જ પ્રવર્તતો હોય તો તે **પરિશુદ્ધનયવાદ** છે. તેથી ઊલટું જે અભિપ્રાય પોતાના વક્તવ્યરૂપ એક અંશને જ સંપૂર્ણ માની તેનું પ્રતિપાદન કરવા સાથે જ બીજા અંશોનું નિરસન કરે તે **અપરિશુદ્ધનયવાદ** છે. પરિશુદ્ધનયવાદ એક અંશનો પ્રતિપાદક છતાં ઇતર અંશોનું નિરસન ન કરતો હોવાથી તેને બીજા નયવાદો સાથે વિરોધ નથી હોતો, અને છેવટે તે શ્રુતપ્રમાણના અખંડ વિષયનો જ સાધક બને છે. અર્થાત્ નયવાદ જો કે અંશગામી છે પણ જો તે પરિશુદ્ધ એટલે ઇતર સાપેક્ષ હોય તો તેનાવડે છેવટે શ્રુતપ્રમાણસિદ્ધ અનેકધર્માત્મક આખી વસ્તુનું જ સમર્થન થાય છે.

સારાંશ એ છે કે બધા ય પરિશુદ્ધનયવાદો પોતપોતાના અંશભૂત વક્તવ્યદ્વારા એકંદર સમગ્ર વસ્તુનું જ પ્રતિપાદન કરે છે, એ જ પરિશુદ્ધનયવાદનું ફળ છે. તેથી ઊલટું અપરિશુદ્ધ-નયવાદ માત્ર પોતાથી જુદા પડતા બીજા પક્ષનું જ નહિ પણ સ્વપક્ષશુદ્ધિનું નિરસન કરે છે, કારણ કે બીજા અંશ સિવાય તેનું વક્તવ્ય સંભવી જ નથી શકતું, એટલે બીજા અંશનું નિરસન કરવા જતાં તે પોતાના વક્તવ્ય અંશનું પણ નિરસન કરી જ બેસે છે.

[ આ. પ્ર. પુ. ૩૪, પૃ. ૧૫૧ ]

---

# જૈન તત્ત્વસાર.

૧. અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ એ પાંચ પરમેષ્ઠી લેખાય છે.

૨. પાંચે જ્ઞાનમાં **મતિ ને શ્રુત** એ બે ઇન્દ્રિયનિમિત્તક હોવાથી **પરોક્ષ** જ્ઞાન અને **અવધિ, મનઃપર્યવ** અને **કેવળ** એ ત્રણ આત્મસાક્ષાત્ હોવાથી **પ્રત્યક્ષ** લેખાય છે. પ્રથમનાં બે ( અવધિ ને મનઃપર્યવ) **દેશ** ( અંશ ) **પ્રત્યક્ષ** અને **કેવળ સર્વપ્રત્યક્ષ** છે.

૩. અનુગામી ( સાથે ચાલનાર ), અનનુગામી, વર્ધમાન, હીયમાન, પ્રતિપાતી અને અપ્રતિપાતી એ રીતે અવધિના ૬ ભેદો તેમ જ અસંખ્ય ભેદો પણ થાય છે.

૪. **પાંચ સમિતિ** અને **ત્રણ ગુપ્તિ** એ આઠે **પ્રવચન-માતા** લેખાય છે. તેમાં **સમિતિ** સાવધાનપણે ચારિત્રમાર્ગમાં પ્રવર્તવામાં તથા **ગુપ્તિ** અશુભ મન-વચન-કાયાના યોગ-વ્યાપારથી સર્વથા નિવર્તવામાં સહાયકારી થાય છે.

૫. પાંચે ઇન્દ્રિયોના શબ્દ, રૂપ, રસ, ગંધ ને સ્પર્શરૂપ વિષયોમાં આસક્તિ તજવાથી અને તેનો જેમ બને તેમ પ્રશસ્તભાવે સદુપયોગ કરવાથી સુખી થવાય છે.

૬. અશુભ આર્ત્ત અને રૌદ્ર એ બે ધ્યાન તજવા અને શુભ ધર્મ અને શુકલધ્યાનને સેવવા ખપ કરવો.

૭. ક્રોધાદિ ચારે કષાયોને સંસારવર્ધક જાણી સુજ્ઞ જનોએ સર્વથા તજવા.

૮. દાન, શીલ, તપ અને ભાવરૂપ ચાર પ્રકારના ધર્મને સમજી, તેને વિવેકથી સેવવો.

૯. મૈત્રી, મુદિતા યા પ્રમોદ, કરુણા અને મધ્યસ્થતારૂપ ચારે ભાવનાને ભાવરસાયણ સમાન સમજી ખૂબ આદરથી સેવવી, જેથી અન્ય ધર્મકરણી સફળ થાય.

૧૦. પદસ્થ, પિંડસ્થ, રૂપસ્થ ને રૂપાતીત એ ધર્મધ્યાનના ચાર પ્રકાર છે.

૧૧. અનિત્ય, અશરણાદિ બાર ભાવના દરેક ભવ્યાત્માને ભાવવા લાયક છે.

૧૨. અનશન, ઊણોદરી, વૃત્તિસંક્ષેપ ને રસત્યાગાદિક છ પ્રકારના બાહ્ય તપ અને પ્રાયશ્ચિત્ત, વિનય, વૈયાવચ્ચ, સ્વાધ્યાય, ધ્યાન અને કાયોત્સર્ગ રૂપ છ અભ્યંતર તપયોગે, તીવ્ર અગ્નિયોગે જેમ સુવર્ણશુદ્ધિ થાય તેમ, આત્મશુદ્ધિ થાય છે.

૧૩. જીવ, અજીવ, પુન્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ ને મોક્ષ એ **નવતત્ત્વ** છે.

૧૪. કાળ, સ્વભાવ, નિયતિ, પૂર્વકર્મ અને ઉદ્યમ એ પાંચે કાર્યસિદ્ધિના સહાયક છે.

૧૫. યથાર્થ તત્ત્વાર્થ શ્રદ્ધાનને **સમ્યક્ત્વ** અને વિપરીત શ્રદ્ધાનને **મિથ્યાત્વ** સમજવું.

૧૬. પાંચે ઇન્દ્રિયો, મન–વચન–કાયબળ, શ્વાસોશ્વાસ અને આયુષ્ય એ દશ **દ્રવ્યપ્રાણ** અને જ્ઞાન–દર્શન–ચારિત્ર–વીર્ય ને

ઉપયોગરૂપ આત્મગુણને **ભાવપ્રાણ** સમજી, દ્રવ્યપ્રાણ ઉપરની મમતા તજી, **ભાવપ્રાણ** પ્રગટાવવા ખપ કરવો.

૧૭ શુષ્કવાદ, વિવાદ ને ધર્મવાદમાં પહેલા બે તજી, ધર્મવાદમાં રુચિ જોડવી.

૧૮. આત્મસાધનમાં ઉજમાળ એવા સાધુ–સાધ્વી–શ્રાવક ને શ્રાવિકા એ ચતુર્વિધ **સંઘ** છે.

૧૯. અરિહંત, સિદ્ધ, સાધુ ને કેવળીભાષિત ધર્મ એ ચારનું શરણ આદરવા યોગ્ય છે.

૨૦. રાગ–દ્વેષ–મિથ્યાત્વાદિક ૧૮ દોષવર્જિત અને સર્વજ્ઞ–સર્વદર્શી–મહાઅતિશયધારી, સર્વ જગજીવહિતકારી **તીર્થંકર-દેવ** અરિહંત, અરુહંત કે અરહંત કહેવાય છે.

૨૧. દુઃખગર્ભિત, મોહગર્ભિત ને જ્ઞાનગર્ભિત વૈરાગ્યમાં **જ્ઞાનગર્ભિત** વૈરાગ્ય શ્રેષ્ઠ છે.

૨૨. **નિશ્ચય** અને **વ્યવહાર** એ દરેક વસ્તુનું આંતર ને બાહ્ય સ્વરૂપ સમજવારૂપે છે.

૨૩. ચાર સદ્દહણાદિક ૬૭ બોલો સમકિતનાં ખાસ વિચારી લેવા યોગ્ય છે.

૨૪. મિથ્યાત્વાદિક ચૌદ ગુણસ્થાનોનું સ્વરૂપ સમજી, આગળ વધાય તેમ કરવું.

૨૫. અપાયાપગમાતિશય, જ્ઞાનાતિશય, વચનાતિશય ને પૂજાતિશય એ ચાર મુખ્ય અતિશયો સર્વે તીર્થંકરોને હોય છે, તેથી ઘણો ઉપગાર થાય છે.

૨૬. દ્રવ્યાનુયોગ, ગણિતાનુયોગ, કથાનુયોગ તે ચરણ-કરણાનુયોગ એ ચાર અનુયોગો જૈન પ્રવચનમાં ભાખ્યા છે. સુબુદ્ધિશાળી જનો તેનો લાભ લે છે.

૨૭. સૂત્રાભ્યાસ, અર્થાભ્યાસ, વસ્તુઅભ્યાસ ને અનુભવ-અભ્યાસ એ ચાર પ્રકારના અભ્યાસ કહેવાય છે.

૨૮. અક્ષુદ્રતાદિક ૨૧ ગુણો ધર્મરત્નની પ્રાપ્તિ માટે ખાસ ઉપયોગી હોઇ સહુ આત્માર્થી સજ્જનોએ તે બધા ગુણોને ખાસ કાળજીપૂર્વક અપનાવવા.

૨૯. ક્ષમાદિક દશવિધ યતિધર્મનું આરાધન મહા-કલ્યાણકારી છે.

[ આ. પ્ર. પુ. ૩૩, પૃ. ૨૬૮ ]

---

## વાસ્તવિક બોધ.

**૧. મુમુક્ષુ-સાધુ જનોને ચાતુર્માસ કરવા યોગ્ય ક્ષેત્રગુણો**–૧. જ્યાં ભૂમિ કાદવ રહિત–સૂકી રહેતી હોય, ૨. સંમૂર્ચ્છિમ જીવોની ઉત્પત્તિ અલ્પ હોય, ૩. બહારની સ્થંડિલ ભૂમિ પ્રાસુક (નિર્જીવ) ને ઉપદ્રવ વગરની હોય, ૪. સ્ત્રી, પશુ, પંડકના સંવાસ–પરિચય વગરનો ઉપાશ્રય હોય, ૫. ગોરસ-દૂધ, તક્રાદિ પુષ્કળ મળતા હોય, ૬. જ્યાં સાધુઓનો પરાભવ કોઇ કરી ન શકે, ૭. વૈદ્યાદિકની અનુકૂળતા હોય, ૮. ઔષધ–ભેષજ સહેજે મળે, ૯. ગૃહસ્થનાં ઘર સમૃદ્ધ હોય. ૧૦. રાજા–અધિકારી ધર્મીષ્ઠ ( સાધુના ગુણરાગી ) હોય, ૧૧. અન્ય દર્શનીઓ સાધુઓનો તિરસ્કાર કરી ન શકે, ૧૨. ભિક્ષા સુખે મળી શકે, ૧૩. સ્વાધ્યાયમાં ખામી ન આવે.

**૨. છ વસ્તુ પામવી દુર્લભ છતાં જરૂરની છે.**–૧. મનુષ્યભવ, ૨. આર્ય (ઉત્તમ–ધર્મી) કુળ, ૩. પાંચે ઇન્દ્રિયો પરવડી (પૂરી–નીરોગી), ૪. શાસ્ત્ર–સિદ્ધાન્તશ્રવણ, ૫. તત્ત્વ-શ્રદ્ધા, ૬. સંયમમાર્ગમાં યોગ્ય આદર.

**૩. સમકિતનાં છ સ્થાનક**–૧. જીવ–આત્માદિક પદાર્થની સદ્દહણા, ૨. આત્મા નિત્ય છે, ૩. આત્મા શુભાશુભ કર્મનો કર્ત્તા છે, ૪. કર્યાં કર્મનો ભોક્તા છે, ૫. અનુક્રમે સકળ કર્મથી છુટકારો–મોક્ષ પુરુષાર્થવડે થવા પામે છે, ૬. સમ્યગ્દર્શન-જ્ઞાન–ચારિત્રની આરાધના એ મોક્ષ મેળવવાનો ઉપાય છે.

**૪. જીવ છ પ્રકારે સમકિત પામેલું હારી જાય**–૧–૨. અરિહંતના તથા અરિહંતપ્રરૂપિત ધર્મના અપવાદ બોલવાથી, ૩. આચાર્ય–ઉપાધ્યાયના અવર્ણવાદ બોલવાથી, ૪. સાધુ–સાધ્વી-શ્રાવક–શ્રાવિકારૂપ ચતુર્વિધ સંઘના અવર્ણવાદ બોલવાથી, ૫. ભૂત–યક્ષાદિકના ઉપદ્રવવડે પરવશ બની જવાથી તથા ૬. મોહ-જનિત ઉન્માદપણાથી સમકિત વમીને મિથ્યાત્વ પામે.

**૫. નરકથી આવેલ જીવનાં લક્ષણઃ**–શરીર અસુંદર આકારવાળું હોય, ક્લેશપ્રિય હોય, રોગગ્રસ્ત હોય, અતિ ભયથી વિહ્વળ હોય તેમજ અતિ ક્રોધી હોય.

**૬. તિર્યંચ–ગતિમાંથી આવેલ જીવનાં લક્ષણઃ**–અતિ લોભી, અતિ માયા–કપટી, અતિ અસત્યવાદી (જૂઠા બોલો), અતિ ક્ષુધાળુ–ખાઉકણુ હોય, મૂર્ખ હોય અને મૂર્ખની સાથે પ્રીતિ રાખનાર હોય.

**૭. મનુષ્ય ગતિમાંથી આવેલ જીવનાં લક્ષણઃ**–

સુભાગી ( સહુને વહાલો લાગે એવો ) હોય, મિષ્ટ વચન બોલવાવાળો હોય, દાનેશ્વરી-દાતાર હોય, સરલ-માયાકપટ વગરનો હોય, ચતુર-વ્યવહારકુશળ હોય અને ચતુર સાથે મિત્રતા રાખવાવાળો હોય.

૮. **દેવગતિમાંથી આવનાર જીવનાં લક્ષણઃ**-સત્યવાદી ને દૃઢધર્મી હોય, દેવગુરુનો ભક્ત હોય, ધનવાન હોય, રૂપવાન હોય, પંડિત હોય, પંડિતજનો સાથે પ્રીતિ જોડનાર હોય.

૯. **નકારનાં છ લક્ષણ:**-જવાબ વાળતાં આંખો મીંચે, આડું-અવળું દેખે, ઊંચું-નીચું જોવે, જમીન ખોતરવા માંડે, બીજાની જોડે વાત કરવા માંડે અથવા મૌન પકડે-જવાબ દેવામાં વિલંબ કરે.

૧૦. **છ પ્રકારના મત:**-૧. જૈનમતવાળા જેને **કર્મ** કહે છે તેને ૨. સાંખ્ય મતવાળા **પ્રકૃતિ** કહે છે, ૩. વેદાન્તિકો **માયા** કહે છે, ૪. નૈયાયિકો-વૈશેષિકો **અદૃષ્ટ** કહે છે, ૫. બૌદ્ધ-મતવાળા **વાસના** કહે છે અને ૬. કોઇ કોઇ મતવાળા તેને ઇશ્વરની **લીલા** કહે છે-માને છે.

૧૧. **અંતરંગ છ શત્રુઓઃ**-કામ ( પરસ્ત્રી-પુરુષ પ્રત્યે વિષયભોગ સંબંધી દુષ્ટ વિચાર ), ક્રોધ, લોભ, માન ( અહંકાર ), મદ ( જાતિ-કુળ-બળ-રૂપ-લાભ-ઐશ્વર્ય-તપ-વિદ્યા સંબંધી ), હર્ષ ( નાહક અન્ય જીવોને દુઃખ-પરિતાપ ઉપજાવી ચોરી-જૂગાર-શીકાર પ્રમુખ દુર્વ્યસન સેવી મનમાં મગ્ન થવું ) એ સઘળાને આત્માના કટ્ટા દુશ્મન જાણી, તેનાથી સદા ય દૂર રહેવા લક્ષ રાખવું.

**૧૨. તીર્થયાત્રા પ્રસંગે પાળવા યોગ્ય છરીઃ**-૧. **સચિત્ત**( સજીવ ખાન-પાન )નો **પરિહારી**, ૨. **એકલઆહારી**-એક જ વખત સ્થિર આસને નિર્દોષ ખાનપાનનું સેવન, ૩. **ગુરુપાદચારી** ( શ્રી ગુરુદેવને આગળ કરીને તેમની પાછળ વિનય-બહુમાન સહિત, વાહનાદિક રહિત પગપાળા ચાલવું ), ૪. **ભૂમિસંથારી**-( માંચો, પલંગ, ખાટ, પાટ વિગેરે તજી ભૂમિ ઉપર સૂવું-સંથારવું ), ૫. **બ્રહ્મચર્યધારી** ( યાત્રાના દિવસોમાં વિષયવાસના તજી સંતોષવૃત્તિ ધારી નિર્મળ શીલ વ્રતનું પાલન કરવું ), ૬ **આવશ્યક દોયવારી** ( પ્રાતઃકાળ અને સાયંકાળ બંને વખત પ્રતિક્રમણ કરી પાપ અતિચારને ટાળવા ખપ કરવો. ) છેલ્લી **રીને** બદલે **શુદ્ધ સમ્યક્ત્વધારી** અથવા **મિથ્યાત્વપરિહારી** પણ લેખાય છે.

૧૩. પરભવનું આયુષ્ય બાંધતા, ગતિ-જાતિ-અવગાહના-અનુભાગ ( રસ ) અને પ્રદેશ ( દળ-સંચય ) સાથે બાંધે.

૧૪. **સાતનો સંગ્રહ કરવોઃ**-યશ-કીર્તિ-અર્થ-ગુણ-સુમિત્ર-કળા અને વિજ્ઞાન.

૧૫. **સાતને તજવા**-દુર્જનસંગ, કુભાર્યા, વેશ્યા, પરસ્ત્રી, કદાગ્રહ, કુપુત્ર અને બાળચેષ્ટા.

૧૬. **સાતને આદરવા**-ક્ષમા, સુગુરુસેવા, સુશીલતા, જ્ઞાન, કુળક્રમ, ધર્મ અને વિનય.

૧૭. **સાત ભય**-ઇહલોક ભય, પરલોક ભય, ચોરનો ભય, અકસ્માત ભય, આજીવિકા ભય, અપયશ ભય અને મરણ ભય. એને વિવેકવડે નિવારવા.

૧૮. **સાત ઈતિ ઉપદ્રવ**–અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, તીડ, મૂષક, સૂડા, સ્વચક્રભય અને પરચક્રભય.

૧૯. **સાત પ્રકારે ઉત્તમતા**–પ્રિય વાણી, અર્થકથન, સ્વપરોપકાર, અનાત્મપ્રશંસા, પરસ્ત્રીવર્જન, કૃતજ્ઞતા, પરભવચિંતા.

૨૦. **ગૃહસ્થોને સાત સ્થાને મૌન**–ભોજને, વસને, સ્નાને, મૈથુને, મળવિસર્જને, સામાયકે તથા દેવપૂજન કરતા. મૌન ધારવું.

૨૧. **સાધુને સાત સ્થાનકે મૌન**–પડિક્કમણે, માર્ગગમને, ભોજને, પડિલેહણે, વડીનીતિ અને લઘુનીતિ કરતી વખતે, વસ્તુ લેતાં મૂકતાં–આ સાત વખતે વાતચીત કરતાં ઉપયોગશૂન્યતા થવાથી વિરાધના થાય.

૨૨. **ચૈત્યવંદન**–એક શક્રસ્તવવડે જઘન્ય, બે–ત્રણવડે મધ્યમ અને ચાર–પાંચવડે ઉત્કૃષ્ટ ચૈત્યવંદન જાણવું.

૨૩. **વિનય**–જ્ઞાન–દર્શન–ચારિત્ર વિનય, મન–વચન–કાય વિનય તથા ઉપચારિક–લૌકિક વિનય.

૨૪. **નિર્દોષ ભાષા**–થોડું, મધુરું, ગુણકારી, કાર્યપ્રસંગ પૂરતું, ડાહ્યું, ડહાપણભર્યું, સરલ ને સૂત્રાનુસારે બોલવું.

૨૫. **પૈસાને ભય**–રાજભય, ચોરભય, કુટુંબભય, આગભય, જળભય, ભાગીદારનો ભય તથા વિનાશભય.

૨૬. **આયુષ્ય ઘટે**–ત્રાસથી, શસ્ત્રપ્રહારથી, મંત્રતંત્ર-( કામણ–ટુમણ ) થી, અતિ આહાર આરોગવાથી, શૂલાદિક રોગની વેદનાથી, સર્પાદિકના વિષથી તેમ જ એક સાથે ઘણા શ્વાસોશ્વાસ લેવાવાથી.

૨૭. **અતિ સુષમ કાળ**–મેઘ કાળે વરસે, અકાળે ન વરસે, સંત સુસાધુજનોની યોગ્ય સેવા થાય, કુસાધુઓની નહીં, પુત્ર–શિષ્યાદિવડે માબાપ, ગુરુપ્રમુખનો યથાયોગ્ય વિનય–સેવા સચવાય, મન–વચનમાં શાંતિ જળવાય.

૨૮. **જયણા**–ચાલતાં, ઊઠતાં, બેસતાં, શયન કરતાં, ભોજન કરતાં, ભાષણ કરતાં અને વિષમ સ્થાનતાં ઉલ્લંઘ અવશ્ય પાળવી.

૨૯. **શ્રાવકને સાત ધોતીયા**–સામાયક, દેવપૂજા, ભોજન પ્રસંગે, હરતાં–ફરતાં, સૂતી વખતે, વડીનીતિ કરવા જતાં તથા દેવપૂજાદિક કરવા નિમિત્તે સ્નાન કરવા માટે ઉપયોગમાં લેવા, યથાસંભવ જુદા રાખવા.

૩૦. **પ્રવચન માતા**–સંયમધારી સાધુ–સાધ્વીઓએ કાયમને માટે અને ગૃહસ્થ શ્રાવક–શ્રાવિકાઓએ સામાયિક–પૌષધાદિક પ્રસંગે પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિનું અવશ્ય પાલન કરવાની જરૂર છે.

૩૧. **ખરા પંડિતના ગુણ**–ગર્વ ન કરે, કઠોર ( કર્કશ ) ભાષા ન બોલે, અન્યનાં અપ્રિય વચનને પણ સહન કરે, ક્રોધ ન કરે ( તપે નહી ), પરની નિંદા–ટીકાથી દૂર રહે, પરના દોષ ન પ્રકાશે, સ્વશ્લાઘા પણ ન કરે, વગર સમયનું ( જરૂર વગરનું ) ન બોલે, પોતાની શક્તિ નકામી વેડફી ન નાખે, ગુણ અવગુણને યથાર્થ સમજે અને અવગુણની ઉપેક્ષા કરી ૧૯:૧, ગુણગ્રાહીપણે હંસવત્ આચરણ કરે.

ગુણરાગો

૩૨. **બુદ્ધિના આઠ ગુણ**–શાસ્ત્રશ્રવણ ઈચ્છા, શાસ્ત્રશ્રવણ,

સારગ્રહણ, અવધારણ, ઊહાપોહ, ( તર્ક-વિતર્ક ) અર્થવિજ્ઞાન, તત્ત્વનિશ્ચય અને આત્મનિરીક્ષણ( Introspection )વડે સવિવેક ધારી શકાય.

૩૩. **અષ્ટવિધ આત્મા**-દ્રવ્યાત્મા, કષાયાત્મા, યોગાત્મા, જ્ઞાનાત્મા, ઉપયોગાત્મા, દર્શનાત્મા, ચારિત્રાત્મા અને વીર્યાત્મા.

૩૪. **ગુરુ વિનય**-ગુરુને દેખી ઊભા થવું, ગુરુ આવતા હોય ત્યારે સન્મુખ જવું, ગુરુને અંજલિબદ્ધ નમસ્કાર કરવા, ગુરુને પોતે આસન આપવું, ગુરુ બેઠા પછી બેસવું, ગુરુદેવની સેવા-ભક્તિ-વિશ્રામણા કરવી વિગેરે.

૩૫. **સાધુ એકલો અતડો કેમ રહે છે ?**-ક્રોધી-માની-માયાવી-લોભી, કુતૂહલી, ધૂર્ત, પાપમાં રક્ત ને ખરાબ આચારવાળો.

૩૬. **ખાસ સમજવા લાયક**-ક્રોધ સમાન વિષ નથી, માન સમાન વૈરી નથી, માયા સમાન ભય નથી, લોભ સમાન દુઃખ નથી, સંતોષ સમાન સુખ નથી, વ્રત-પચ્ચખ્ખાણ સમાન હિત-મિત્ર નથી, દયા સમાન અમૃત નથી અને સત્ય સમાન શરણ નથી.

૩૭. **અવશ્ય ઉદ્યમ કરવો**-જ્ઞાન ભણવા, નવાં કર્મનાં બંધ રોકવા, જૂનાં કર્મને તપવડે ખપાવવા, નિરાધાર સાધર્મિકાદિકનો ઉદ્ધાર કરવા-ટેકો દેવા, નવિન શિષ્ય સાધુને ભણાવવા, જ્ઞાન ભણીને તેનું રહસ્ય વિચારવા, નાત-જાતમાં થયેલ કલેશ મીટાવવા તથા વૃદ્ધ-બાળ-ગ્લાન-તપસ્વી પ્રમુખની વૈયાવચ્ચ કરવા જરૂર ઉદ્યમ કરવો.

૩૮. **મહાપાપી**-આપઘાત કરનાર, વિશ્વાસઘાત કરનાર,

સદ્‌ગુણ લોપનાર, ગુરુદ્રોહી, ખોટી સાક્ષી ભરનાર, ખોટાને સહાય આપનાર, હિંસામાં ધર્મ સ્થાપનાર, વારંવાર પચ્ચખ્ખાણ ભાંગનારને મહાપાપી જાણવા.

૩૯. **સુશિક્ષા**–અરિહંત પ્રમુખનો અતુલ ઉપકાર માની તેમની પૂજા–સ્તવના કરવી, સુગુરુની આજ્ઞાનુસાર વર્તવું, દયા–સત્ય–શીલ–સંતોષ–ક્ષમાદિક સદ્‌ગુણોનો સદા ય આદર કરવો; તેમ જ કોઇને કદાપિ દગો ન દેવો.

૪૦. **વિષય–કષાયાદિ**–પ્રમાદ સમો કોઈ શત્રુ નથી અને સદ્‌ગુણ સેવા–આદર સમો કોઇ હિત–બંધુ નથી.

૪૧. **બ્રહ્મચારી**–મુમુક્ષુઓએ બ્રહ્મચર્યની નવ વાડો યા દશ સમાધિસ્થાનો સેવવા માટે નિરંતર અધિક આદર કર્યા કરવો.

૪૨. **નવ ચંદ્રુવા**–પાણીયારા ઉપર, ચુલો–ઘંટી–ખાડણીયા ઉપર, વલોણાની જગા ઉપર, ભોજનસ્થાને, શયનસ્થાને, સામાયિક પૌષધાદિક ધર્મક્રિયા કરવાના સ્થાનકે, તથા દેહરાસરે બાંધવા. વળી એકાદ ફાલતું વધારાનો પણ રાખી મૂકવો.

૪૩. શ્રેણિક, સુપાર્શ્વ, પોટિલ, ઉદાયી, શંખ, શતક, દઢાયુ, સુલસા અને રેવતી શ્રાવિકા એ નવ જણાએ શ્રી મહાવીર પ્રભુના શાસનમાં તીર્થંકરનામકર્મ ઉપાર્જન કર્યું જાણી આપણે પણ ધર્મ–આરાધન કરવામાં બનતો પુરુષાર્થ સેવવો.

[ આ. પ્ર. પુ. ૩૪, પૃ. ૫૫. ]



# સુભાષિત સંગ્રહ.



૧. જેમ પુષ્પ મધ્યે રહેલો ભ્રમર તેમાંનો સાર (રસ) ગ્રહણ કરી લે છે તેમ સર્વ કાર્ય–પ્રસંગે બુદ્ધિમાન પુરુષ શાસ્ત્રોમાંથી સાર ગ્રહણ કરી લે છે.

૨. કીડીનું સંચ્યું જેમ તેતર ખાઈ જાય છે તેમ અનેક પાપારંભદ્વારા કૃપણે સંચય કરેલ ધનની પણ એવી જ દુર્દશા થાય છે.

૩. શાલિભદ્રનું પુન્ય આશ્ચર્યકારક જાગ્યું. પ્રાપ્ત સમૃદ્ધિનો ભોગ–ઉપભોગદ્વારા ઉપયોગ કરી, છેવટ વિરક્તદશા પામીને તે સર્વનો જોત–જોતામાં ત્યાગ કરી તેઓ શ્રેષ્ઠ દેવગતિ પામ્યા.

૪. અઘોર પાપ કરનારા ચિલાતીપુત્રે ફકત સદ્‌ગુરુયોગે **ઉપશમ, વિવેક** અને **સંવર**નો જ આશ્રય લઇ, ફક્ત અઢી દિવસમાં થયેલ વિવિધ વેદનાને સમભાવે સહન કરી પોતાની ગતિ સુધારી.

૫. દૃઢપ્રહારીએ છ માસ સુધી વિવિધ ઉપસર્ગો–પરીસહોને સમભાવે સહન કરી પોતાના આત્માને સર્વ કર્મથી મુક્ત કર્યો.

૬. સમભાવે રહી લેશમાત્ર ખેદ કર્યા વગર પ્રાપ્ત સુખ–દુઃખ સહન કરી લેવાય તે સિંહવૃત્તિ અને તેવે પ્રસંગે હર્ષ–શોક સેવી મનની સમતોલ વૃત્તિ ખોઇ દેવાય તે શ્વાનવૃત્તિ કહેવાય છે.

૭. ધર્મશીલ ભાગ્યશાળીના સર્વ મનોરથો સહેજે ફળે

છે અને અધર્મશીલ દુર્ભાગીના મનોરથો અપૂર્ણ રહી તે દુર્ગતિદાયક થાય છે એટલે ધર્મશીલ સદ્‌ભાગીની સહ સદ્‌ગતિ થાય છે એમ જાણી, પ્રમાદ તજી ધર્મસેવન કરવું.

૮. સહુ સુજ્ઞોએ પાપકરણીનો બનતો અનાદર કરવો.

૯. જ્ઞાની જાગૃતદશામાં રહી બે ઘડીમાં ઘણાં કર્મનો ચૂ કરી શકે છે.

૧૦. અજ્ઞાની જીવો ગમે તેવી આકરી ધર્મકરણી કરે પર સાધ્યશુદ્ધિ–લક્ષશુદ્ધિ ન હોવાથી તે તેવો લાભ પામતા નથ

૧૧. સત્યથી પાવન થયેલ વાકય વદવું, વસ્ત્રથી ગાળે શુદ્ધ જળનું પાન કરવું, ચાલતાં જયણાયુક્ત દૃષ્ટિ રા પગલું મૂકવું અને મનશુદ્ધિયુક્ત સરલભાવે ધર્મકરણી કરવી.

૧૨. નિદ્રા, આળસ, મૈથુન ને ભોજન વધાર્યાં વધે છે ને ચેત નને મૂર્છિત કરે છે. સંયમવાન તેમને કાબૂમાં રાખી સુખી થાય છે

૧૩. જેને ભવિતવ્યતા અનુકૂળ હોય તેને યોગ્ય પુરુષાત નાદિક યોગે કાર્યસિદ્ધિ શીઘ્ર ને સહેજે થવા પામે છે.

૧૪. જેમ બને તેમ સતકરણીમાં યોગ્ય પુરુષાતન ફોરવવાથ અન્ય અપેક્ષિત કારણો મળી રહે છે ને કાર્યસિદ્ધિ થાય છે માટે કંટાળ્યા વગર–ખેદ રહિત સ્વહિતમાર્ગે વિચરવું.

૧૫. મદ–વિષય–કષાય–નિદ્રા ને વિકથાદિક પ્રમાદ દુર્ગતિમાં રખડાવ્યા કરે છે તેમને કાળજી રાખી દૂર કરવા.

૧૬. સંસારમાં બળતા જીવોને ભારે સહાયક અને મોહાં ધકારને ટાળવા સમર્થ એવું સત્ય જ્ઞાન સૂર્ય સમાન પ્રકાશક છે

૧૭. પવિત્ર આત્મલક્ષથી ધર્મસાધનમાં જોડાવું જોઈએ.

૧૮. નવકાર મહામંત્રનું, શત્રુંજય જેવો ગિરિરાજનું અને શ્રી આદિનાથદેવનું દૃઢ આલંબન ગ્રહણ કરવાથી બેડો પાર થઈ શકે છે.

૧૯. આત્મલક્ષ સુધારવા નવકારનું ધ્યાન–ચિન્તવન કરવાથી ઘણો વધારે લાભ થઈ શકે છે, તેથી તેમાં જ્ઞાનપૂર્વક ચિત્તને જોડવું.

૨૦. એક નવકારના ધ્યાનથી પણ ઘણાં પાતિક તૂટે છે, તો પછી તેનો સવિશેષ આદર કરવાથી ઘણો લાભ થઈ શકે એ ચોક્કસ વાત છે.

૨૧. એક એક ઇન્દ્રિયના વિષયને વશ થયેલા પ્રાણીઓના પણ બૂરા હાલ થાય છે તો પછી પાંચે ઇન્દ્રિયોને વશ પડેલા જીવોનું શું કહેવું ? તેથી જ તેને વશ નહીં થતાં પોતાને વશ કરવી.

૨૨. નિવૃત્તિ પામેલા ગૃહસ્થોને જિનપૂજાદિક ઠીક ઉપકારક થઈ શકે છે. સામાયિક, પૌષધમાં સમભાવ કેળવી શકનાર મહાનુભાવોને તે ભાવપૂજાદિક ખૂબ નિર્જરારૂપ થાય છે, તેથી તેમને ખરા સંત–સાધુજનોની પેઠે દ્રવ્યપૂજાની જરૂર રહેતી નથી.

૨૩. પાત્રતા મેળવ્યા વગર દ્રવ્યપૂજાનો અનાદર ન જ કરતાં તેમાં યોગ્ય આદર રાખી તેવી પાત્રતા વધે તેવું લક્ષ રાખવું.

૨૪. અંગશુદ્ધિ, વસ્ત્રશુદ્ધિ, મનશુદ્ધિ, ભૂમિકાશુદ્ધિ સાથે જ પૂજાનાં ઉપગરણની શુદ્ધિ તરફ અને ન્યાય દ્રવ્ય તરફ ઠીક આદર રાખનારને અને વિધિમાર્ગની શુદ્ધિ સેવનારને સારો લાભ થઈ શકે છે.

૨૫. દ્રવ્યપૂજાદિ દરેક પ્રસંગે અવિધિદોષ સેવનારને તે

કરણી ભાગ્યે જ પૂર્ણ ફળદાયક થઇ શકે છે, માટે વિધિમાર્ગનું અધિક આદરથી સેવન કરતા રહી અન્ય જનોને પણ માર્ગદર્શક બનવું.

૨૬. દેવપૂજા, સદ્ગુરુસેવા, સ્વાધ્યાય, સંયમ, તપ અને દાન એ ષટ્કર્મ ગૃહસ્થજનોને હમેશાં કરવાનાં કહ્યાં છે.

૨૭. વિનય બહુમાન સાથે ગુરુકૃપાનો લાભ લેવા ચૂકવું નહીં.

૨૮. વિનય રહિતને ધર્મકરણી ભાગ્યે જ ફળે છે.

૨૯. વિનય જૈનશાસનનું મૂળ હોવાથી તેમાં વિશેષ આદર કરવો.

૩૦. દરેક ધર્મકરણીમાં કે વ્યવહારમાર્ગમાં તે વિનય સહાય કરે છે.

૩૧. તેથી જ શુદ્ધ દેવ, ગુરુ ને સાધર્મીજનોનો બને તેટલો વિશેષ આદર કરવો, અનાદર તો ન જ કરવો.

૩૨. બને તેટલી આજ્ઞારાધના તરફ લક્ષ રાખવું, વિરાધના તો ન જ કરવી. જેથી જીવનું લક્ષ સુધરવાનું સુલભ થાય તેમ આદરથી વર્તવું.

[ આ. પ્ર. પુ. ૩૨, પૃ. ૨૨૬ ]

---

## સુભાષિત પદ સંગ્રહ.

૧. **પાંચ પ્રકારના શૌચ**–પવિત્રભાવઃ–સત્ય, તપ, ઇન્દ્રિય-નિગ્રહ, સર્વ પ્રાણી પર દયા અને જળશૌચ એ પાંચ શૌચ કહ્યા છે.

૨. **જગત કુટુંબ**–'આ મારું અને આ પરાયું' એવી ગણના ક્ષુદ્ર જીવોની હોય છે. ઉદારચરિત્ર આત્માઓને તો સારી આલમ કુટુંબરૂપ હોય છે.

૩. **દેવાંશી કોણ હોય છે ?**:–દેવપૂજા, દયા, દાન, દાક્ષિણ્ય, દક્ષતા–ડહાપણ અને મન–ઇન્દ્રિયો ઉપર કાબૂ રાખનાર દેવાંશી કહેવાય છે.

૪. **ચાર પ્રકારનો ધર્મ**–સુપાત્રે દાન, નિર્મળ શીલ, વિવિધ તપ અને શુભ ભાવના એ ચાર પ્રકારના ધર્મને મુનિજનો વખાણે છે.

૫. **અભયદાન**–કોઇ પણ મનુષ્ય ગમે તેટલા પ્રકારનું દાન દે પણ તે જીવ–દયાને ન પહોંચે.

૬. **ક્ષમા**–સુજ્ઞ આત્મા અપકારી ઉપર વિશેષે કરુણા દાખવે. જેમ કોપવશ ડંશ દેનારા ચંડકોશીયા ઉપર વીર પ્રભુએ દાખવી હતી તેમ.

૭. **કષાયજય**–એક દિવસનો જ્વર છ માસનું તેજ–બળ હરી જાય છે; પણ ક્રોધ–કષાય તો ક્રોડો પૂર્વનું સંચેલું સુકૃત હરી લે છે; માટે તેવા કષાયોનો જય કરવો.

૮. **પવિત્ર શું ?**–ભૂમિગત પાણી પવિત્ર, પતિવ્રતા નારી પવિત્ર અને ધર્મશીલ રાજા પવિત્ર લેખાય છે તેમ બ્રહ્મચારી સદા પવિત્ર લેખાય છે.

૯. **અભંગ વ્રત**–ગુરુમહારાજની સાક્ષીએ અંગીકાર કરેલું વ્રત પ્રાણાન્તે પણ ભાંગવું નહીં; કેમકે વ્રતભંગ અતિ દુઃખદાયક નીવડે છે, જ્યારે પ્રાણ તો જન્મોજન્મમાં નવા સાંપડે છે.

૧૦. **મોક્ષ શાથી દૂર ?**–દેહરૂપી કારાગૃહમાં ચાર કષાયો ચાર ચોકીદાર સમા છે. જ્યાંસુધી તે દુષ્ટ દોષો જાગતા છે ત્યાં સુધી મોક્ષ દૂર છે.

૧૧. **દુર્લભ શું ?**–સેંકડોમાં કોઇક શૂરો જાગે, હજારોમાં

કોઇક પંડિત થાય અને લાખોમાં કોઇક ખરો વક્તા બને; પરંતુ ખરો દાતા તો એથી પણ દુર્લભ છે.

૧૨. **મનુષ્યજન્મની અસાર્થકતા**–દીન–અનાથને ઉદ્ધર્યા નહીં, સાધર્મીજનોની સાચી સેવા–ભક્તિ કરી નહીં અને વીતરાગ પરમાત્માને નિજ હૃદયમાં ધાર્યા નહીં તો મનુષ્ય જન્મ એળે ગુમાવ્યો જાણવો.

૧૩. **ત્રણ પ્રકારના પાત્ર**–સંત–સાધુ ઉત્તમ પાત્રરૂપ, વ્રતધારી સુશ્રાવક જનો મધ્યમ પાત્રરૂપ અને વિરતિ ( વ્રત-નિયમ ) વગરના સમ્યગ્દૃષ્ટિ જનોને જઘન્ય પાત્રરૂપ જાણી તેમનો યથાયોગ્ય આદર કરવો.

૧૪. **પર્વપ્રશંસા**–ચતુર્દશી, અષ્ટમી, અમાવાસ્યા અને પૂર્ણિમા તેમજ રવિસંક્રાન્તિ એ પર્વદિવસો કહ્યા છે. પ્રથમની ચાર પર્વતિથિઓ તો ચારિત્ર–આરાધનની તિથિઓ તરીકે જૈન દર્શનમાં સુપ્રસિદ્ધ છે. એ પર્વતિથિઓમાં ઇચ્છાનિરોધરૂપ તપ કરનારા આત્માર્થી મુમુક્ષુજનો અધિક લાભ બાંધે છે, તેથી વિપરીત સ્વચ્છંદે ચાલનારા ઉક્ત પર્વની વિરાધના કરવાથી ઉભય લોકમાં હાનિ પામે છે, એ વાત યાદ રાખવી.

૧૫. **મૂર્ખતાની નિશાની**–**શઠતાવડે ધર્મ, કપટવડે મિત્રાઇ, પરોપતાપવડે સમૃદ્ધિ, વગર મહેનતે વિદ્યા અને કઠોર વચનાદિક વર્તનવડે નારીની વાંછના** કરનારાઓને પ્રગટપણે મૂર્ખ જ લેખવવા.

૧૬. **ખરો શૂરવીર કોણ ?**–ઇન્દ્રિયાદિક ચોરોથી પોતાનું આત્મધન સુરક્ષિત રાખી શકે છે, ગફલતથી કે પ્રમાદથી લુંટાવા દેતો નથી તેજ ખરો શૂરવીર છે.

૧૭. **રક્ષક શત્રુ કેવી રીતે બને છે?**–કરજ કરતો પિતા શત્રુ, વ્યભિચારિણી માતા શત્રુ, લજ્જા–મર્યાદા વગરની રૂપવંતી નારી શત્રુ, તેમજ મૂર્ખ–અભણ પુત્ર શત્રુરૂપ બને છે, એ વાત સહુએ યાદ રાખવી.

૧૮. **જનનીને ભારભૂત કોણ?**–જે પૂર્વજોની કીર્તિને અને પુન્યને વધારે નહીં (પણ ઘટાડે) તેવા ક્લેશકારી પુત્રવડે માતાને શું લાભ? એવા પુત્ર તો માતાને ભારભૂત જ છે.

૧૯. **આગમની આવશ્યકતા**–મિથ્યાત્વી જનોથી વ્યાપ્ત અને સાક્ષાત્ જિનેશ્વરના વિરહવાળા તેમજ કેવળજ્ઞાની વગરના આ કલિકાળમાં વીતરાગ પ્રભુએ પ્રરૂપેલા આગમનો જો આધાર ન હોત તો ભવ્યજનોને વસ્તુતત્ત્વનો બોધ શી રીતે થઇ શકત?

૨૦. **તીર્થપ્રશંસા**–અન્ય સ્થાને (અન્ય ક્ષેત્રે) કરેલું પાપ ધર્મસ્થાને (તીર્થક્ષેત્રમાં) સમુચિત તપ, જપ, વ્રત, નિયમાદિક સાધનોવડે છૂટી શકે છે, પરંતુ ધર્મસ્થાને (તીર્થક્ષેત્રે) મોહવશ બનીને કરેલું પાપ વજ્રલેપ જેવું બને છે, તે કોઇ રીતે છૂટી શકતું નથી–એમ સમજી ધર્મસ્થાનકે–તીર્થક્ષેત્રે સેવાનો લાભ લેવા ઇચ્છનારા ભાઇ–બહેનોએ અધિક સાવધાનતા રાખવી.

૨૧. **ગુણીના સંગથી ગુણ થાય છે**–ગુણની કદર કરનાર ગુણીને પામીને ગુણો ગુણરૂપ થાય છે અને નિર્ગુણીને પામીને તે ગુણો દોષરૂપ થાય છે. જુઓ મિષ્ટ જળવાળી નદીઓ ખારા સમુદ્રને પામી (તેમાં ભળી) ખારી બની જાય છે.

૨૨. **વિષયાસક્તિથી થતી હાનિ**–સંસારપાશમાં ફસાઇ રહેવું, નરકમાં લાંબો વખત વિવિધ દુઃખ સહન કરવાં, સજ્જનોમાં હાંસી, ધર્મ–પુન્યનો નાશ, પરનું દાસપણું

અને અપજશનો વિસ્તાર-એવી આપત્તિઓ વિષયાસક્તિથી જીવોને આવી પડે છે; તેથી જ સુવિવેકી જનો તેવી વિષયાસક્તિ તજીને સુખી થાય છે.

૨૩. **દુઃખની અવધિઃ**-બાળવયમાં બાળકોને માતાનો વિયોગ (મરણ), યૌવનવયમાં ભાર્યાનો વિયોગ(મરણ)અને વૃદ્ધ અવસ્થામાં પુત્રનો વિયોગ(મરણ) થવા જેવું બીજું એકે મહાન્ દુઃખ નથી.

૨૪. **વકારમાં પ્રવીણ કોણ?**-વ્યાપાર, વેદ(શાસ્ત્ર), વાદ, વિજ્ઞાન, વિનય અને વ્રત એ છ વકારવડે બુદ્ધિમાન પ્રવીણ બને છે.

૨૫. **લઘુતા ત્યાં પ્રભુતા**-નમે તે પ્રભુને ગમે. એક વેંત નમે તો બીજો હાથ નમે. વિનય-નમ્રતાયોગે કાર્ય સરલ થાય છે.

૨૬. **અઢારે પુરાણોનો સારઃ**-અઢારે પુરાણોમાં સારરૂપ વ્યાસજીનાં બે વચન ખાસ ધ્યાન ખેંચે છે. મુમુક્ષુઓને ખાસ બોધ લેવા લાયક છે. તે એ કે-**પરોપકાર પુન્ય માટે થાય છે અને પરપીડા પાપને માટે થાય છે.**

૨૭. **નરક સમું રાજ્ય કેયું?**-જેમાં રાજ્યાદિના જુલમને લીધે રહેવા મન વધે નહીં, જ્યાં પ્રિય ( ઇષ્ટ ) પ્રાપ્તિ થવા પામે નહીં તથા જ્યાં વસતાં સદા પરાધીનતા ભોગવવી પડે તે રાજ્યને નરક સમું સમજી તજવા યોગ્ય કહ્યું છે.

૨૮. **સ્વભાવભેદઃ**-જો કે એક તળાવમાં સર્પ તથા ગૌ પાણી પીએ છે, છતાં તે જ જળ સર્પમાં ઝેરપણે અને ગૌમાં દૂધપણે પરિણમે છે.

૨૯. **ભાર્યા કેવી હોવી જોઇએ ?**-જુદા જુદા કાર્યપ્રસંગે

સલાહકાર **મંત્રી** સમી, નિયમિત કામ કરવામાં સાવધાન **દાસી** સમી, ભોજનાદિ સામગ્રી પ્રેમપૂર્વક પીરસવામાં **માતા** સમી, શય્યાદિક સામગ્રી પૂરી પાડવા **રંભા** સમી, પોતાના પ્રિય પતિની પ્રસન્નતા અથવા અનુકૂળતા જાળવનારી અને ક્ષમાવડે પૃથ્વી સમી **સહનશીલ**–એ છ ગુણવાળી ભાર્યા કુળને ઉદ્ધાર કરી શકે છે.

૩૦. **આવી નારી પુન્યયોગે પ્રાપ્ત થઇ શકે?**–સતી (પતિવ્રતા), સુરૂપા, સુશીલા, સહુને વહાલી લાગે તેવી, વિનયવંતી, પતિને મનગમતી, સરલ સ્વભાવી, તેમજ સદાચારના વિચારમાં સદા કુશળ એવી સુગુણી સ્ત્રી માણસોને પુન્યયોગે પ્રાપ્ત થઇ શકે છે.

૩૧. **જીવદયા–પ્રશંસા:**–જીવદયા ધર્મનું મૂળ છે. જ્યાં (જેમાં) જીવદયા નથી તેનું શ્રુત પાતાલમાં પેસી જાઓ, ચતુરાઈ વિલય પામો અને બીજા ગુણો અલોપ થાઓ! જીવદયાવડે જ તે બધા સાર્થક છે.

૩૨. **પાપની અધિકતાથી:**–સાધુ, સ્ત્રી, બાલ અને વૃદ્ધોની કોઇપણ પ્રકારે સતામણી કરવાથી અને તીર્થોને ઉલ્લંઘી જવાથી અનાદરને કારણે ચાલતું વિમાન અટકી સ્થિર થઇ જાય છે. તાત્પર્ય કે પૂર્વોક્ત સાધુ–સંત વિગેરેને કોઈ રીતે પીડા ઉપજાવવી નહીં તેમજ તીર્થની પવિત્ર ભૂમિને અનાદરથી ઉલ્લંઘીને ચાલ્યા જવું નહીં, પણ તેમની બનતી સેવા કરવી.

૩૩. **નારીસંગથી થતા દોષ**–નારીને તાકી તાકીને જોવાથી ચિત્ત ચોરાય છે, સ્પર્શ કરતાં બળહાનિ થાય છે અને સંગમ કરતાં વીર્યહાનિ થાય છે.

૩૪. **ભાગ્યપ્રશંસાઃ**—સર્વત્ર ભાગ્ય ફળે છે; વિદ્યા અને પુરુષાર્થ ફળતાં નથી. જુઓ ! સમુદ્ર-મંથનથી હરિ લક્ષ્મીને અને હર-મહાદેવ વિષને પામ્યા.

૩૫. **કર્મની પ્રધાનતાઃ**—કૃતકર્મોનું જ પ્રધાનપણું છે ત્યાં શુભ ગ્રહો શું કરે ? રાજ્યાભિષેક માટે વશિષ્ઠે લગ્ન જોઇ દીધા છતાં રામને તે લગ્ને વનવાસ સેવવો પડ્યો.

૩૬. **શ્રાવકની વ્યાખ્યાઃ**—જીવાજીવાદિક તત્ત્વાર્થ ચિન્તવનથી જે ખરી શ્રદ્ધા ધારણ કરે છે, સઠેકાણે ધનનો કાયમ સદ્વ્યય કરે છે અને સુસંત સાધુની સેવાથી પાપને દૂર કરે છે તેવા સુકૃતિ જનોને અદ્યાપિ શ્રાવક નામથી સંબોધવામાં આવે છે.

૩૭. **કામ-નિંદાઃ**—કામ કામીજનોને નરકમાં લઇ જવા દૂત સમો, અનેક કષ્ટોનો સાગર, આપદારૂપ લત્તાનું મૂળ અને પાપવૃક્ષને પોષનાર છે. ગૃહસ્થને ધર્મ, અર્થ અને મોક્ષ ગૃહસમાન આદરપાત્ર છતાં તેમાં પ્રવેશ પામીને કામ ઊંદરની પેઠે તે ત્રણેને ખણી-ખોદી કાઢે છે.

૩૮. **અધર્મ-નિંદાઃ**—ચક્રવર્ત્તી જેવો પણ અધર્મ-અન્યાય યોગે નીચ યોનીમાં અવતરે છે. ઉત્તમ કુળમાં જન્મ પામ્યા છતાં ધર્મ-સંબલ વગર જીવ જન્માંતરમાં દુઃખે પેટ ભરી શકે છે. ધર્મહીન બ્રાહ્મણ પણ નિત્યે પાપાનુબંધ કરતો, બિલાડાની જેવી નીચ વૃત્તિ સેવતો છેવટે મ્લેચ્છ યોનિઓમાં જઇ અવતાર લે છે. ધર્મસેવનવર્જિત જીવને બિલાડાદિકની યોનિઓમાં અનેક વખત અવતાર લેવા પડે છે તેમજ ધર્મહીન

જીવ વિષ્ટાદિકમાં કૃમિપણે વારંવાર અવતરે છે, ત્યાં તેમને કુકડાદિક ચાંચ અને પાંખવતી તાડન કરતા રહે છે.

૩૯. **પાપકર્મનાં પ્રત્યક્ષ ફળ:**—જળચર, સ્થલચર અને ખેચરોના ભવોમાં પ્રત્યક્ષ અનેક પ્રકારનાં મરણાંત કષ્ટો અનુભવાતાં જોવાય છે, છતાં જીવને તેથી ત્રાસ–વૈરાગ્ય કેમ પેદા થતો નથી?

૪૦. **વિશ્વાસઘાત:**–વિશ્વાસે રહેલાને ઠગવામાં શી ચતુરાઈ? ખોળામાં બેસી સૂતેલાને હણનારની શી મર્દાનગી લેખાય?

૪૧. **મિત્રદ્રોહી:**–બ્રહ્મઘાતક ( કદાચ ) પાપથી યોગ્ય પ્રાયશ્ચિત્તયોગે મૂકાય પણ મિત્ર કે ગુરુદ્રોહી મનુષ્ય પાપથી મુક્ત થઈ શકે નહી.

૪૨. **નરકગામી:**—મિત્ર( કે ગુરુ )દ્રોહી, કૃતઘ્ની, ચોરી કરનાર અને વિશ્વાસઘાતી એ ચારેને કાયમ નરકગામી કહ્યા છે.

૪૩. **દાનમહિમા:**–જો કલ્યાણને ઇચ્છતો હો તો સુપાત્રોમાં દાન દે. ગૃહસ્થ દાનવડે શુદ્ધ થાય છે, પાપથી હળવો થાય છે.

૪૪. **કેવું શકુન ફળે?**–જેવું અકસ્માત્ થયેલું શકુન ફળે તેવું બુદ્ધિપૂર્વક યોજેલ શકુન ફળદાયક નીવડે નહીં.

૪૫. **દેવગુરુના પસાયે**–મનની વાત પણ જાણી શકાય છે.

૪૬. **વિપત્તિનાં મૂળ દુર્જનો:**—વિષ, વિષયભોગ અને સર્પાદિકને સેવ્યા છતાં તેઓ જીવલેણ નીવડે છે. **તૃષ્ણા** જેવો કોઇ મોટો **વ્યાધિ** અને **સંતોષ** સમું કોઈ **સુખ** નથી. અતિ ઉગ્ર પુન્ય પાપનાં ફળ અહીં આ જન્મમાં જ મળે છે. પ્રાયે ભાગ્યહીન જ્યાં જાય છે ત્યાં કંઈ કંઇ આપત્તિ આવી પડે છે.

૪૭. **કાયા પામ્યાની શોભા–સફળતા શાથી ?**–કાન શાસ્ત્રશ્રવણ કરવાવડે જ પણ કુંડળ ધારવાવડે નહીં; હાથ દાનવડે પણ કંકણ પહેરવાવડે નહીં; અને કરુણાવંતની કાયા પરોપકારોવડે શોભા–સાર્થકતા પામે છે પણ ચંદનાદિકના વિલેપન કરવા માત્રથી શોભા પામતી નથી.

૪૮. **પરગૃહપ્રવેશ:**—ખાસ કારણ વગર જે મૂઢ જનો પરઘેર જાય તે કૃષ્ણપક્ષના ચંદ્રની પેઠે અવશ્ય લઘુતા પામે છે.

૪૯. **શાસ્ત્રશિક્ષાહીન:**–આળસુ, મંદબુદ્ધિ, સુખશીલ તથા વ્યાધિગ્રસ્ત, નિદ્રાળુ અને વિષયલંપટ એ છ જણો શાસ્ત્રશિક્ષાહીન રહે છે.

૫૦. **સમાનની સાથે ઇર્ષ્યા–અદેખાઇ બહુ બૂરી છે**–રાજા રાજાને જોઇને, વૈદ વૈદને દેખીને, નટ નટને જોઇને અને ભિક્ષુક ભિક્ષુકને દેખીને શ્વાનની પેઠે એકબીજાપ્રત્યે ઇર્ષ્યા–અદેખાઇ ધારણ કરે છે.

૫૧. **કોના માટે કયું ધન સારું છે ?**—બ્રાહ્મણોનું ધન વિદ્યા, ક્ષત્રિયોનું ધન ધનુષ્ય, (શસ્ત્ર) ઋષિ–મુનિઓનું ધન સત્ય, અને સ્ત્રીઓનું ધન યૌવન લેખાય છે. ( તે પણ તેનો વિવેકપૂર્વક ઉપયોગ કરવાવડે સાર્થક થાય છે. )

૫૨. **મહાદેવ:**—સંક્લેશ પેદા કરનારો રાગ અને શમરૂપ ઇન્ધનને બાળનારો કોઇપણ પ્રાણી ઉપરનો દ્વેષ તથા સત્ય જ્ઞાનને આચ્છાદન કરનારો અને અશુદ્ધ આચરણ ઉપજાવનારો મોહ જેનો સર્વથા નષ્ટ થયેલ છે તેથી ત્રણ લોકમાં જેનો મહિમા

પ્રસર્યો છે તેને જ **મહાદેવ** કહેલ છે. દોષ માત્રના નાશથી જેમનામાં અનંત ગુણરાશિ પ્રગટ થયેલી છે એવા વીતરાગ, સર્વજ્ઞ, શાશ્વત સુખના સ્વામી, કિલષ્ટ કર્મ-કલંક રહિત (કર્મમુક્ત થયેલા) તથા સર્વથા દુઃખ-બંધન વગરના હોવાથી સર્વ દેવોને પૂજનિક, સર્વ યોગીજનોને ધ્યાવા યોગ્ય અને સર્વ નીતિના સર્જનહાર સતા તે **મહાદેવ** તરીકે વખણાય છે. તેમણે પ્રકાશેલ શાસ્ત્ર સર્વ (ત્રિકોટિ) દોષ રહિત હોય છે. તેમને સેવવા આરાધવાનો ઉપાય સદા ય તેમની આજ્ઞાનું યથાશક્તિ પાલન કરવારૂપ હોઇ, તે નિશ્ચે મોક્ષ-મહાફળને આપનારું છે. સારા-કુશળ વૈદ્યના ઉપચારથી જેમ વ્યાધિનો સર્વથા નાશ થાય છે તેમ ઉક્ત મહાદેવદેશિત અત્યંત હિતકારી પ્રવચનને અનુસરવાથી નિશ્ચે સંસારપરિભ્રમણનો અંત આવે છે. એવા શાન્ત, કૃતકૃત્ય અને સર્વદા મહાદેવ-વીતરાગ પરમાત્માને સાચી ભક્તિથી સદા ય નમસ્કાર હો ! નમસ્કાર હો !

૫૩. **અતિલોભઃ**-કરનારને માથે કાળચક્ર ભમ્યા કરે છે. જુઓ! અતિલોભને વશ થયેલ સુભૂમ ચક્રવર્ત્તી સાગરમાં ડૂબી મુઓ.

૫૪. **પૃથ્વીને કેવળ ભારભૂતઃ**—વિદ્યા, તપ, દાન, જ્ઞાન, શીલ અને ધર્મથી હીન જનો આ મૃત્યુલોકમાં માત્ર ભારભૂત જેવા મનુષ્યરૂપે પશુતુલ્ય સમજવા. સુજ્ઞજનોએ ઉક્ત ગુણોનો વિકાસ સાધવો. જોઇએ

૫૫. **મનુષ્યની તુલનાઃ**—નબળા લોકો વિઘ્ન આવવાના ભયથી કોઇ સારું કાર્ય શરૂ કરી શકતા નથી, મધ્યમ પ્રકારના લોકો વિઘ્ન આવતાં વિકળ બની આરંભેલ શુભ કાર્યને તજી

દે છે; પણ ઉત્તમ જનો તો વારંવાર વિઘ્નો આવ્યા છતાં પણ આરંભેલા શુભ કાર્યને વળગી રહે છે; તજતા નથી.

૫૬. **નરકે જનાર:**—અત્યન્ત ક્રોધ, કડવી વાણી, તન-મનની દરિદ્રતા, સ્વજનો સાથે વિરોધ, નીચ જનોનો પ્રસંગ અને કુળહીનની સેવા—એ સઘળા નરક પ્રત્યે પ્રયાણ કરનારાઓમાં પ્રગટ ચિહ્નો લેખવાં.

૫૭. **શા કામનું ? :**—કંઠહીનનું ગીત, ગુણહીનનું રૂપ, દાનહીનનું ધન અને માન-સન્માનહીન એવું ભોજન શા કામનું ?

૫૮. **લક્ષ્મીનંદનને બારણે**—વયોવૃદ્ધ, તપોવૃદ્ધ, કુળવૃદ્ધ, ને બહુશ્રુત સઘળાયે લક્ષ્મીનંદનને બારણે કિંકરની જેમ ખડા રહે છે. તેમ છતાં ખરી નીતિથી પૈસા પેદા કરનારને તેનો અહંકાર કરવો ન ઘટે.

૫૯. **અતિ વર્જ્યું:**—માન વગરનું ભોજન અને ભાષણ મરણ નીપજાવે છે એમ સમજી તેમાં મિથ્યાભિમાન રાખવું નહીં.

૬૦. **કળથી કામ:**–જે કામ બળથી બની ન જ શકે તે કળથી થઇ શકે છે. એથી ધાર્યું કામ સાધી શકાય છે અને લોકમાં હાંસી થતી નથી.

૬૧. **સજ્જનનાં આચરણ:**–તૃષ્ણાને તજી દે, ક્ષમા-સમતાને સેવે, મદ-ઉન્માદને છંડે, પાપકૃત્યમાં પ્રીતિ ન જોડે, સત્યનો સ્વીકાર કરે, સારી પ્રમાણિકતા આદરે, વિદ્વાનોની સેવા-સંગતિ કરે, લાયક જનોનો યોગ્ય સત્કાર કરે, શત્રુઓ સાથે પણ સુલેહ-શાન્તિ જાળવે, સ્વગુણને ઢાંકે-પ્રગટ કરી

વખાણે નહીં, ઉપાર્જિત કીર્તિનું રક્ષણ કરે અને દુ:ખી જનો ઉપર દયા, અનુકંપા કરે એ સજ્જનોનાં લક્ષણ છે.

૬૨. **સજ્જન અને દુર્જનમાં તફાવત:**–બ્રાહ્મણો ભોજનવડે, મયૂરો મેઘના ગર્જારવવડે, સાધુઓ પરોપકારવડે અને દુર્જનો પારકી વિપત્તિવડે રાજી થાય છે. દુર્જનો દોષગ્રાહી અને સજ્જનો ગુણગ્રાહી હોય છે. દુર્જનો કાગડા કે ભૂંડ જેવા નીચ સ્વભાવને ધારણ કરનારા હોય છે ત્યારે સજ્જનો હંસ જેવા ઉત્તમ સ્વભાવને ધારણ કરનારા હોય છે. દુર્જનને કરેલો બોધ કે ઉપકાર ઊલટો પડે છે ત્યારે સજ્જનો કૃતજ્ઞતા સ્વીકારી પોતે પણ તેનો ઉત્તમ માર્ગ ગ્રહી સ્વપરહિતમાં વધારો કરે છે. '**સજ્જન સુખ અમૃત લવે, દુર્જન વિષની ખાણ**' સજ્જનોની વાણીમાં સ્વાભાવિક મીઠાશ હોય છે, દુર્જનની વાણીમાં કડવાશ અને કાતિલતા હોવાથી તે સ્વપરને ભારે અનર્થકારી નીવડે છે. સજ્જનો સંતાપ કરનારને પણ ચંદન, શેલડી અને કાંચનની પેઠે લાભ, શાન્તિ અને શીતલતાદિક સમર્પે છે, પોતે દુ:ખ સહન કરીને પણ અન્યને સુખ શાતાદિક ઉપજાવવા પ્રયત્ન કરે છે; ત્યારે દુર્જનો વગર કારણે શત્રુતા ધારણ કરે છે.

૬૩. **તપનું પરિણામ:**–ખરું જોતાં સુખ કે દુ:ખ કોઈ દઈ શકતું નથી. સુખ કે દુ:ખ કોઈ બીજો આપે છે એવી ખોટી માન્યતા દુર્બુદ્ધિજનિત છે. પૂર્વે કરેલ કર્મ અનુસારે જ સુખ દુ:ખ પ્રાપ્ત થાય છે (તેમાં બીજા તો કેવળ નિમિત્તરૂપ થાય છે). પૂર્વે કરેલ દુષ્કર્મ નિશ્ચે તપવડે ઓછું થઇ શકે છે.

૬૪. **બુદ્ધિશાળી આટલી વાતને ગોપવે છે:**–અર્થ–નાશ, મનનો તાપ–સંતાપ, ઘરનું દુશ્ચરિત્ર, કોઇ ઠગી ગયું

હોય તે વાત તથા કોઈએ કરેલ અપમાન. એટલી વાતો ડાહ્યો-ગંભીર માણસ જાહેર થાય એમ પ્રકાશતો નથી.

૬૫. **ખરી પંડિતતા કઈ ?** :-સ્વપરહિતકાર્યમાં જેની મતિ સ્થિર પરિણામદર્શી રહેતી હોય તેની જ પંડિતતા અહીં સાચી લેખવવી. બાકીનાને શુકપાઠી સમ પુસ્તકનો પાઠ કરી જાણનારા સમજવા.

૬૬. **ગુરુની અવજ્ઞા-આશાતના કરવાથી કેવી બૂરી દશા થાય છે ?**-કલ્યાણકારી એવા એક અક્ષર કે પદને પ્રેમપૂર્વક દેનાર પરોપકારી આત્માને જે ગુરુ તરીકે આદર-સત્કાર કરતો નથી, ઊલટો એમનું અપમાન-અવજ્ઞા આશાતનાદિક કરે છે તે સેંકડો વાર શ્વાનયોનિમાં અવતરી, ચાંડાલયોનિઓમાં જન્મી ભારે તિરસ્કારપાત્ર બને છે.

૬૭. **પૂર્વ પુન્યનાં ફળ આવાં હોય છે**:-જેણે પૂર્વ જન્મમાં પુષ્કળ પુન્ય-સુકૃત કર્યું હોય છે તેને ભયંકર અટવી શ્રેષ્ઠનગરી સમી, સર્વ મનુષ્ય તેને અનુકૂળપણે વર્તનાર, અને સઘળી પૃથ્વી ઉત્તમ રત્નનિધાનથી સંપૂર્ણ થઇ પડે છે, એમ સમજી સહુએ સુકૃત્ય-કરણી શુદ્ધપ્રેમપૂર્વક કરી સ્વપરઉપકાર કરી લેવા સાવધાનપણે વર્તવું જોઇએ. જૈનધર્મને અનુસરનાર દરેકે આટલી હિતશિક્ષા અવશ્ય આદરવી જોઇએ. અન્ય કોઇ જીવને નાહક પીડા-પ્રતિકૂળતા થાય તેવું વર્તન તજી દિલમાં દયા-કોમળતા રાખવી જોઇએ. અન્ય જીવને સ્વઆત્મા સમાન લેખી તેની સાથે પ્રતિકૂળપણે ન વર્તતાં તેને સુખ-શાન્તિ ઉપજે તેમ વર્તવું જોઇએ. પ્રિય, પથ્ય અને સત્ય વચનવડે બને તેટલું સ્વપરહિત કરવું જોઇએ. પરજનોએ અણદીધેલી,

અણુહકની કોઇ પણ પરાઈ વસ્તુ તેમને છેતરીને લેવી નહીં જોઇએ. પરસ્ત્રી અને વેશ્યાગમનથી સર્વથા વિરમવું જોઇએ અને વિવાહિત સ્વસ્ત્રી સાથે પણ ખૂબ સંતોષથી વર્તવું, પણ તેને કોઇ રીતે ત્રાસ-અસમાધિ ઉપજે એવી પ્રવૃત્તિ રાખવી જોઇએ. ધન-ધાન્યાદિક નવવિધ પરિગ્રહની અધિક મૂર્છા-મમતા તજીને તેની જરૂર જણાય તેટલી યોગ્ય મર્યાદા બાંધી તેનું ઉલ્લંઘન કરવું જોઇએ નહીં. અને માંસ, મદિરા, મધ, માખણ અને રાત્રિ-ભોજનાદિક અભક્ષ્ય વસ્તુનું સેવન-ભક્ષણ કરવાનો સર્વથા ત્યાગ કરવો જોઇએ. ઉક્ત બાબતમાં દવાદારુના મિષે તથા વિવેક ને ભવભીરુતાદિકની ખામીથી ગૃહસ્થવર્ગમાં તેમજ ત્યાગી સમુદાયમાં પણ શિથિલતા વધતી જોવાય છે તે ખેદજનક છે. ભવિષ્યની પ્રજાના હિતાર્થે આ પ્રણાલિકા પણ જલદી સુધારી લેવા યોગ્ય છે.

**૯૮. કર્મ-શત્રુથી કોઈ મુક્ત થઇ શકતા નથી:-** રાજાઓ, વિદ્યાધરો, વાસુદેવો, ચક્રવર્તીઓ, દેવેન્દ્રો અને વીત-રાગો પણ કર્મ-રિપુઓથી મુક્ત થઇ શકતા નથી, તો પછી અન્ય સામાન્ય જીવોનું કહેવું જ શું ?

**૯૯. શરીરાદિકની અનિત્યતા-ક્ષણભંગુરતા જાણી ધર્મનો આદર કરવો:-** ગમે તેના મજબૂત શરીરો પણ અનિત્ય-ક્ષણભંગુર છે અને લક્ષ્મી પણ અસ્થિર ( હાથતાળી દઇ ચાલી જાય તેવી ચંચળ ) છે અને આયુ જોતજોતામાં પૂરું થઇ જાય એવું નિત્ય ઓછું થતું જાય છે, એમ સમજી શાણા-ચકોર જીવોએ પ્રમાદ તજીને સાવધાનપણે ધર્મનો આદર કરવો. 'પાત્ર-સુપાત્રમાં નિઃસ્વાર્થપણે અપાયેલ દાન અનંતગણો લાભ આપે છે.'

૭૦. **ખરા ન્યાયનિપુણનું કર્તવ્ય:**–અન્ય નીતિ–નિપુણો ચહાય તો નિંદા કરો અથવા તો સ્તુતિ કરો; ધન–સંપદા યથેષ્ટ આવી મળો અથવા તો ચાલી જાઓ; આજે મૃત્યુ આવો અથવા યુગાન્તરે આવો, પરંતુ ધીર પુરુષો ન્યાય નીતિવાળા માર્ગથી એક ડગ પણ ચળિત થતાં નથી–નીતિનું ઉલ્લંઘન કરતા નથી. ઉત્તમજનોનું જ જીવિત સફળ હોઈ ઉન્નતિગામી થઈ શકે છે.

૭૧. **સજ્જનોના સંસર્ગનું ફળ:**–મહાપ્રભાવશાળી સજ્જનોનો સંસર્ગ કોને ઉન્નતિકારક થતો નથી ? જુઓ શેરીનું ગંદું જળ ગંગા નદીના સંગમથી દેવતાઓને પણ વંદનિક બને છે. એ જ રીતે પાપ–દોષથી મલિન આત્મા ઉત્તમ–સાધુ પુરુષોના સંસર્ગથી ભારે ઉન્નતિ પામી શકે છે.

૭૨. **દુર્જનોની સંગતિ કરવી નહીં:**–મહાભયંકર પર્વતની ઝાડીઓમાં વનચરો સાથે ભમવું સારું, પણ સુરેન્દ્ર ભવનોમાં પણ મૂર્ખજન સંગાતે વસવું સારું નહીં. મૂર્ખ–દુર્જનની સંગતિથી જીવ અધોગતિ પામે છે.

૭૩. **નરકનાં ચાર દ્વાર:**–પ્રથમ રાત્રિભોજન (પશુની પેઠે વિવેક રહિત રાત્રે ગમે તે આરોગવું ), બીજું પરસ્ત્રીગમન ( પરસ્ત્રી સાથે વ્યભિચાર ), ત્રીજું બોળ અથાણાનું ભક્ષણ ( જેમાં અસંખ્ય બેઇન્દ્રિયાદિક જીવોની ઉત્પત્તિ અને વિનાશ થયા કરે છે ) અને ચોથું આદુ, મૂળા, ગાજરપ્રમુખ બત્રીશ પ્રકારના અનંતકાયનું ભક્ષણ ( જેમાં ક્ષણે ક્ષણે અનંત બાદર વનસ્પતિકાય જીવોની ઉત્પત્તિ ને લય થયા કરે છે ). સ્વપર-શાસ્ત્રોમાં કંદમૂળાદિકનું ભક્ષણ નિષેધ્યું છે. નરકગતિનાં દ્વારભૂત

ઉક્ત ચારે દોષોને સમજીને તજવાથી નરક જેવી નીચ ગતિમાં જવું પડતું નથી.

૭૪. **પાત્રતા પ્રમાણે બોધ કરવો**:–જેને જે રીતે બોધ થઇ શકે તેને તે રીતે કુશળ ઉપદેશકે બોધ કરવો જોઇએ; તો જ તે સફળ થઇ શકે છે. અન્યથા કરેલો શ્રમ અફળ થાય છે અને ઊલટો અનર્થરૂપ થવા પામે છે.

૭૫. **વેશ્યાનો સંગ અગ્નિ-જ્વાળા જેવો છે**:–તેની આકર્ષક રૂપાદિકની જ્વાળામાં કામાંધ જનો યૌવન અને ધનને હોમી બેહાલ બને છે.

૭૬. **આ પાંચ પિતાતુલ્ય છે**:–૧. જન્મદાતા, ૨. પાલક–પોષક, ૩. વિદ્યાદાતા ( પ્રેમથી જ્ઞાન–દાન આપનાર ), ૪. અભયદાતા અને ૫. ભયમાંથી મુક્ત કરનાર.

૭૭. **હાંસીથી કર્મ બંધાય છે**:–સહજ સહજમાં બહુ હસવાની ટેવથી જીવો દૃઢ કર્મબંધન કરે છે. જ્યારે તે ઉદયમાં આવે છે ત્યારે રોતાં રોતાં પણ તેનું ફળ ભોગવવું પડે છે જ, એમ સમજી શાણા ભાઇ–બહેનોએ અતિ હસવાની ચા નાહક પારકી હાંસી કરવાની કુટેવ તજી દેવી.

૭૮. **સ્વર્ગ સમું સુખ**:—પુષ્કળ ધન–સમૃદ્ધિ, રાજકુળમાં આબરુ–સત્કાર, અનુકૂળ–પતિના આશયને અનુસરી ચાલનારી ભાર્યા, ધર્મસેવનમાં આદર અને શાણા સજ્જનોની સંગતિ–એ છ વાનાં પૃથ્વી ઉપર પણ સ્વર્ગસમાં સુખદાયક લેખાય છે. સદ્ધર્મસેવનમાં અપ્રમાદ અને પરોપકારરસિક સજ્જનોની સોબતવડે ભવ્યાત્માઓ અત્યુત્તમ લાભ સહેજે મેળવી શકે છે.

૭૯. **કુકર્મ-પાપાચરણ કરવાથી** પુન્ય-સુકૃત કરણી નષ્ટ-નકામી-નિષ્ફળ થઇ જાય છે એમ સમજી પરિણામદર્શી જીવોએ કુકર્મનો માર્ગ તજી દેવો.

૮૦. **સત્ય-શુદ્ધ ધર્મની ઉપાસના વગર** સાચું સુખ સાંપડવાનું નથી.

૮૧. **સુશાસ્ત્રના પરિચયવડે** સુબુદ્ધિજનો સ્વજીવન સફળપણે વ્યતીત કરે છે.

૮૨. **પૂર્વપુન્યયોગે** પ્રાપ્ત થયેલી શુભ સામગ્રીનો સદુપયોગ કરી લેવો જોઇએ.

૮૩. **સાત પ્રકારે ચોરઃ**—ચોર, ચોરને સહાય કરનાર, તેને તેવી ખોટી સલાહ આપનાર, તેની ખાનગી ગુપ્ત વાતને જાણનાર, ચોરાઉ વસ્તુને વેચાતી લેનાર, ચોરને અન્ન અને સ્થાન દેનાર-એ સાત પ્રકારના ચોરો લેખાય છે.

૮૪. **આળસુને** વિદ્યા ક્યાંથી વરે? વિદ્યા વગરનાને ધન-પ્રાપ્તિ ક્યાંથી થાય? નિર્ધનને મિત્રો ક્યાંથી સાંપડે? અને મિત્રહીનને બળ ક્યાંથી મળે?

૮૫. **સાતે દયાહીન**—જૂગારી, કોટવાળ, તેલી, માંસ વેચનાર, શિકારી, રાજા અને વૈદ્ય-એ સાત જણાં પ્રાયે દયાહીન હોય છે.

૮૬. **મૂર્ખ આગળ વાણીવિલાસઃ**-મૂર્ખો આગળ વિદ્વાનોનો વાણીવિલાસ, અંધ સભાસદોની આગળ વેશ્યાના નાચ જેવો નકામો છે.

૮૭. **રાત્રિભોજનનો દોષ:**—ખાનપાનમાં વગર ઉપયોગે થતો અનર્થ-પેટમાં કીડી જાય તો બુદ્ધિ હણે, જૂ પેટમાં જાય તો જળોદર થાય, માખી આવે તો વમન થાય અને કરોળીઓ આવે તો કોઢ રોગ થાય. રાત્રે એવી જયણા ઓછી જ પળે, તેથી પરોપકારી જ્ઞાની પુરુષોએ રાત્રિભોજનનો સર્વથા નિષેધ કર્યો છે. વાળ આવે ને ગળે વળગી રહે તો સ્વરભંગ થાય ઇત્યાદિ અનેક પ્રગટ દોષો રાત્રિભોજનને અંગે થવા પામે છે. ઉપરાંત ઘૂવડ, કાગ, મંજાર, ગીધ, મ્લેચ્છ, ભૂંડ, સર્પ, વીંછી અને ગોધા જેવાં નીચ અવતારો રાત્રિભોજન કરનારને કરવા પડે છે. શાસ્ત્રકારોએ રાત્રે આહુતિ, સ્નાન, શ્રાદ્ધ, દેવપૂજા, દાન અને ભોજન કરવાનો વિશેષે નિષેધ કરેલો જાણી સહુએ વિવેકથી વર્તવું.

૮૮. **સ્ત્રી જાતિના સ્વાભાવિક દોષો:**—જૂઠ, સાહસ, માયા-કપટ, મૂર્ખત્વ, અતિલોભતા, અશુચિપણું અને નિર્દયતા એ સ્ત્રી-જાતિના સ્વાભાવિક દોષો કહ્યા છે, છતાં પૂર્વના શુભ સંસ્કારયોગે કંઇક સતી સ્ત્રીરત્નો તેમાં અપવાદરૂપે હોઇ તે તે દોષોથી મુક્ત હોય છે, તેથી જ તેઓ પ્રાત:સ્મરણીય બનવા પામેલ છે.

૮૯. **વિશ્વાસ નહિ કરવા લાયક:**—વીજળી જેવી ચંચળ સ્ત્રીઓનો, રાજાઓનો, દુર્જનોનો, સ્વાર્થીજનોનો અને ઠગાઇ કરનારાઓનો શાણા જનોએ વિશ્વાસ કરવો નહીં, તેમનાથી જેમ બને તેમ ડહાપણ વાપરીને ચેતતા-સાવચેત રહેવું; અન્યથા ભૂલથાપ ખાવાથી ભારે દુ:ખ આપત્તિના ભાગી થવું પડે છે.

૯૦. **લક્ષ્મીનો નિવાસઃ**—જ્યાં ગુરુજનોને યોગ્ય આદર-સત્કાર થાય છે, જ્યાં ન્યાય-નીતિથી ધન ઉપાર્જન થાય છે અને જ્યાં કલેશ કંકાસ થવા પામતો નથી ત્યાં હે મહાનુભાવ! મારો નિવાસ હોય છે.

૯૧. **શ્રેષ્ઠ શું ?**—મૌન સેવવું સારું પણ જૂઠ કથન કરવું સારું નહીં; પ્રાણ ત્યાગ કરવો સારો પણ ચાડીખોરના વચનમાં પ્રીતિ-શ્રદ્ધા કરવી સારી નહીં; ભિક્ષા માગી ખાવું સારું પણ પરાયા ધનથી સુખપ્રાપ્તિની કામના સારી નહીં; તેમ જ જંગલમાં વસવું સારું પણ અવિવેકી રાજાના નગરમાં વસવું સારું નહીં; કેમકે તે બધાં ઉભય લોકમાં અનર્થકારી નીવડે છે.

૯૨. **સ્વાર્થવશપણું:**—સર્વ કોઇ સ્વકલ્પિત સ્વાર્થ સાધવા તત્પર જણાય છે. શુદ્ધ સ્વ-અર્થ ( પરમાર્થ ) સાધવા તત્પર રહેનારા વિરલા હોય છે.

૯૩. **સજ્જન દુર્જન વચ્ચે તફાવતઃ**—સજ્જન એકાદ ઉપકારથી કૃતજ્ઞ બની સેંકડો અપરાધો સહી લે છે, પણ દુર્જન તો સામાનો એકાદ અપરાધ જોઈ તેમના સેંકડો કામ બગાડવાની દુર્બુદ્ધિ ધારણ કરે છે.

૯૪. **ખરું ભૂષણઃ**—સમ્યગ્ જ્ઞાન ( વિવેક ) એ ત્રીજું લોચન ( અંતરમાં પ્રકાશ કરી ખરી વસ્તુસ્થિતિનું યથાર્થ ભાન કરાવનારું ), અભિનવ-બીજો સૂર્ય, ચોરાઇ ન શકે ને અખંડ જળવાઈ રહે એવું અપૂર્વ ધન ( જે સ્વપરને બહુ ઉપકારક થઇ શકે ) અને વગર બોજાનું અદ્ભુત ભૂષણ છે.

૯૫. **દુસ્ત્યજ્ય:**—જે જેની સ્વાભાવિક પ્રકૃતિ છે તે તેનાથી ભાગ્યે જ તજાય છે.

૯૬. **બુદ્ધિબળ:**—કુશળ બુદ્ધિવાળાનું બળ વખણાય છે; નિર્બુદ્ધિનું નહીં.

૯૭. **વિનાશકાળ:**—વિનાશકાળે માણસને અવળી (વિપરીત) બુદ્ધિ સૂઝે છે.

૯૮. **સંયમના ૧૭ ભેદ:**—હિંસા, અસત્યાદિ પાંચ આશ્રવોનો ત્યાગ, પાંચે ઇન્દ્રિયોનો નિગ્રહ, ક્રોધાદિક ચારે કષાયનો જય અને મન-વચન-કાયદંડથી નિવર્તન એ રીતે ૧૭ પ્રકારનો સંયમ સમજી સેવવા યોગ્ય છે.

૯૯. **દાનનું ફળ:**—મરણ પાછળ દીધેલું અને અન્ય મારફત દીધેલું દાનનું ફળ મળે કે ન મળે; પરંતુ સમજપૂર્વક સ્વહસ્તે દીધેલા દાનનું ફળ જરૂર મળે છે.

૧૦૦. **લોકપૃચ્છા:**—સજ્જન લોકો મને મારી કુશળવાર્તા પૂછે છે, પરંતુ દિવસે દિવસે આયુષ્ય ઓછું થતું જાય છે તો પછી અમને કુશળ ક્યાંથી સંભવે ?

૧૦૧. **ભવતારક દાન:**—મોક્ષદાયક દાન સુકુશળ જનોએ જરૂર દેવું. સુપાત્રને દાન દીધા વગર પ્રાણીઓ ભવસાગર તરી શકતા નથી.

૧૦૨. **ધર્મલાભ:**—સર્વ લક્ષ્મીની પ્રાપ્તિ અને વિપત્તિનો અવશ્ય નાશ કરાવનાર સંસારતારક ધર્મલાભ ગુરુજનો ભક્ત જીવોને પ્રેમથી આપે છે.

૧૦૩. **ગીત**—નિર્દોષ અને મનોહર ગીત સૌ કોઇને વશ કરે છે, સ્વર્ગાદિક સુખ સમર્પે છે, સર્વને આનંદ ઉપજાવે છે અને સર્વ અર્થને સાધી આપે છે.

૧૦૪. **હિંસા**—નરકની દૂતિકા જેવી હિંસા સમજુ જીવોએ સર્વથા ન સેવવી, કેમકે પરને પીડા ઉપજાવનાર પુરુષથી ધર્મ-રાજા દૂર જ રહે છે.

૧૦૫. **તરુણવય નકામી**—વાદીવૃન્દને જીતી લેનારી, વિનયવંતને મળી શકે એવી વિદ્યા જેણે મેળવી નથી, અને સ્વ-પરાક્રમવડે સર્વત્ર યશ-કીર્તિ વિસ્તારી નથી એવા જીવની તરુણ વય શૂન્ય ઘરમાં દીપકની જેવી નિષ્ફળ જાય છે.

૧૦૬. **ઘર શ્મશાન સમું**—જે ઘરમાં પતિ અને પત્ની વચ્ચે નિત્ય દંત-કલહ, કલેશ-કજીઓ કે વઢવાડ થયા કરે છે તેનું બધું વાતાવરણ ભયંકર બને છે.

૧૦૭. **રૂડી ભાવના**—સર્વ પ્રાણીવર્ગ પ્રત્યે **મૈત્રી**ભાવ, ગુણી જનો પ્રત્યે **પ્રમોદ**ભાવ, દીન-દુઃખી જીવો પ્રત્યે **કરુણા**-ભાવ અને નિંદા હિંસાદિક વિપરીત વૃત્તિવાળા જીવો પ્રત્યે ઉદાસીન યા **ઉપેક્ષા** ભાવ સદા ય મને જાગ્રત રહે એવી નમ્ર પ્રાર્થના પરમાત્મા પાસે આપણો આત્મા કરતો રહે અને એવું શુદ્ધ જીવન જીવવા બદ્ધલક્ષ રહે તો કલ્યાણ થાય.

૧૦૮. **જ્ઞાનાવરણી કર્મ કેમ બંધાય છે?**—જ્ઞાનની અને જ્ઞાની જનોની નિન્દા, પ્રદ્વેષ ને ઇર્ષા-અદેખાઇ કરવાથી તેમ જ તેમને ઉપઘાત અને અંતરાય કરવાથી જ્ઞાનાવરણી કર્મ બંધાય છે; તેથી તે તે કાર્યોથી બહુ ચેતતા રહેવું જોઇએ.

૧૦૯. **વિષયભોગ**—શરૂઆતમાં ભોગવતા મીઠા લાગતા એવા વિષયો પરિણામે કપટીની વાણીની પેઠે સહુને ઠગનારા હોઇ અતિ ભયંકર નીવડે છે.

૧૧૦. **આયુષ્યાદિકની અસ્થિરતા**—આયુષ્ય, ધન અને યૌવન એ ત્રણે વાનાં આ સંસારમાં પરસ્પર હોડ જ કરતાં હોય તેમ શીઘ્ર નાશ પામતા જાય છે.

૧૧૧. **સત્ય અને અહિંસાત્મક ધર્મ**—આ ભવના ઇચ્છિત સુખ આપવા સાથે સ્વર્ગ અને મોક્ષનાં પરમ સુખ આપવા સમર્થ જાણી તે ધર્મનું દૃઢપણે સેવન કરવું.

૧૧૨. **ખરો બંધુ**—રોગાદિક કષ્ટ સમયે, દુષ્કાળ વખતે, શત્રુના નિગ્રહ સમયે, રાજદ્વારે અને મરણ સમયે જે સહાય કરે છે તે ખરો બાંધવ જાણવો.

૧૧૩. **પરોપકાર માટે**—નદીઓ પોતે જળ પી જતી નથી, વૃક્ષો પોતાનાં મીઠાં ફળો પોતે ખાઇ જતાં નથી, તેમ જ મેઘરાજ–વરસાદ પોતે ઉગાડેલા ધાન્યનો ભોગવટો પોતે કરતો નથી; તે પ્રમાણે ઉત્તમ જનોને પ્રાપ્ત થયેલ સંપત્તિ પરોપકારને માટે જ થાય છે.

૧૧૪. **ક્રિયાસિદ્ધિ**—મહાન્ પુરુષો પોતાના સત્ત્વ–બળ-પરાક્રમવડે જ કાર્યસિદ્ધિ કરી શકે છે; તેમને બાહ્ય સાધનની જરૂર ઓછી રહે છે.

૧૧૫. **અંગીકૃત**—ઉત્તમ સત્ત્વશાળી સજ્જનો ગમે તે ભોગે અંગીકાર કરેલ બાબતનું પ્રતિપાલન કરે છે. સામાન્ય જનોની માફક વિઘ્નાદિ આવતાં બેબાકળા થઇ તેનો ત્યાગ કે ઉપેક્ષા કરતા નથી.

૧૧૬. **સુપુત્ર**—એક પણ સુપુત્રયોગે સિંહણ સુખે નિર્ભય-પણે સૂઈ શકે છે, જ્યારે ગધેડીને દશ બચ્ચાં થયાં હોય તો પણ તેને ભાર વહન કરવો પડે છે. સુપુત્રની ખરી ઇચ્છા-( કામના )વાળાં દંપતીએ બ્રહ્મચર્ય જેવાં વ્રતમાં કેવું સુદૃઢ રહેવું જોઈએ ? કેવા સુંદર આચારવિચારનું પાલન કરવું જોઈએ ? અને કેવો ઉત્તમ સહવાસ સેવવો જોઈએ ? વિગેરે હિતકારક બોધ માટે '**બ્રહ્મચર્યવિચાર**' અને '**શીલનો મહિમા**' વિગેરે પુસ્તકોનું સારી રીતે **વાંચન–મનન** કરી તેનું યથાશક્ય **પરિશીલન–પરિપાલન** કરવું.

૧૧૭. **ઉચિત વિવેક**—રાજાને, દેવગુરુને, પાઠકને અને વૈદ્ય તથા નિમિત્તજ્ઞ જેવાને ભેટવા–મળવા જતાં ખાલી હાથે ન જવું, કંઈ ને કંઈ ઉત્તમ ફલાદિક હાથમાં રાખીને જ ભેટવા–મળવા જવું. એમની પાસે ઉત્તમ ફળ ધરવાથી શુભ ઇચ્છિત ફળ પામી શકીએ.

૧૧૮. **ચિંતા–( ભાવના )**—આત્મકલ્યાણ સાધી લેવાની ચિંતા–ભાવના ઉત્તમ છે, મોહ–મમતાવાળી ચિંતા મધ્યમ છે, કામભોગ સંબંધી ચિંતા અધમ છે, ત્યારે નકામી પરચિંતા અધમાધમ છે. દુર્લભ માનવભવાદિક શુભ સામગ્રી પામી, તત્ત્વજ્ઞ ગુરુ મહારાજનો જોગ પામી, સાર તત્ત્વબોધ મેળવી, આત્મકલ્યાણ સાધી લેવાની હાથ આવેલી તક જતી ન રહે તેવી ચિંતા–ભાવના સતત જાગ્રત રાખી એ જ આપણું અવશ્ય કર્ત્તવ્ય છે એમ લેખવવું.

૧૧૯. **સ્વાર્થાંધતા**—પ્રજા થયેલી સ્ત્રી પતિનો અનાદર કરે છે, પરણેલો પુત્ર માતાનો અનાદર કરે છે, ગરથ પામેલો

(સ્વાર્થ સરેલો) સેવક સ્વામીને ધિક્કારે છે અને સાજો થયેલો-રોગથી મુકાયેલો બાદ દર્દી વૈદ્યનો અનાદર કરે છે.

૧૨૦. **જૂગટું** સર્વ આપદાનું ધામ છે, દુર્બુદ્ધિજનો જૂગટું રમે છે, જૂગટું રમવાથી કુળની પ્રતિષ્ઠા લોપાય છે, અધમજનો તેવા જૂગટાની પ્રશંસા કરે છે.

૧૨૧. **સુબુદ્ધિજનો** શાસ્ત્રને સ્વપરના બોધ માટે, ધનને દાન દેવા માટે, જીવિતને ધર્મની સેવા માટે અને દેહને પરોપકાર નિમિત્તે ધારી રાખે છે.

૧૨૨. **ગણના-આ અમારું અને આ પરાયું** એવી ગણત્રી અનુદાર-ટૂંકી બુદ્ધિવાળાની જ હોય છે, ઉદાર બુદ્ધિવાળા તો સારી દુનિયાને સ્વકુટુંબ તુલ્ય લેખે છે.

૧૨૩. **પૂર્વકૃત્ય પુન્ય**—સર્વ અવસ્થામાં સર્વ સ્થળે પૂર્વે કરેલું પુન્ય જીવની રક્ષા કરે છે.

૧૨૪. **હિત વચન**—જ્યાં સુધી શરીર સ્વસ્થ-નીરોગી છે, વૃદ્ધાવસ્થા વેગળી છે, પાંચે ઇન્દ્રિયો પરવડી છે અને આવખું પૂરું થયું નથી ત્યાં સુધી આત્મકલ્યાણ સાધી લેવા સુજ્ઞજનોએ ખૂબ પ્રયત્ન કરી લેવો જોઇએ. ઘર બળવા માંડ્યા પછી તેને ઠારવા માટે કૂવો ખોદવાનો ઉદ્યમ કરવો નકામો જ લેખાય, તેવા શુદ્ધ હેતુથી જ પ્રેરાઇ શાસ્ત્રકાર આત્માર્થી ભવ્યાત્માઓને પ્રથમથી જ ચેતવે છે.

૧૨૫. **નમસ્કાર મહામંત્ર**—જિનશાસનનો સાર અને ચૌદપૂર્વનો સમુદ્ધાર જેવો નમસ્કાર-નવકાર મહામંત્ર જેના મનમાં રમે છે તેને સંસાર-ક્લેશ શું કરવાનો છે?

૧૨૬. **શીલ સાક્ષાત્ કલ્પવૃક્ષ છે**—શીલ-સદાચાર પુરુષોના કુળની ઉન્નતિ કરનારું પરમ ભૂષણરૂપ, અક્ષય એવું નિર્દોષ ધન, સુગતિ અપાવનાર, દુર્ગતિનો નાશ કરનાર એવું સુવિશાલ શીલ પવિત્ર યશને આપનાર-યાવત્ અનંતસુખને દેનાર સાક્ષાત્ કલ્પવૃક્ષરૂપ છે.

૧૨૭. **અભય**—આ લોકમાં પ્રાણીઓને સર્વ કંઈ દેહાદિક વસ્તુઓમાં કાળકૃત ભય રહેલ છે, કેવળ વૈરાગ્ય જ ભયરહિત છે; છતાં ફક્ત આત્માર્થી જનો જ તેનું સેવન કરે છે.

૧૨૮. **સ્ત્રીઓની શીલરક્ષાર્થે**—લજ્જા, દયા, ઇન્દ્રિયદમન, ધૈર્ય, પુરુષવર્ગ સાથે વાતચીત કરવાનો ત્યાગ અને એકાકીપણે જવા આવવા કે રાત્રિવાસાદિ રહેવાનો વિશેષે ત્યાગ કરવાથી શીલનું રક્ષણ થાય છે.

૧૨૯. **અનર્થ માટે**—યૌવન, ધન, સંપત્તિ, અધિકાર અને વિવેકવિકળતા એમાંનાં એકેકા અનર્થકારી નીવડે છે, તો જ્યાં બધા સાથે હોય તેનું કહેવું જ શું?

૧૩૦. **શીલભંગથી** જગતમાં અપજશનો ઢોલ વાગે છે, ગોત્ર ઉપર મશીનો કૂચો દેવાય છે, ચારિત્રનો લોપ થાય છે, અનેક ગુણોનો નાશ થાય છે, સકળ આપદા આવી મળે છે. ત્રૈલોક્યમાં શિરોમણિ એવું શીલવ્રતનું ખંડન કરનાર જનો સંસારચક્રમાં જન્મ-મરણનાં અનંતા દુઃખો પામ્યા કરે છે, તેમનો મોક્ષ-છૂટકારો ક્યાંય થઇ શકતો નથી. શાસ્ત્રમાં પરસ્ત્રીગમન અને વેશ્યાગમનનું મહાપાપ વર્ણવ્યું છે. અહીં પ્રત્યક્ષપણે પણ એથી અનેક કષ્ટ-સંકટ સહન કરવાં પડે છે; તેથી

તેવો મહા અનર્થકારી કુછંદ સહુએ અવશ્ય તજવો. જુઓ! એવા ખોટા છંદથી રાવણ જેવા રાજવીના કેવા માઠા હાલ થયા?

૧૩૧. **શીલરક્ષાથી થયેલા લાભ**—પવિત્ર શીલવ્રતના અખંડપાલનથી સીતાદિક મહાસતીઓ તથા મહાસત્ત્વશાલી સતાઓ કેટલી બધી આત્મોન્નતિ પામ્યાં છે? જો કે તેમને કસોટી પ્રસંગે ભારે પરાક્રમ–પુરુષાતન દાખવવું પડ્યું છે, પરંતુ તેવે પ્રસંગે સુવર્ણની પેઠે વિશુદ્ધ રહેવાથી આજ સુધી તેમનો જશ–પડહ વાગે છે. આપણે પણ તેમનું અનુકરણ કરી પવિત્ર શીલનું પાલન–રક્ષણ કરવું ઘટે છે. જ્યાંસુધી જીવને ખરું આત્મલક્ષ જાગ્યું નથી, આત્મભાન થયું નથી, જડ–ચેતનને બરાબર નિરાળાં તેમનાં લક્ષણથી જાણ્યાં–પિછાણ્યાં નથી, ક્ષણિક દેહાદિકની મમતાને વશ થઇ મુંઝાઇ ખરી વસ્તુને ઓળખી આદરી શકતો નથી ત્યાંસુધી જ જીવ જ્યાંત્યાંથી પૌદ્ગલિક સુખ મેળવવા દોરવાઇ જાય છે અને શીલ–સંતોષાદિ સદ્ગુણજનિત સત્ય સુખથી બેનસીબ રહે છે, એમ સમજી સુજ્ઞ–સુવિવેકી સજ્જનો શીલાદિક સદ્-ગુણોનું સારી રીતે સેવન કરતા રહે છે અને પરિણામે અખંડ સુખશાંતિ મેળવે છે.

૧૩૨. **તત્ત્વવિચારણા** જેને જાગતી નથી તેને શાસ્ત્ર-પઠનાદિ શું ફળ આપી શકે? નેત્રહીન–અંધને આરસી શો ઉપકાર કરી શકે?

૧૩૩. **કષાય**—ક્રોધ પ્રીતિનો નાશ કરે છે, માન–અહંકાર વિનયનો નાશ કરે છે, માયા–કપટ મિત્રાઇનો નાશ કરે છે અને લોભ સર્વનો નાશ કરે છે.

૧૩૪ **કામાંધ**—ઘૂવડ દિવસે દેખતો નથી, કાગડો રાત્રે દેખતો નથી, ત્યારે કામાંધ-કામ-આસક્તિથી અંધ મદોન્મત્ત બનેલો જીવ દિવસે કે રાત્રે દેખતો નથી, હિતાહિતને સમજી શકતો નથી, વિવેકવિકળપણે વર્ત્તે છે.

૧૩૫. **પાંચ વકાર**—વૈર, વૈશ્વાનર ( અગ્નિ), વ્યાધિ, વાદ અને વ્યસન એ પાંચે વકાર વધ્યા છતાં મહાઅનર્થ ઉપજાવે છે.

૧૩૬. **પુંશ્ચલી**—સ્વપતિને તજી નિર્લજ્જપણે જે પરપુરુષ-ગમન કરે એવી ચપળ ચિત્તવાળી પરસ્ત્રીમાં શો વિશ્વાસ રખાય ? વળી જીવનું જોખમ જેમાં રહેલું છે અને જે પરમ વૈર ઉપજાવે છે તેમજ ઉભયલોક વિરુદ્ધ છે તે પરસ્ત્રીગમનનું અકાર્ય જરૂર તજવું જોઇએ.

૧૩૭. **થોડું પણ** જળમાં નાંખેલ તેલ, દુર્જનમાં ગયેલ ગુહ્ય વાત, પાત્રમાં અપાયેલ દાન અને સુબુદ્ધિને શિખવેલ શાસ્ત્ર વસ્તુસ્થિતિથી સહેજે વિસ્તાર પામે છે. તે દરેકમાં પડેલું થોડું પણ બહુ થઇ પડે છે.

૧૩૮. **સદાય અશુદ્ધ**—કૂડી સાક્ષી ભરનાર, મૃષા-જૂઠું ભાષણ કરનાર, કરેલા ગુણને લોપનાર, અતિ ઘણો રોષ રાખનાર, મદિરાપાન કરનાર અને શિકાર ખેલનાર કદાપિ જળથી શુદ્ધ થઇ શકતા નથી. સેંકડો વાર જળથી ધોયેલા દારુના ભાજનની જેમ અંતર્ગત દુષ્ટ ચિત્ત સેંકડો ગમે તીર્થજળના સ્નાનવડે પણ શુદ્ધ થઇ શકતું નથી-દુષ્ટ મનની મલિનતા દૂર થઇ શકતી નથી.

૧૩૯. **ધર્મસમય**—ચઆધિ, વ્યાધિ અને ઉપાધિથી ઘેરા-ચેલ પ્રાણીઓ ચિત્તની શુદ્ધિ કરે એવો શુદ્ધ-અકષાય ધર્મ

સેવી શકતા નથી. નિર્ધન હોય તે ધનની ચિન્તાવડે અને ધનવાન હોય તે ધનની રક્ષા કરવા માટે આકુળવ્યાકુળ રહે છે, સ્ત્રી વગરનો સ્ત્રી મેળવવા ચિંતે છે અને સ્ત્રીવાળો પુત્રાદિકની ચિંતાવડે દુઃખી હોય છે. ધનાદિક સઘળું હોય છતાં કાયમ રોગોવડે પીડાતો હોય છે. એ રીતે કોઈ ને કોઇ જીવ કોઇ ને કોઇ રીતે પ્રાયે સદા ય ખરેખર દુઃખ ભોગવતો હોય છે.

૧૪૦. **સર્વ ઇષ્ટ**—સર્વ ધર્મને વિષે દયા જ, સર્વ ગુણોમાં દાન–ત્યાગ ગુણ, અને સર્વ પ્રિય વસ્તુમાં પ્રાયે પ્રસિદ્ધ અન્ન, ઉપકારી વસ્તુઓમાં મેઘ અને પૂજનિક સ્થાનોમાં માતા અત્યંત ઇષ્ટ ગણાય છે.

૧૪૧. **રાજગુણ**—દુષ્ટને દંડ, સ્વજન–સજ્જન સેવા, ન્યાયને માર્ગે સદા ય લક્ષ્મી–ભંડારની વૃદ્ધિ, અદલ ઇન્સાફ અને સ્વદેશ-રક્ષા એ પાંચ મુખ્ય કર્ત્તવ્ય–ધર્મ પાળવાના રાજાઓને માટે કહ્યા છે.

૧૪૨. **ધન્ય**—ગિરિગુફામાં વસતાં અને પરમ જ્યોતિને ધ્યાવતાં ઉત્તમ મુનિજનોનાં આનંદ અશ્રુઓનું પક્ષીગણો નિઃશંકપણે પાન કરે છે.

૧૪૩. **તુલ્ય ફળ**—જાતે કરનાર, અન્યની પાસે કરાવનાર, અંતરભાવથી અનુમોદન કરનાર તેમ જ સહાય કરનારને શુભાશુભ કાર્યમાં તુલ્ય ફળ પણ મળે છે, એમ પરમાર્થ સમજનારા વદે છે.

૧૪૪. **વિષયતૃષ્ણા**—હરિ, હર, બ્રહ્મા, ચન્દ્ર, સૂર્ય અને કાર્તિકેય પ્રમુખ જે દેવરૂપ લેખાય છે તેઓ નારીઓનું દાસપણું કરે છે એવી ( દુર્જય ) વિષયતૃષ્ણાને ધિક્કાર પડો ! ધિક્કાર પડો ! !

૧૪૫. **દેવોની ઓળખ**—જેમનાં નેત્ર મીચાય નહીં,

મનથી કાર્ય સાધી શકે, પુષ્પમાળા કરમાયા વગરની રહે અને ભૂમિથી ચાર આંગળ અધર રહે (પૃથ્વીને છબે નહીં) એવા દેવો હોય એમ સર્વજ્ઞો કહે છે.

૧૪૬. **ક્ષમા**—સહનશીલતારૂપી ખડ્ગ જેની પાસે છે તેને દુર્જન શું કરી શકશે ? તૃણ–ઘાસ વગરની કોરી ભૂમિ પર પડેલો અગ્નિ સ્વયં શમી જાય છે.

૧૪૭. **સ્તુતિ યોગ્ય**—સર્વ તીર્થંકર દેવોની ગુણસ્તુતિ, શુદ્ધ પ્રેમ તથા ઉલ્લાસથી કરવી ઘટે તેમ જ સર્વે સિદ્ધ પરમાત્માઓની, ભાવ આચાર્યોની, ઉપાધ્યાયોની તથા સર્વમનુષ્યલોકમાં વિદ્યમાન સકળ સાધુ–મુનિજનોની પણ સ્તુતિ શુદ્ધ પ્રેમ તથા ઉલ્લાસથી આત્મશુદ્ધિ–નિર્મલતા માટે કરવી જોઇએ.

૧૪૮. **જીતવા મુશ્કેલ છતાં જરૂરનાં**—પાંચે ઇન્દ્રિયોમાં રસના ઇન્દ્રિય, આઠે કર્મમાં મોહનીય કર્મ, સર્વે વ્રતોમાં બ્રહ્મચર્ય વ્રત અને મન–વચન–કાય ગુપ્તિઓમાં મનોગુપ્તિ–આ ચારે મુશ્કેલીથી જીતાય તેવાં છે, છતાં બહુ જરૂરનાં છે.

૧૪૯. **રાગનું દુર્જયપણું**—વનમાં વનવાસીઓને પણ રાગ–મોહવશ દોષો લાગે છે, રાગ વગર ઘરમાં પણ પાંચે ઇન્દ્રિયોના નિગ્રહરૂપ તપનો લાભ લઇ શકાય છે. જેના રાગાદિક દોષો શમ્યા છે, તેને વન ઘરરૂપે અને ઘર વનરૂપે લાભ આપે છે.

[ આત્માનંદ પ્રકાશ પુસ્તક ૩૩ મું. પૃ. ૨૭૮.
પુ. ૩૪ મું. પૃ. ૩૭, ૫૪, ૮૦, ૧૦૪, ૧૪૦. ]

# વીર-ધર્મ પ્રાપ્ત કરવાની કળા-કુનેહ-ડહાપણ

વીરજીવન

સમગ્ર સંસારમાં ઊંચામાં ઊંચું જીવન એક મનુષ્યજીવન છે. આત્માનો પૂર્ણ વિકાસ એક કેવળ મનુષ્યપણાના પૂર્ણ વિકાસ ઉપર આધાર રાખે છે. મનુષ્યપણાનો જેમ જેમ વિકાસ થતો જાય છે તેમ તેમ કેવળ-કમળા (મોક્ષલક્ષ્મી) નજદીક આવતી જાય છે, જેથી અનંત જ્ઞાન-દર્શન-સુખસમાધિ અને વીર્ય-શક્તિ પ્રગટ થવા પામે છે. એક વિદ્વાનના શબ્દમાં કહીએ તો નીચે મુજબ સાર નીકળે છે. ' મનુષ્ય અનંત બ્રહ્માંડનો સ્વામી છે. તું જો મનુષ્ય નથી તો મનુષ્ય બન. તું જો દેવ છે તો મનુષ્યજીવનમાં ઊતરી આવ. તું જો પશુ છે તો મનુષ્ય જીવન ઉપર આવી જા. ખરું મનુષ્યજીવન જીવવાનું શિખી લે. ' મહાવીરસ્વામીનું જીવન એ ખરેખર માનવજીવન છે. મનુષ્ય જાતિને માનવજીવનનો ખરો આદર્શ મહાવીર-સ્વામીના જીવનમાંથી પ્રાપ્ત થઇ શકે છે. માનવજીવનના અભ્યાસી-એ મહાવીરસ્વામીના જીવનનું શ્રવણ-મનન-પરિશીલન કરવાની પરમ જરૂર છે. જો એ મહાપુરુષના જીવનને આદર્શ બનાવી પ્રવૃત્તિ કરવામાં આવે તો નિઃસંદેહ આત્મ-સિદ્ધિનો માર્ગ સુલભ થઈ જાય. પ્રભુ મહાવીર એકદમ પ્રભુ નહોતા થયા. તેઓ પહેલાં લૌકિક-સામાન્ય હતા. અભ્યાસ કરતાં કરતાં જ્યારે પુરુષાર્થના શિખરે પહોંચ્યા ત્યારે લૌકિક મટી અલૌકિક ( લોકોત્તર ) પ્રભુ થયા. એમના પગલે ચાલવું એ મનુષ્ય માત્રનું કર્ત્તવ્ય છે. એમનું જીવન નૈતિક, ધાર્મિક અને પારમાર્થિક તત્ત્વોના

ઊંચા આદર્શોથી ભરપૂર છે. બ્રહ્મચર્યાશ્રમ, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ અને સંન્યસ્તાશ્રમ એ ચાર આશ્રમોમાં વિશ્રામ લેતા ભગવાન આખરે પૂર્ણ વિશ્રામી–સંપૂર્ણ જ્ઞાની–સહજાનંદી બને છે. માબાપ મનુષ્ય માત્રના પ્રથમ અને મહાન્ ઉપકારી છે. તેમની તરફ ભક્તિપરાયણ થવું એ પ્રત્યેક પુત્રનું પ્રાથમિક અને મહાન્ કર્ત્તવ્ય છે. મહાવીર આ કર્ત્તવ્ય–કર્મને બજાવવા કેટલો ઊંચો નંબર લે છે? ગર્ભાવસ્થામાં ગર્ભનું હલન–ચલન સ્વાભાવિક થયા કરે છે તેની ઉપર પણ મહાવીર અંકુશ મૂકે છે અને તે એટલા માટે કે "મારા હાલવા–ચાલવાથી મારા માતાજીને દુઃખ ન થાય."

બાળસ્વભાવ–સુલભ ચંચળતા અને ચપળતા મહાવીરમાં ન હોય એ કેમ બને? મહાવીર પોતાના સરખી ઉમરના મિત્રો સાથે રમવા નીકળી પડે છે, કિન્તુ રમતગમતમાં પણ–ખેલકૂદમાં પણ તે બાળકની નિર્ભયતા અને હિમ્મત જુદા પ્રકારની જ તરી આવે છે. દેવતાએ જાણીબૂઝીને કરેલી પરીક્ષામાં પૂર્ણ રીતે પાસ થાય છે. પુત્રની ઉમર આઠેક વર્ષની થાય છે ત્યારે તેમના માતાપિતા મહોત્સવપૂર્વક તેમને નિશાળે બેસાડવા લઈ જાય છે, પરંતુ મહાવીર જેવા પ્રખર પ્રજ્ઞાવાનને વિદ્યાધ્યયન માટે બીજા વિદ્યાર્થીઓની જેમ પરિશ્રમ કરવાનું ન હોય.

બ્રહ્મચર્યના પાલનપૂર્વક વિદ્યાધ્યયન કરવું એ પહેલો બ્રહ્મચર્યાશ્રમ કહેવાય છે. આ આશ્રમમાં ભવિષ્યની બધી જિંદગીનો પાયો નાખવામાં આવે છે. તેટલી ઉમર વીતાવી પ્રભુ ગૃહસ્થાશ્રમમાં આવે છે. ગૃહસ્થાશ્રમ સાધીને સંન્યસ્ત થવું એ રાજમાર્ગ છે.

મહાવીર જેવા મહાપુરુષો રાજવૈભવ ભોગવવા જન્મતા

નથી. તેવાઓના જન્મની પાછળ મહાન્ ભેદભર્યું રહસ્ય છુપાયેલું હોય છે. જે સમયમાં મહાવીર જન્મ્યા હતા તે સમયની ભારતવર્ષની સ્થિતિ બહુ વિચિત્ર અને અસ્તવ્યસ્ત હતી. એથી તત્કાલીન પ્રજામાં એટલી બધી અશાન્તિ પ્રસરેલી હતી કે તે વખતે એક સમર્થ ઉદ્ધારક પુરુષોના અવતારની પરમ આવશ્યકતા હતી. શ્રી મહાવીરનું કાર્યક્ષેત્ર એ આવશ્યકતાને પૂર્ણ કરવાનું હતું. દુનિયાના કરુણ આર્ત્તનાદે મહાવીરને વિષયવિલાસથી 'વિરક્ત બનાવ્યા હતા. અને એ વિરક્ત પ્રભુ એ જ શોધમાં હતા કે દુનિયાનો કરુણ કોલાહલ કેમ કરી શાન્ત થાય અને જગતના જીવોને સુખનો ખરો માર્ગ કેવી રીતે સાંપડે ?

મહાવીરનો એ દૃઢ સંકલ્પ હતો કે માતપિતાની હયાતી સુધી દીક્ષા ગ્રહણ ન કરવી. આવો સંકલ્પ કરવામાં તેમણે એ કારણ જોયું હતું કે તેમની ઉપર તેમના માતા-પિતાની અસીમ સ્નેહલાગણી હતી. દરેક માતા-પિતાને પોતાના પુત્ર ઉપર સ્નેહભાવ તો હોય જ, એ તો એક સામાન્ય વાત છે; પણ જ્યારે મહાવીરે ગર્ભાવસ્થામાં પોતાની માતાને દુઃખ ન થાય એ માટે પોતાનું હલન-ચલન બંધ કર્યું હતું ત્યારે માતાને પોતાના ગર્ભના સંબંધમાં અનિષ્ટ શંકા થતાં પારાવાર શોકસંતાપ ઉત્પન્ન થયો હતો અને તેની ગંભીર અસર મહાવીરના વિવેકી હૃદય ઉપર થઈ હતી. એનું જ એ પરિણામ હતું કે તેમણે માતા-પિતાની હયાતી સુધીમાં તપોવન-દીક્ષાનો માર્ગ સ્વીકારવાનું મુલતવી રાખ્યું હતું.

મહાવીર અઠ્ઠાવીશ વર્ષની ઉમરે તેમના માતા-પિતાના સ્વર્ગવાસ થયા પછી જ્યારે દીક્ષા ગ્રહણ કરવા તત્પર થાય છે

ત્યારે તેમના મોટા ભાઇ નંદિવર્ધન માત–પિતાના તાજા વિરહ-દુઃખની શાન્તિ માટે તેમને બીજા બે વર્ષ ગૃહવાસમાં રહેવા વિનંતિ કરે છે. મહાવીર પોતાના વડીલ ભાઈની વિનંતિને કબૂલ રાખે છે અને એ રીતે વડીલ ભાઇ પ્રત્યે વિનીતભાવે વર્તવાનો દાખલો જગતની આગળ રજૂ કરે છે. ભાઈના આગ્રહથી બે વર્ષ ઘરમાં રોકાઈને પણ ભગવાન પોતાની જીવન–ચર્યાને ત્યાગના રૂપમાં ફેરવી નાખે છે. ગૃહસ્થયોગ્ય વેષ–ભૂષણમાં રહી, તેઓ એ પ્રકારે સાધુજીવનની પદ્ધતિએ નિયમબદ્ધ રહે છે. તેમની આ ચર્યા આપણને 'વાનપ્રસ્થાશ્રમનો' ખ્યાલ ઉત્પન્ન કરાવે છે.

ચારિત્રના ઉમેદવારે ચારિત્ર ગ્રહણ કરવા અગાઉ અમુક વખત સુધી ત્યાગ–ધર્મની પ્રેક્ટિસ કરવાની જરૂર છે. આ જ દૃષ્ટિબિંદુ ઉપર ત્રીજા વાનપ્રસ્થાશ્રમનું વિધાન છે, અર્થાત્ ચારિત્ર ગ્રહણ કરવા પૂર્વે ત્યાગધર્મની અભ્યાસ–પદ્ધતિ આ એક કસોટી છે. અને એ માર્ગે જીવનને કેળવીને પછી ચારિત્ર-મંદિરમાં પ્રવેશ કરવો એ બહુ સરસ રીતિ છે. જો કે મહાવીર જેવા પુરુષાર્થી પુરુષને પહેલેથી કંઇ પ્રેક્ટિસ કરવાની જરૂર ન જ હોય, છતાં તેઓ દુનિયાને બોધપાઠ શિખવવા ખાતર સ્વયં પોતાના આચરણથી તેવો દાખલો રજૂ કરે છે; કેમકે તેઓ જગતના–માનવધર્મના એક મહાન્ અને શ્રેષ્ઠ આદર્શરૂપ છે.

૩૦ વર્ષની ઉમરે મહાવીર દીક્ષા–સંન્યાસ ગ્રહણ કરે છે. મહાવીરના ચારિત્ર–ધર્મની ઉગ્રતા સંસારમાં સુપ્રસિદ્ધ છે. સમકાલીન મહાત્મા બુદ્ધ વગેરે અન્ય તીર્થિકોએ પણ તેમને '**દીર્ઘ તપસ્વી**' તરીકે વર્ણવ્યા છે. સત્યની શોધ પાછળ ખાવુંપીવું મૂકી

દઈ, મૌનપણે બાર-બાર વર્ષના ઉજાગરા કરનાર અને ઉઘાડે પગે અને ઉઘાડે શરીરે એકલા વિચરનાર અવધૂતનું સંન્યાસી-જીવન આપણા ખ્યાલમાં કયાં સુધી આવી શકે ?

[ આ. પ્ર. પુ. ૩૪, પૃ. ૨૦૪. ]

---

## યાત્રાળુ ભાઇ-બહેનોને અગત્યની હિતસૂચના

૧. યાત્રાળુઓએ કોમળ પરિણામ રાખી જાતે થોડું ઘણું કષ્ટ કે સંકડાશ સહન કરીને પણ એક બીજાની સગવડ સાચવી લેવી. એ નિઃસ્વાર્થ સેવાનો લાભ સુજ્ઞ યાત્રાળુ ભાઇ-બહેનોએ ચૂકવો નહીં.

૨. રેલ્વેમાં, બીજા વાહનમાં તથા ધર્મશાળામાં એ રીતે લાભ ઉઠાવવો ઘટે.

૩. ઘરે મહેમાન-પરોણાદિકની સેવા-ચાકરી કરતાં યાત્રિકોની આગતાસ્વાગતા અધિક કરવી.

૪. દરેક યાત્રાળુએ તીર્થ ભેટવા જતાં, ઘોડા-બળદ પ્રમુખ પશુ વિગેરેને ફોગટ ત્રાસ ન આપવો. ખુલ્લા અડવાણે પગે ચાલી યાત્રા કરવાનું ફળ ન વર્ણવી શકાય એટલું બધું કહ્યું છે. તે મોજશોખની ધૂનમાં સુખશીલતાથી ગુમાવી દેવું ન ઘટે. કહ્યું છે કે—" देहे दुःखं महाफलम् । "

૫. શરીર-ક્ષીણતાદિક ખાસ માંદગીના કારણ સિવાય છતી શક્તિએ સહુ કોઇ ભાઈ-બહેનોએ જયણાથી ચાલીને જ તીર્થયાત્રા કરવી જોઇએ, કેમકે કર્મથી હળવા થવા માટે જ યાત્રા કરવા જવાનું છે; ભારે થવાને તો નહીં જ.

૬. જીવિત સહુને વહાલું છે એમ લક્ષ રાખી આજ્ઞાયુક્ત યાત્રા કરવી લેખે થાય છે.

૭. સહુ સાથે મૈત્રી, દુઃખી પ્રત્યે દયા, સદ્‌ગુણી પ્રત્યે પ્રમોદ અને પાપી પ્રત્યે ઉપેક્ષા ભાવના રાખવાથી જ કરવામાં આવતી કરણી લેખે થઇ શકે છે.

૮. અનીતિનો સર્વથા ત્યાગ જ કરીને નીતિસેવન કરવાથી જ યાત્રા લેખે થાય છે.

૯. અનીતિવંતનું મગજ ધર્મકરણીમાં ચોંટી શકતું નથી, તેથી જ નીતિની જરૂરિયાત છે.

૧૦. પ્રભુનાં આજ્ઞા–વચનને યથાશક્તિ અનુસરવાથી જ શ્રેય થઇ શકે છે.

૧૧. નિર્મળ તત્ત્વશ્રદ્ધા, બોધ અને આચરણવડે જ કલ્યાણ સાધી શકાય છે.

૧૨. ક્ષમા–નમ્રતા–સરલતા–સંતોષ અને ઉદારતા આદરી, ધર્મયોગ્યતા મેળવવાથી મોક્ષમાર્ગ સુલભ થાય છે. યોગ્યતા વગર વસ્તુધર્મની પ્રાપ્તિ થઇ શકે નહીં.

૧૩. પવિત્ર તીર્થને ભેટી કુવ્યસન માત્ર તજી દેવું અને ધર્મવ્યસન જ સેવવું.

૧૪. જંગમતીર્થ સમા સદ્‌ગુણી સંત–મહાત્માદિનું સન્માન કરી દોષમાત્ર દૂર કરી દેવા. તેમની નિઃસ્વાર્થ હિતશિક્ષા પર લક્ષ દઇ જરૂર તેને અનુસરવું.

૧૫. મન-વચન-કાયાથી સઘળી શુદ્ધિ સાચવી આપણી આસપાસ શુદ્ધ વાતાવરણ બનાવી દેવું, જેથી શીઘ્ર સ્વપર-કલ્યાણની સિદ્ધિ થવા પામે.

૧૬. ધર્મનું મૂળ વિનય હોવાથી દરેક ધર્મપ્રસંગે તેનો યોગ્ય આદર કરતા રહેવું.

૧૭. તીર્થસ્થળે સાધર્મીસેવા સુવિવેકસર કરવાથી સ્વપર-શ્રેયમાં વૃદ્ધિ થાય છે.

૧૮. તન-મન-ધનની માયા તજી તેનો બને તેટલો સદુપયોગ કરવા ભૂલવું નહીં.

૧૯. ચાલતા અવિધિ દોષને ટાળી વિધિમાર્ગનો બને તેટલો આદર કરતા રહેવું.

૨૦. પુણ્યક્ષેત્રમાં સુવિવેકથી કરાતી કરણી મહાલાભદાયક નીવડી શકે છે.

૨૧. સમજીને તીર્થક્ષેત્રની આશાતના તજવી અને તેની સેવાભક્તિનો અપૂર્વ લાભ લેવો.

[ આ. પ્ર. પુ: ૩૨, પૃ. ૨૫૬. ]

---

## ઉપદેશમાળા અપરનામ પુષ્પમાળા પ્રકરણ અંતર્ગત હિતોપદેશ

૧. **ચાર પ્રકારની વિનયપ્રતિપત્તિઃ**-તપ, સંયમ પ્રમુખ કરવા, કરાવવા અને અનુમોદવારૂપ **આચારવિનય**; સૂત્રવાચના, વ્યાખ્યાનાદિકરૂપ **શ્રુતવિનય**; મિથ્યાદૃષ્ટિ જનોને સમ્યક્ત્વ ધર્મ પમાડવારૂપ વિક્ષેપણાવિનય અને વિષય-

કષાયાદિકથી દોષિત જીવને તે તે દોષથી નિવર્તાવવારૂપ **દોષ-નિવર્તના વિનય** સદા મંગળકારી છે.

૨. ગચ્છ સમુદાયને સારણા-વારણાદિક શિક્ષા દેવામાં સાવધાન રહેનારા ગીતાર્થ ગુરુ જાણવા. તે સિવાય શિષ્યોનું ફોગટ લાલન-પાલન કરનાર ગમે તેવા ગુરુ કલ્યાણકારી નથી.

૩. ભવ-ભયથી શરણે આવેલા સાધુઓને જે હિતશિક્ષા દેતા નથી, તેની ઉપેક્ષા કરતા રહે છે તેને શરણે આવેલાઓનું અહિત કરનાર જાણી પરિહરવા યોગ્ય છે.

૪. શિષ્યોના દોષો નિવારવામાં ન આવે તો તે બાપડા સંસાર-સાગરમાં ડૂબે છે અને તેમના દોષોનું નિવારણ કરવાથી તેઓ સંસાર તરી જાય છે ને અક્ષય સુખ મેળવે છે.

૫. સન્માર્ગનું સ્મરણ કરવારૂપ **સારણા**, અસદ્‌માર્ગથી નિવારવારૂપ **વારણા**, મિષ્ટ-મધુર વચનથી સંયમમાર્ગમાં પ્રેરવારૂપ **ચોયણા**, તેમ છતાં ન માને તો કઠણ વચનથી પણ હિતમાર્ગમાં પ્રવર્તાવવારૂપ **પરિચોયણા** જે ગચ્છમાં કરવામાં ન આવે તે ગચ્છને અગચ્છરૂપ નિઃસાર સમજી, સંયમના અર્થી સાધુઓએ તેનો ત્યાગ કરી બીજા સારા સુવિહિત ગચ્છમાં જઇ વસવું અને નિર્મળ રીતે સંયમ-માર્ગનું પ્રતિપાલન કરવું.

૬. ગચ્છની ઉપેક્ષા કરનાર ગુરુ દીર્ઘકાળ સંસાર પરિભ્રમણ કરે છે અને વિધિવત્ ગચ્છનું સારણાદિકવડે સંરક્ષણ કરનાર ત્રીજે ભવે સિદ્ધિપદ પામે છે, એમ **ભગવતી સૂત્રમાં** કહ્યું છે.

૭. **શિષ્યનું સ્વરૂપ-લક્ષણઃ**—સુશિષ્યો ગુરુમહારાજના આશયના જાણ, ચકોર, ઉપશાન્ત અને કોઇ રીતે કુળવધૂની

પેઠે ગુરુમહારાજને નહીં છેડનાર, વિનય કરવામાં રક્ત તથા કુલીન–જાતવંત હોય.

૮. આકાર તથા ઇંગિત જાણવામાં કુશળ, કદાચ ( પરીક્ષા નિમિત્તે ) ગુરુમહારાજ કાળા કાગડાને ઊજળો કહે તો પણ તે વચનને ખોટું ન પાડતાં એકાન્તે અવસર પામીને તેનું રહસ્ય પૂછે એવા સુવિનીત શિષ્યો હોય તે વિષયકષાયનો નાશ કરવા સદા સાવધાન રહે. વિનયવૃત્તિમાં જ શિષ્યની ખરી શોભા છે.

૯. ‘ હું ગુણવાન છું ’ એવી રીતે નિજગુણના ગર્વવડે માતો, સ્તબ્ધ–અભિમાની છતો જે ગુરુમહારાજનો વિનય ન કરે તથા જે તુચ્છમતિ, અવર્ણવાદી–નિંદાકારી અને ગુરુનો પ્રત્યનીક (શત્રુ સમો) હોય તેને શિષ્ય નહીં પણ શલ્યરૂપ જાણવો.

૧૦. સારણા–વારણાદિક જેને પ્રિય નથી અને ગુરુમહારાજ સારણાદિક કરે તો જે તેમના ઉપર કોપ કરે છે તે પાપી ઉપદેશને પણ યોગ્ય નથી; તો પછી શિષ્યપણાનું તો કહેવું જ શું ? મતલબ કે, તેને કેવળ કંટક તુલ્ય ઉપેક્ષા કરવા યોગ્ય જ સમજી લેવો.

૧૧. આપછંદે વર્તનાર એવા કુશિષ્યને ગુરુમહારાજાએ જાણીજોઇને જ તજી દેવો–ગચ્છ બહાર કરવો; નહિ તો તે સ્વચ્છંદી સાધુ બીજા સારા સાધુઓને પણ બગાડે છે.

૧૨. જે ભાગ્યવંત શિષ્યો જીવિતપર્યન્ત ગુરુકુળવાસને તજતા જ નથી તેમને અભિનવ–નવનવા જ્ઞાનની પ્રાપ્તિ થાય છે; તેમ જ શ્રદ્ધા અને ચારિત્રમાં તેઓ સુદૃઢ બને છે.

૧૩. પ્રથમ ગુરુમહારાજાએ શિષ્યહિતાર્થે કહેલું વચન તીખું–આકરું પણ લાગે, પરંતુ પરિણામે તે જ વચન કમળ–દલ જેવું શીતળ ( સુખશાન્તિકારી ) જણાય છે.

૧૪. પુણ્યવંત શિષ્યો ગુરુકુળવાસને એવી રીતે સેવે છે કે તેઓ પંથક મુનિની પેઠે ગુરુમહારાજને પણ કલ્યાણકારી થાય છે. પંથક મુનિનું જીવનચરિત્ર ઉપદેશમાળાદિકમાં સુપ્રસિદ્ધ છે. એના ઉપરથી ધડો લઇને ઉત્તમ શિષ્યોએ નિષ્કામ ગુરુસેવા કરવી.

૧૫. સમસ્ત અતિશયધારી, લબ્ધિસંપન્ન અને તદ્ભવમોક્ષગામી એવા શ્રી ગૌતમસ્વામીપ્રમુખ ગણધરો પણ નિષ્કામ ભક્તિભાવે ગુરુકુળવાસમાં જ રહેલા હતા.

૧૬. ગુરુકુળવાસ તજીને એકલા સ્વચ્છંદવિહારી સાધુ કુલવાલક સાધુની પેઠે નિઃશંકપણે અકાર્ય સેવે છે અને વ્રતથી ભ્રષ્ટ થઈ ભવ–અટવીમાં ભમી દુઃખી થાય છે.

૧૭. એટલા માટે મુમુક્ષુ જનોએ મોક્ષના પ્રથમ સાધનરૂપ ગુરુકુળવાસ સેવવો એટલે સદ્ગુરુને સેવવા તેમ જ તેમની સમીપે જે જે પ્રમાદાચરણ થયું હોય તે સમ્યગ્ રીતે આલોચવું.

૧૮. **આલોચના** કેવા ગુરુની પાસે કરવી? આલોચના કરનાર શિષ્ય કેવો જોઇએ? કઇ બાબત ગુરુ પાસે આલોચવી? એ વાત ગુરુગમ્ય રૂડી રીતે અવધારી (સમજી) સુવિનીતભાવે નિઃશલ્યપણે જેમ માબાપ આગળ બાળક સરળભાવે પોતાને જણાવવા જેવું હોય તે વગરસંકોચે જણાવે તેમ ભવભીરુ જનોએ સ્વદોષની આલોચના તેવા સરળભાવે કરી, તેનું યોગ્ય પ્રાયશ્ચિત્ત અંગીકાર કરી, જેમ બને તેમ જલદી પ્રસન્ન ચિત્તે તેનો આદર કરવો.

[ આ. પ્ર. પુ. ૩૫, પૃ. ૧૩૮. ]

# સંવિજ્ઞ સાધુયોગ્ય કુલકના નિયમો

## શ્રીમાન્ સોમસુંદરસૂરીશ્વરકૃત કુલકનો ભાવાનુવાદ

૧. જ્ઞાન આરાધન હેતે મારે હમેશાં પાંચ ગાથા મોઢે કરવી અને ક્રમવાર પાંચ ગાથાનો અર્થ ગુરુ સમીપે ગ્રહણ કરવો.

૨. બીજાને ભણવા માટે હમેશાં પાંચ ગાથા મારે લખવી અને ભણનારાઓને ક્રમવાર પાંચ પાંચ ગાથા મારે ભણાવવી.

૩. વર્ષાઋતુમાં મારે પાંચસો ગાથાનું, શિશિરઋતુમાં આઠસો ગાથાનું અને ગ્રીષ્મઋતુમાં ત્રણસો ગાથાનું સજ્ઝાયધ્યાન કરવું.

૪. નવપદ–નવકાર મંત્રનું એક સો વાર દરરોજ રટણ કરવું.

૫. પાંચ શક્રસ્તવવડે હમેશાં એક વખત દેવવંદન કરું અથવા બે વખત કે ત્રણ વખત કે પહોર પહોર યથાશક્તિ આળસ રહિત દેવવંદન કરું.

૬. દરેક અષ્ટમી ચતુર્દશીને દિવસે શહેરના સઘળાં દેરાસરો જુહારવાં તેમ જ સઘળા મુનિજનોને વાંદવા. બાકીના દિવસે એક દેરાસરે તો અવશ્ય જવું.

૭. હમેશાં વડીલ સાધુને નિશ્ચે ત્રિકાળ વંદન કરું અને બીજા ગ્લાન તેમ જ વૃદ્ધાદિક મુનિજનોનું વૈયાવચ્ચ યથાશક્તિ કરું.

૮. ઇર્યાસમિતિ પાળવા માટે સ્થંડિલ–માત્રુ કરવા જતાં કે આહારપાણી વહોરવા જતાં રસ્તામાં વાર્તાલાપ વગેરે કરવાનું છોડી દઉં.

૯. યથાકાળ પુંજ્યા–પ્રમાર્જ્યા વગર ચાલ્યા જવાય તો,

અંગ પડિલેહવા પ્રમુખ સંડાસા પડિલેહ્યા વગર બેસી જવાય તો અને કટાસણા ( કાંબળી ) વગર બેસી જવાય તો પાંચ ખમાસમણ દેવા અથવા પાંચ નવકાર મંત્રનો જાપ કરવો.

૧૦. ભાષાસમિતિ પાળવા માટે ઉઘાડે મુખે બોલું જ નહિ તેમ છતાં ગફલતથી જેટલી વાર ઉઘાડે મુખે બોલી જાઉં તેટલી વાર ઇરિયાવહીપૂર્વક એકેક લોગસ્સનો કાઉસગ્ગ કરું.

૧૧. આહારપાણી કરતાં તેમ જ પ્રતિક્રમણ કરતાં અને ઉપધિની પડિલેહણ કરતાં કોઇ મહત્ત્વના કાર્ય વગર કોઇને કદાપિ કાંઇ કહું નહિ.

૧૨. એષણાસમિતિ પાળવા માટે નિર્દોષ પ્રાસુક જળ મળતાં હોય ત્યાં સુધી પોતાને ખપ છતાં ધોવણવાળું જળ, અણગળ જળ અને જરવાણી ( ઠરેલું પાણી ) લઉં નહિ.

૧૩. આદાનનિક્ષેપણાસમિતિ પાળવા માટે પોતાની ઉપધિ પ્રમુખ પુંજી-પ્રમાર્જીને ભૂમિ પર સ્થાપન કરું તેમ જ ભૂમિ ઉપરથી લેઉં. પુંજવા–પ્રમાર્જવામાં ગફલત થાય તો નવકાર ગણું.

૧૪. દાંડો પ્રમુખ પોતાની ઉપધિ જ્યાં ત્યાં મૂકી દેવાય તો તે બદલ એક આંબિલ કરું અથવા ઉભા ઉભા કાઉસ્સગ મુદ્રાએ રહી એકસો ગાથાનું સજ્ઝાય ધ્યાન કરું.

૧૫. પારિઠાવણીઆસમિતિ પાળવા માટે સ્થંડિલ–માત્રું કે બેલાદિકનું ભાજન પરઠવતાં કોઇ જીવનો વિનાશ થાય તો નિવિ કરું અને સદોષ આહારપાણી પ્રમુખ વહોરીને પરઠવતાં આયંબિલ કરું.

૧૬. સ્થંડિલ–માત્રું વિગેરે કરવાના કે પરઠવવાના સ્થાને ' અણુજાણહ જસ્સગ્ગો ' પ્રથમ કહું અને પરઠવ્યા પછી ત્રણ વાર ' વોસિરે ' કહું.

૧૭. મનગુપ્તિ, વચનગુપ્તિ પાળવા માટે મન અને વચન રાગાકુળ થાય તો એકેક નિવિ કરું અને કાયકુચેષ્ટા થાય તો ઉપવાસ કે આયંબિલ કરું.

૧૮. અહિંસા વ્રતે પ્રમાદાચરણથી મારાથી બેઇંદ્રિય પ્રમુખ જીવની વિરાધના થઈ જાય તો તેની ઇંદ્રિયો જેટલી નિવિઓ કરું. સત્યવ્રતે ક્રોધ, લોભ, ભય અને હાસ્યાદિકને વશ થઇ જૂઠું બોલી જાઉં તો આયંબિલ કરું.

૧૯. અસ્તેય વ્રતે પહેલી ભિક્ષામાં આવેલા જે ધૃતાદિક પદાર્થો ગુરુમહારાજને દેખાડ્યા વિનાના હોય તે વાપરું નહિ અને દાંડો, તરપણી વગેરે બીજાની રજા વિના લઉં કે વાપરું નહિ અને લઉં વાપરું તો આયંબિલ કરું.

૨૦. બ્રહ્મવ્રતે એકલી સ્ત્રી સાથે વાર્તાલાપ ન કરું અને સ્ત્રીઓને સ્વતંત્ર ભણાવું નહિ. પરિગ્રહપરિમાણ વ્રતે એક વરસ ચાલે એટલી ઉપધિ રાખું પણ તેથી વધારે રાખું નહિ. પાત્રાં, કાચલાં પ્રમુખ પંદર ઉપરાંત ન રાખું. રાત્રિભોજન–વિરમણવ્રતે અશન, પાન, ખાદિમ, સ્વાદિમની લેશમાત્ર સંનિધિ રોગાદિક કારણે પણ કરું નહિ.

૨૧. મહાન્ રોગ થયો હોય તો પણ ક્વાથનો ઉકાળો ન પીઉં તેમ જ સાંજે છેલ્લી બે ઘડીમાં જળપાન ન કરું.

૨૨. સૂર્ય નિશ્ચે દેખાતે છતે જ ઉચિત અવસરે સદા જળ-પાન કરી લઉં અને સૂર્યાસ્ત પહેલાં જ સર્વ આહારના પચ્ચ-ખાણ કરી લઉં અને અનાહારી ઔષધિનો સંનિધિ પણ ઉપા-શ્રયમાં રાખું–રખાવું નહિ.

૨૩. તપાચાર યથાશક્તિ પાળું એટલે છઠ્ઠાદિક તપ કર્યા હોય તેમ જ યોગવહન કરતો હોઉં તે વિના અવગ્રહિત ભિક્ષા ગ્રહણ ન કરું.

૨૪. ઉપરાઉપર ત્રણ આયંબિલ કે ત્રણ નિવિઓ કર્યા વગર હું વિગય ( દૂધ, દહીં, ઘી પ્રમુખ ) વાપરું નહિ અને વિગય વાપરું તે દિવસે ખાંડ પ્રમુખ સાથે મેળવીને નહિ ખાવાનો નિયમ જાવજ્જીવ પાળું.

૨૫. ત્રણ નિવિ ઉપરાઉપર થાય તે દરમિયાન તેમ જ વિગઈ વાપરવાને દિવસે નિવિયાંતાં ગ્રહણ ન કરું તેમ જ બે દિવસ લાગટ અનિવાર્ય કારણ વિના વિગય વાપરું નહિ.

૨૬. દરેક આઠમ ચૌદશને દહાડે શક્તિ હોય તો ઉપવાસ કરું, નહિ તો તે બદલ બે આયંબિલ કે ત્રણ નિવિઓ કરી આપું.

૨૭. દરરોજ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવના અભિગ્રહ ધારણ કરું. કેમ કે તેમ ન કરું તો પ્રાયશ્ચિત્ત આવે એમ જીતકલ્પમાં કહ્યું છે.

૨૮. વીર્યાચાર યથાશક્તિ પાળું એટલે હમેશાં પાંચ ગાથાદિકના અર્થ ગ્રહણ કરી મનન કરું.

૨૯. આખા દિવસમાં સંયમમાર્ગમાં પ્રમાદ કરનારાઓને હું પાંચ વાર શિક્ષા આપું અને સર્વ સાધુઓને એક માત્રક પરઠવી આપું.

૩૦. દરરોજ કર્મક્ષય અર્થે ચોવીશ કે વીશ લોગસ્સનો કાઉસ્સગ કરું અથવા તેટલા પ્રમાણમાં સજ્ઝાય ધ્યાન કાઉસ્સગ્ગમાં રહી સ્થિરતાથી કરું.

૩૧. નિદ્રાદિક પ્રમાદવડે મંડળીમાં બરાબર વખતે હાજર થઇ શકાય તો એક આયંબિલ કરું ને સર્વ સાધુઓની એક વખત વૈયાવચ્ચ કરું.

૩૨. સંઘાડાદિકનો કશો સંબંધ ન હોય તો પણ બાળ કે ગ્લાન સાધુ પ્રમુખને પડિલેહણ કરી આપું, તેમ જ તેમના ખેળ પ્રમુખ મળ, કૂંડી પરઠવવા વગેરે કામ પણ યથાશક્તિ કરી આપું.

૩૩. ઉપાશ્રયમાં પેસતાં નિસીહિ અને નીકળતાં આવસ્સહિ કહેવી ભૂલી જાઉં તો, તેમ જ ગામમાં પેસતાં નિસરતાં પગ પુંજવા વિસરી જાઉં તો યાદ આવે તે જ સ્થળે નવકાર મંત્ર ગણું.

૩૪. કાર્યપ્રસંગે વૃદ્ધ સાધુઓને 'હે ભગવન્! પસાય કરી' અને લઘુ સાધુઓને 'ઇચ્છકાર' એટલે તેમની ઇચ્છાનુસારે જ કરવાનું કહેવું ભૂલી જાઉં તો નવકાર ગણું.

૩૫. તેમ જ સર્વત્ર જ્યારે જ્યારે ભૂલ પડે ત્યારે ત્યારે 'મિચ્છામિ દુક્કડં' એમ કહેવું જોઇએ તે વિસરી જાઉં તો, જ્યારે સાંભરી આવે અથવા કોઇ હિતસ્વી સંભારી આપે ત્યારે તત્કાળ મારે નવકાર મંત્ર ગણવો.

૩૬. વડિલને પૂછ્યા વગર વિશેષ વસ્તુ લઉં–દઉં નહિ અને વડિલને પૂછીને જ સર્વ કાર્ય કરું પણ પૂછ્યા વગર કરું નહિ.

૩૭. જેમના શરીરનો બાંધો નબળો છે એવા દુર્બળ

સંઘયણવાળા છતાં પણ જેમણે કાંઇક વૈરાગ્યથી ગૃહસ્થવાસ ત્યજ્યો છે તેમને ઉપર જણાવેલ નિયમો પાળવા પ્રાયઃ સુલભ છે.

૩૮. સંપ્રતિકાળે પણ સુખે પાળી શકાય તેવા આ નિયમોને જે આદરે-પાળે નહિ તેને સાધુપણાથકી અને ગૃહસ્થપણાથકી ઉભયથી ભ્રષ્ટ થયેલો જાણવો.

૩૯. જેના હૃદયમાં ઉપર કહેલા નિયમો ગ્રહણ કરવાનો લગારે ભાવ ન હોય તેમને આ નિયમો સંબંધી ઉપદેશ કરવો એ (સિરા) સર વિનાના સ્થળે કૂવો ખોદવા જેવો નિષ્ફળ થાય છે.

૪૦. નબળા સંઘયણ, કાળ, બળ અને દુષમ આરો એ આદિ હીણા આલંબન પકડીને પુરુષાર્થ વગરના પામર જીવો આળસ-પ્રમાદથી બધી નિયમધુરાને છાંડી દે છે.

૪૧. ( સાંપ્રતકાળે ) જિનકલ્પ વ્યુચ્છિન્ન થયેલો છે, વળી પ્રતિમાકલ્પ પણ અત્યારે વર્તતો નથી તથા સંઘયણાદિકની હાનિથી શુદ્ધ સ્થવિરકલ્પ પણ પાળી શકાતો નથી,

૪૨. તો પણ જો મુમુક્ષુઓ આ નિયમોનું આરાધન વિધિવડે સમ્યગ્ ઉપયુક્ત ચિત્ત થઇને કરશે અને ચારિત્રસેવનમાં ઉજમાળ બનશે તો તે નિશ્ચે આરાધકભાવને પામશે.

૪૩. આ સર્વે નિયમોને જે શુભાશયો વૈરાગ્યથી સમ્યગ્ રીતે પાળે છે, આરાધે છે, તેમની ગ્રહણ કરેલી દીક્ષા સફળ થાય છે, એટલે તે શિવસુખરૂપ ફળને આપે છે.

[ આ. પ્ર. પુ. ૩૩, પૃ. ૨૧૫. ]

# હિતશિક્ષા-સારબોધ.

( ચિદાનંદજીકૃત હિતશિક્ષા અંતર્ગત )

સોપક્રમ આયુ કહ્યો, પંચમ કાળ મોઝાર;
સોપક્રમ આયુ વિષે, ઘાત અનેક વિચાર.
મંદ શ્વાસ સ્વરમેં ચલત, અલ્પ ઉમર હોય ક્ષીણ;
અધિક શ્વાસ ચલત અધિક, હીણ હોત પરવીણ.
ચાર સમાધિ લીન નર, ષટ્ શુભ ધ્યાન મઝાર;
તુષ્ણીભાવ બેઠા જયું દસ, બોલત દ્વાદશ ધાર.
ચાલત સોલસ સોવતાં, ચલત શ્વાસ બાવીશ;
નારી ભોગવતાં જાણજો, ઘટત શ્વાસ છત્રીશ.
થોડી વેળામાંહિ જસ, વહત અધિક સ્વર શ્વાસ;
આયુ છીજે બલ ઘટે, રોગ હોય તન તાસ.
અધિક નાંહિ બોલીએ, નહિ રહીએ પડ સોય;
અતિ શીઘ્ર નવિ ચાલીએ, જો વિવેક મન હોય.

**સારબોધ:**—આ પંચમ કાળમાં જેને આઘાત લાગે એવું સોપક્રમ આયુ પ્રાયે કહ્યું છે. સોપક્રમ આયુષ્યમાં સમુદ્ઘાત યોગે અણજાણ્યું મૃત્યુ અનેકવિધ થાય છે.

જો અભ્યાસયોગે થોડા શ્વાસ લેવાય તો થોડી જ ઉમર ઘટે અને રોગાદિ કારણે કે વિષયાસક્તિયોગે વધારે પ્રમાણમાં શ્વાસ લેવાય છે તો ખરેખર વિશેષ ઉમર થોડા સમયમાં ક્ષીણ થઈ જાય છે.

સમાધિમાં લીન રહેનાર જ્યારે ચાર શ્વાસ લે છે, ત્યારે શુભ-

ધ્યાન-ચિન્તવનમાં એટલા વખતમાં છ શ્વાસ લેવાય છે. મૌન-પણે બેસી રહેનાર તેટલા સમયમાં દસ શ્વાસ લે છે અને બોલનારને બોલતાં બાર શ્વાસ લેવા પડે છે.

ચાલતાં સોળ શ્વાસ અને ઊંઘતાં બાવીશ શ્વાસ તેમ જ સ્ત્રી સાથે ભોગ ભોગવતાં છત્રીશ શ્વાસ ઘટે છે. ( લેવાય છે ).

થોડીવારમાં જેને અધિક શ્વાસ ચાલે છે તેનું આયુષ્ય બળ ઘટે છે અને શરીરમાં રોગ ઉપજે છે.

તેથી જ પરમ ઉપગારી શ્રી ચિદાનંદજી મહારાજ છેવટે હિતશિખામણ દે છે કે વિવેકવંત ભાઈ-બહેનોએ વગરજરૂરનું બોલવું નહીં, આળસુપણે પથારીમાં વધારે પડ્યા રહેવું નહીં અને અતિ વેગે ચાલવું યા દોડવું નહીં.

[ આ. પ્ર. પુ. ૩૩, પૃ. ૧૬૪ ]

---

## પંચ મહાવ્રત તથા તેની ભાવના.

**શરૂઆતમાં આદર્શભૂત શ્રી મહાવીર પ્રભુનું અખિલ ચરિત્ર મનન કરી વિચારી જવું. પછી દરેક મહાવ્રતને, તેની રક્ષા અને પુષ્ટિ કરનારી ભાવના સાથે અવધારવાં.**

૧. હે ભગવંત ! હું સર્વથા પ્રાણાતિપાત-જીવહિંસાનો ત્યાગ કરું છું. કોઇ સૂક્ષ્મ કે બાદર, ત્રસ કે સ્થાવર જીવને હું મન, વચન, કાયાવડે હણીશ, હણાવીશ કે હણતા પ્રત્યે અનુ-મોદીશ નહિ. વળી ત્રિકાળ વિષય જીવહિંસાને પડિક્કમું છું, નિંદું છું, ગર્હું છું અને તેવા દુષ્ટ સ્વભાવને વોસિરાવું છું.

**પ્રથમ મહાવ્રતની ભાવના-૧** ઇર્યાસમિતિ એટલે

ગમનાગમન ક્રિયા પ્રસંગે જયણા સહિત ચાલવું. ૨ મનગુપ્તિ સાચવવી એટલે મનમાં અશુભ વિચાર આવવા ન દેવા. ૩ વચનગુપ્તિ પાળવી એટલે જીવોપઘાતક-પાપવાળું વચન નહિ ઉચ્ચારવું, પણ જરૂર પડે ત્યારે નિષ્પાપ વચન જ ઉચ્ચારવું. ૪ ભંડોપકરણ લેતાં મૂકતાં જયણા-સહિત પ્રવર્તવું અને ૫ આહારપાણી જોઇ તપાસી જયણા સહિત વાપરવાં. જોયા વગર વાપરવાં નહિં.

૨. હું સર્વથા મૃષાવાદનો ત્યાગ કરું છું. ક્રોધ, લોભ, ભય કે હાસ્યથી ત્રિવિધ ત્રિવિધે એટલે મન, વચન, કાયાથી મૃષા ભાષણ કરું, કરાવું કે અનુમોદું નહિં. વળી તે મૃષાવાદને પડિક્કમું છું, નિંદું છું, ગર્હું છું અને તેવા દુષ્ટ સ્વભાવને વોસિરાવું છું.

**ભાવના**–૧ વિમાસી( વિચારી )ને બોલવું, સહસા બોલી નાખવું નહિ. ૨–૫ ક્રોધ, લોભ, ભય અને હાસ્યનું સ્વરૂપ સમજી તે દોષ દૂર કરવા, કેમકે તેથી સહસા જૂઠું બોલી જવાય છે.

૩. હું સર્વથા અદત્તાદાન વર્જું છું. અર્થાત્ ગામ, નગર કે અરણ્યમાં, થોડું કે ઘણું, નાનું કે મોટું, સચિત્ત, અચિત્ત કે મિશ્ર કંઈ પણ અણદીધેલું હું ઉપર જણાવ્યા મુજબ મન, વચન, કાયાથી જીવિત પર્યંત લઇશ, લેવરાવીશ કે લેતાને અનુમોદીશ નહિ.

**ભાવના**–૧. રહેવા માટે વિચારીને પરિમિત અવગ્રહ માગવો. ૨. ગુર્વાદિક વડીલની રજા લઇને આહારપાણી વાપરવાં. ૩. કાળમાનની અવધિ બાંધી અવગ્રહ માગવો. ૪. અવગ્રહ માગતા વારંવાર હદ બાંધવાનું લક્ષ રાખવું અને ૫. પોતાના સાધર્મિક ( સાધુ ) પાસે પણ પરિમિત અવગ્રહ માગવો. ઉક્ત ભાવનાઓથી એ મહાવ્રત રૂડી રીતે આરાધિત થાય છે.

૪. હું મૈથુન સર્વથા તજું છું. એટલે દેવ, મનુષ્ય અને તિર્યંચ સંબંધી વિષયક્રીડા મન, વચન અને કાયાએ કરું, કરાવું કે અનુમોદું નહિં.

**ભાવના**–૧. સ્ત્રીકથા કર્યા કરવી નહિ. ૨. સ્ત્રીના અંગોપાંગ નીરખીને જોવાં નહિં. ૩ પૂર્વે કરેલી કામક્રીડા યાદ કરવી નહિં. ૪. સ્નિગ્ધ રસકસવાળું પ્રમાણરહિત ભોજન કરવું નહિં અને ૫. નિર્દોષ સ્થાન, આસન સ્ત્રી, પશુ–પંડક રહિત હોય તેવાં સેવવાં. અન્યથા વિક્રિયા થવાથી ધર્મભ્રષ્ટ થઇ જવાય છે.

૫. હું સર્વથાં પરિગ્રહને તજું છું. ત્રીજા મહાવ્રતની પેઠે યાવત્ તેવા દુષ્ટ સ્વભાવને વોસિરાવું છું.

**ભાવના**–૧–૫. સારા કે નરસા શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ પામી તેમાં આસક્ત, રક્ત, ગૃદ્ધ, મોહિત, તલ્લીન કે વિવેકવિકળ થઇ જવું નહિં, રાગ, દ્વેષ કરવો નહિં. એવી રીતે સાવધાનપણે સાધુયોગ્ય આચારમાં પ્રવર્તતા ઉક્ત મહાવ્રત આરાધિત થાય છે.

**ઉપસંહાર**—ઉક્ત પાંચ મહાવ્રતો તેની દરેકની પાંચ પાંચ ભાવના સાથે મનનપૂર્વક વાંચી, તેમાંથી બને તેટલું જીવનમાં ઉતારવા પ્રયત્ન કરતા રહેવાથી તેની સાર્થકતા થઇ શકે છે. એ વગર ક્રિયા–જડતા આવે છે અને '**ક્રિયા કરત હે ધરત હે મમતા, આઇ ગલેમેં ફાંસી**' એ શ્રીમાન્ ઉપાધ્યાયજીનાં વચન પ્રમાણે સંસાર વધારવાના કારણરૂપ બને છે. તેમ ન બનતાં જેમ ભવભ્રમણ અટકે તેમ દરેક મહાવ્રતની શુદ્ધ સમજ મેળવી તે દરેકની પાંચ પાંચ ભાવના સહિત તેનું પાલન કરવા પ્રયત્ન કરવો–કરાવવો ઉચિત છે. એ વગરની ક્રિયા–જડક્રિયા ઘાંચીના

બેલની જેવી લગભગ કલેશરૂપ થાય છે. તેથી જ મહાપુરુષોએ રહસ્યનો જાતે અનુભવ મેળવી આપણા એકાન્ત લાભ માટે ઉપદેશ્યો છે, તેને સાર્થક કરવા દરેક આત્માર્થી જને બનતો પ્રયત્ન કરવો.

[ આ. પ્ર. પુ. ૩૩, પૃ. ૨૪૯. ]

---

## સદાચારનો ભંડાર.

સદ્‌ગુણોને સૌ કોઇ ઇચ્છે છે, સૌને સજ્જન થવું ગમે છે; પરંતુ સદ્‌ગુણોની શોધ કરી સાધના કરવાની તીવ્ર ઇચ્છા-તીવ્ર તમન્ના બહુ વિરલ સજ્જનોમાં જ સાંપડે છે. સદ્‌ગુણોનો માર્ગ સહેલો નથી તેમ સુપ્રાપ્ય પણ નથી. સદ્‌ગુણોનો માર્ગ તો દુર્લભ તેમજ દુઃશકય છે છતાં જરૂર કાળજીપૂર્વક સમજીને સેવન કરવા યોગ્ય છે. તે આ રીતે-માનસિક વૃત્તિના દુરાગ્રહો, હઠાગ્રહો અને માન્યતાઓને બદલાવી, તેને મન, વાણી અને કાયાનો સંયમ કરી ત્યાગમાર્ગ જેવા વિકટ પંથે વાળી દેવી, તે કાર્ય મૃત્યુઆરે પહોંચેલા માનવીના સંકટ કરતાં પણ આકરું સંકટ છે.

સદ્‌વર્તનની આરાધના કરનારને શક્તિ હોવા છતાં પળે પળે ક્ષમા રાખવી પડે છે. જ્ઞાન, બળ, અધિકાર અને ઉચ્ચ ગુણો હોવા છતાં સામાન્ય જનો પ્રત્યે પણ સમાનતા અને નમ્રતા ધારવી પડે છે, વૈરીને વલ્લભ ગણવા પડે છે, અન્યના દુર્ગુણોની ઉપેક્ષા કરવી પડે છે. સેંકડો સેવકો હાજર હોવા છતાં સ્વાવલંબી અને સંયમી બનવું પડે છે. સેંકડો પ્રલોભનોના સરળ દેખાતા માર્ગ પર મીટ ન માંડતાં ત્યાગની સાંકડી અને

ગહન કેડીમાં ગમન કરવું પડે છે આ બધું સ્નેહભર્યા હૃદયે અને ઉછરંગે સહન કરી ઉત્સાહપૂર્વક આગળ વધ્યે જાય તે સદ્દગુણોનો સંગ્રહ સાચવી શકે છે, પચાવી શકે છે અને તેનું સત્ત્વ ચૂસી શકે છે.

આવા સદાચારી સાધુને ક્યાં ક્યાં અને કેવી રીતે જાગૃત રહેવાનું હોય છે તે માનસિક, કાયિક અને વાચિક એમ સંયમના ત્રણે અંગોની ભિન્નભિન્ન દૃષ્ટિબિંદુઓથી સળંગ વિચારણા સૂત્રોમાં આપેલી છે કે જે સાધકના જીવન માટે અમૃત સમાન પ્રાણ પૂરે છે.

[ આ. પ્ર. પુ. ૩૪, પૃ ૨૭૨. ]

---

મુમુક્ષુ જનોએ આત્મકલ્યાણાર્થે અનુકરણ કરવા યોગ્ય.

# શ્રમણ ભગવાન શ્રી મહાવીરસ્વામીનું સંન્યસ્ત જીવન

[ આચારાંગસૂત્રના બ્રહ્મચર્યશ્રુતસ્કંધમાંથી ]

જન્મદિવસ ચૈત્ર સુદિ. ૧૩.    દીક્ષા દિવસ માર્ગશીર્ષ વદિ ૧૦.
(ગુજરાતી કાર્તિક વદિ ૧૦)

## (૧) મહાવીર પ્રભુનો વિહાર.

**સુધર્માસ્વામી** (વીરપટ્ટધર) પોતાના શિષ્ય જંબૂને કહે છેઃ—

૧. હે જંબૂ! મેં જેમ સાંભળ્યું છે તેમ કહું છું કે—શ્રમણ ભગવાન શ્રી મહાવીરસ્વામીએ દીક્ષા લઇને હેમંતઋતુમાં તરત જ વિહાર કર્યો હતો. ઇંદ્રે એક દેવદૃષ્ય વસ્ત્ર

પ્રભુના ખભે મૂક્યું હતું; પરંતુ ભગવાને નથી વિચાર્યું કે એ વસ્ત્રને હું શીયાળામાં વાપરીશ.

૨. ભગવાન તો જીવિતપર્યંત પરિસહોને સહન કરનાર હતા, માત્ર બધા તીર્થંકરોના કલ્પ–આચારને અનુસરી પ્રભુએ ઇન્દ્રસમર્પિત વસ્ત્રને ધારણ કર્યું હતું.

૩. દીક્ષા લેતી વખતે ભગવાનના શરીરે લાગેલા સુગંધી ચૂર્ણાદિક યોગે ચાર મહિના સુધી ઘણા ભ્રમરાદિક જંતુઓ પ્રભુને વળગતા અને માંસ તથા લોહી ચૂસતા હતા.

૪. ભગવાને લગભગ તેર માસ સુધી ઇન્દ્રદત્ત વસ્ત્રને ધારણ કર્યું હતું, પછી તે વસ્ત્ર ત્યજીને વસ્ત્ર રહિત થયા હતા.

૫. ભગવાન સાવધાન થઈ, પુરુષપ્રમાણ માર્ગને ઈર્યા-સમિતિથી બરાબર જોઇ તપાસીને ચાલતા હતા.

૬. ભગવાન જ્યાં રહેતા ત્યાં બ્રહ્મચર્યમાં સુદૃઢ રહેતા અને સદા વૈરાગ્યભાવિત સતા ધર્મધ્યાન ધ્યાતા હતા.

૭. ભગવાન ગૃહસ્થો સાથે હળવું–મળવું છંડીને ધ્યાન-નિમગ્ન રહેતા હતા. વળી સર્વ સાથે સરલ સ્વભાવથી વર્તતા હતા.

૮. ભગવાનને કોઇ વખાણતા તો તેમની સાથે પણ કશું બોલતાં નહીં અને કોઈ પુન્યહીન અનાર્યો અન્યથા વર્તતા તો તેમના પ્રત્યે કોપ કરતા નહી. સદા ચ સ્વસ્વભાવમાં જ ઝીલતા. પ્રભુની સહનશીલતા ખરેખર અદ્ભુત હતી.

૯. ભગવાન ગમે એવા કઠોર પરીસહોને ધીરજથી સહતા તેમ જ અનુકૂળ ઉપસર્ગ–પરીસહ પ્રસંગે પણ સાવધાન રહેતા.

૧૦. જ્ઞાતપુત્ર ભગવાન સંયમમાર્ગને બહુદૃઢપણે સેવતા.

૧૧. ભગવાને દીક્ષા લીધા અગાઉ લગભગ બે વર્ષથી ઠંડું (સચિત્ત) જળપાન તજ્યું હતું, બે વર્ષ લગી અચિત્ત જળપાન કરતા. ભગવાન એકત્વભાવના ભાવતા, કષાયરૂપ અગ્નિને ઉપશમાવી શાન્ત બન્યા થકા તથા સમ્યક્ત્વભાવથી ભાવિત રહેતા થકા દીક્ષિત થયા હતા.

૧૨. ભગવાન સજીવ વસ્તુઓનો સર્વથા આરંભ તજીને વિચરતા હતા.

૧૩. કર્મવશ રાગદ્વેષ સહિત સહુ જીવો જુદી જુદી સર્વ યોનિઓમાં ઉપજતા રહે છે એમ ભગવાન વિહરતા.

૧૪. મોહવશ અજ્ઞાની જીવ કર્મથી બંધાય છે એમ જાણી ભગવાન સંયમ માર્ગમાં બહુ સાવધાન થઇને રહેતા હતા.

૧૫. જ્ઞાનવંત ભગવાને અત્યુત્તમ સંયમમાર્ગ પ્રકાશ્યો છે.

૧૬. ભગવાને પવિત્ર અહિંસાને અનુસરી પોતાને તેમ જ પરને પાપમાં પડતા અટકાવ્યા, પ્રભુ ખરેખર પરમાર્થદર્શી હતા.

૧૭. ભગવાન દૂષિત આહાર તજી, શુદ્ધ આહાર કરતા હતા.

૧૮. તેવો શુદ્ધ-નિર્દોષ આહાર અદીનપણે પોતે યાચી લેતા હતા.

૧૯. પ્રભુ નિયમિત ખાનપાન વાપરતા, રસમાં આસક્ત ન થતા, રસ માટે ઇચ્છા-સંકલ્પ પણ ન કરતા અને દેહની દરકાર-મમતા કરતા, ખરજ મટાડવા સારુ શરીરને ખણતા પણ નહોતા.

૨૦. માર્ગમાં ચાલતાં આડુંઅવળું જોતાં નહીં, વાતો કરતાં નહીં, પણ માર્ગ જોતાથકા જયણા સહિત ચાલ્યા જતા હતા.

૨૧. બીજે વર્ષે પ્રભુ, ઇન્દ્રદત્ત વસ્ત્ર ત્યજીને છૂટા બાહુથી વિચરતા હતા.

## ( ૨ ) વિહારપ્રસંગે નિઃસ્પૃહી મહાવીરપ્રભુનાં નિવાસસ્થાન.

૧. ભગવાન કોઈ વખતે નિર્જન વનમાં, ઝુંપડા–ઝુંપડીઓમાં, પાણી પીવા માટે કરેલી પરબોમાં, કોઇ વખતે હાટો–દુકાનોમાં તો કોઈ વખતે લુહાર વગેરેની કોડોમાં અથવા ઘાસની ગંજીઓ નીચે, એમ જુદે જુદે સ્થળે ધ્યાન–સમાધિસ્થ રહેતા.

૨. કોઇ વખતે પરામાં, બાગમાંના ઘરોમાં કે શહેરોમાં રહેતા, તો કોઇ વખતે મસાણમાં, શૂન્ય ઘરોમાં કે ઝાડની નીચે કાઉસ્સગ્ગ ધ્યાને રહેતા.

૩. એ રીતે એવાં સ્થળોમાં રહેતા થકાં તે શ્રમણ ભગવાન પ્રમાદ રહિત સમાધિમાં લીન થઈ બરોબર તેરમા વર્ષ પર્યંત પવિત્ર ધ્યાન ધ્યાતા રહ્યા.

૪. દીક્ષા લીધા પછી ભગવાન ક્યારે પણ નિદ્રા લેતા નહોતા, હમેશાં જાગૃત રહેતા. સાડાબાર વર્ષ પર્યંત જમીન પર બેઠા પણ નથી.

૫. તેઓ નિદ્રાને કર્મ બાંધનારી જાણી જાગૃત રહેતા, કદાચ નિદ્રા આવવા માંડતી તો તેને ઉપાયથી દૂર કરતા.

૬. ઉપરોક્ત સ્થળોમાં રહેતા ભગવાનને ભયંકર અનેક ઉપસર્ગો થયા હતા.

૭. જાર પુરુષો શૂન્ય ઘરમાં કુકર્મ કરવા જતા ભગવાનને ત્યાં ધ્યાનસ્થ દેખી ઉપસર્ગ કરતા, વળી વિષયવાંછનાથી પણ લોકો પ્રભુને સતાવતા.

૮. એ રીતે ભગવાને મનુષ્યો તથા તિર્યંચો તરફથી અનેક પ્રકારના અનુકૂળ અને પ્રતિકૂળ ભયંકર ઉપસર્ગો હમેશાં સાવધાનપણે વર્તતા થકા સહન કર્યાં.

૯. વળી ભગવાન હર્ષ-શોક ટાળીને મૌનપણે વિચરતા.

૧૦. નિર્જનસ્થળમાં ભગવાનને ઊભેલા જોઈ લોકો પૂછતા અથવા રાત્રિ વખતે જાર પુરુષો પ્રભુને પૂછતાં કે-' અરે! તું કોણ ઊભો છે?' ત્યારે ભગવાન કશું બોલતા નહીં, તેથી તેઓ ગુસ્સે થઇ મારવાનું પણ કરતા; પરંતુ ભગવાન તો નિઃસ્પૃહ રહીને સમાધિમાં તલ્લીન રહેતા.

૧૧. 'અરે! અહીં તું કેમ ઊભો છે?' એમ લોકો પૂછતાં ત્યારે ભગવાન જવાબ દેતા નહોતા તેથી જો તેઓ બોલતા કે "અહીંથી જલ્દી જતો રહે" તો ભગવાન અન્યત્ર જતા, કારણ કે એ મુનિઓનો ઉત્તમ આચાર છે. જો તેઓ જવાનું કહેતાં નહીં તો ભગવાન મૌન રહી ત્યાં જ ધ્યાન કરતા.

૧૨. જ્યારે શિશિર ઋતુમાં ઠંડો પવન જોરથી ફુંકાતો હતો, જ્યારે લોકો થરથર ધ્રૂજતા હતા, જ્યારે અપર સાધુઓ તેવી ઠંડીમાં પવન રહિત જગ્યા શોધતા હતા તથા વસ્ત્રો ઓઢવા ચાહતા હતા, જ્યારે તાપસો લાકડાં બાળી શીતનું નિવારણ કરતા હતા, એમ જ્યારે શીત સહેવી ભારે કઠીન

હતી ત્યારે સંયમી ભગવાન નિરીહપણે ખુલ્લા સ્થાનમાં શીત સહન કરતા થકા સમભાવે રહેતા. બીજા મુમુક્ષુજનોએ તેમ વર્તવા ખપ કરવો.

## ( ૩ ) નિરાગી પ્રભુએ કેવા કેવા પરિસહો સહ્યા ?

૧. ભગવાન સદા સંયમમાં સાવધાન બની કર્કશ સ્પર્શ, ટાઢ, તાપ તથા ડાંસ અને મચ્છરના ડંખ વિગેરે ભયંકર પરીસહો સહન કરતા હતા.

૨. ભગવાન દુર્ગમ્ય એવા લાટ દેશના વજ્રભૂમિ તથા શુભ્રભૂમિ નામના બન્ને અનાર્ય ભાગોમાં જઇને વિચર્યા હતા. ત્યાં તેમને બેસવાને કે ઉભા રહેવાને જગ્યા પણ નહોતી મળતી છતાં પ્રભુ કષ્ટ સહન કરીને રહેતા હતા.

૩. ભગવાનને લાટદેશમાં ઘણા ભારે ઉપસર્ગો થયા છે. ત્યાંના અજ્ઞાન લોકો પ્રભુને સંતાપતા, ભોજન પણ લૂખું મળતું તથા કૂતરાઓ આવીને પ્રભુ ઉપર પડતા ને કરડતા.

૪. તેવે વખતે બહુ થોડા જ લોકો તે કૂતરાઓને કરડતાં નિવારતા. ઘણા લોકો તો ઊલટા ભગવાનને મારતા અને કૂતરાઓને છુછુ કરી તેમના તરફ કરડવા મોકલતા.

૫. આવા લોકોમાં ભગવાન ઘણો વખત વિચર્યા. ત્યાંની વજ્રભૂમિના ઘણાખરા લોકો લૂખું ખાતા તેથી તેઓ વધારે ક્રોધીલા હોવાથી સાધુને દેખી કૂતરાઓવડે તેમને એટલો બધો ઉપદ્રવ કરતા કે ત્યાં ભિક્ષુકો ( બૌદ્ધધર્મી ) ત્યાંના ભોમિયા છતાં એક મોટી લાઠી વિગેરે હાથમાં પકડીને ફરતા. તેમ છતાં પણ કૂતરા તેમની પૂંઠ પકડતા તથા તેમને કરડી ખાતા.

એ રીતે લાટદેશ વિહાર કરવાને ઘણો વિકટ છતાં વીર પ્રભુએ શરીરની મમતા તજી, કર્મનિર્જરાર્થે નીચ જનોનાં કડવાં વચનો સહન કર્યાં હતાં.

૬. એ રીતે જેમ બળવાન હાથી સંગ્રામના મોખરે પહોંચી, પરાક્રમ બતાવી જય મેળવે તેમ વીરપ્રભુએ તે વિકટ ઉપસર્ગો પર જય મેળવ્યો.

૭. કોઇ સ્થળે પ્રભુ ગામના પાદરે જતા કે ત્યાંના અનાર્ય લોકો સામા આવી તેમને મારતા અને બોલતા કે અહીંથી દૂર જતો રહે.

૮. ઘણી વખતે લાટદેશમાં લોકો લાકડીથી, મૂઠીથી, ભાલાની અણીથી, પત્થરથી કે હાડકાના ખપ્પરથી પ્રભુને મારી મારીને પોકારો પાડતા હતા.

૯. કોઇ વખતે ભગવાનને પકડી અનેક ઉપસર્ગો કરી માંસ કાપી લેતા, તેમની ઉપર ધૂળ વરસાવતા, તેમને ઊંચા કરીને નીચે પછાડતા; પરંતુ નિઃસ્પૃહી ભગવાન દેહ પરની મમતા તજીને તે સઘળું સહન કરતા હતા.

૧૦. જેમ શૌર્યવંત પુરુષ સંગ્રામના મોખરે રહીને દુશ્મનોથી પાછો હઠે નહીં તેમ પ્રબળ સત્ત્વવંત પ્રભુ એ ઉપસર્ગોથી પાછા નહીં હઠતા તે સઘળા ઉપસર્ગોને સહન કરતા થકા વિચર્યા હતા.

આવી રીતે નિઃસ્પૃહી પ્રભુએ સંયમનું પાલન કર્યું તેવી રીતે અન્ય મુમુક્ષુઓએ પણ વર્તવું.

## ( ૪ ) વીર પ્રભુની તપશ્ચર્યા.

૧. શરીરે નિરોગી છતાં ભગવાન મિતાહારી રહેતા હતા અને કદાચ કોઇ આગંતુક રોગ ઉપજતા તો પ્રભુ તેનો પ્રતિકાર–ઇલાજ કરવા પણ ચાહતા નહીં.

૨. વળી શરીરને અશુચિમય જાણીને તેઓ જુલાબ, વમન, તૈલમર્દન, સ્નાન, ચંપી ને દાતણ પણ કરતા કે કરાવતા નહીં.

૩. ઇંદ્રિયોના વિષયોથી વિરક્ત થઇ ભગવાન અલ્પભાષી થઇને વિચરતા હતા.

૪. ભગવાન શીયાળામાં છાંયડામાં બેસીને ધ્યાન કરતા અને ઉનાળામાં ઉત્કટુક આસને તડકામાં બેસીને તાપ સહન કરતા.

૫. શરીરનિર્વાહાર્થે ભગવાન લૂખા ભાત, મંથુ અને અડદનો આહાર કરતા. આઠ આઠ મહિના સુધી એ ત્રણ ચીજો વાપરી ભગવાને ચલાવ્યું હતું.

૬. વળી પંદર પંદર દિવસ સુધી, મહિના મહિના સુધી, બે બે મહિના ને છ છ મહિના સુધી દિનરાત અન્નપાણી વગર ઉપોષિતપણે–ઉપવાસ કરીને, નિરીહ થઇ ભગવાન વિચરતા હતા.

૭. ત્રીજે ત્રીજે, ચોથે ચોથે કે પાંચમે પાંચમે દિવસે ઠરી ગયેલ અન્ન વાપરતા હતા.

૮ તત્ત્વજ્ઞ ભગવાન પોતે પાપ નહીં કરતા, બીજા પાસે પાપ નહીં કરાવતા અને પાપ કરનારને રૂડો નહિં માનતા.

૯. ભગવાન શહેર કે ગામમાં જઇ બીજાને માટે કરેલો નિર્દોષ આહાર યાચી લઇને, સમભાવે તે આહાર વાપરતા.

૧૦. ભિક્ષા લેવા જતાં, ભગવાનને રસ્તામાં ભૂખ્યા કાગડા વિગેરે પંખીઓ જમીન ઉપર રહીને પોતાનો આહાર કરતા જો નજરે પડતાં તો ભગવાન તેમને કશી પણ અડચણ નહીં કરતાં યતનાથી ચાલ્યા જતા હતા.

૧૧. ત્યાં કોઇ બ્રાહ્મણ, શ્રમણ, ભિખારી, વિદેશી, ચાંડાલ, માર્જાર કે કૂતરાને કંઈ મળતું દેખી, તેમને વિઘ્ન નહીં પાડતા થકા તથા મનમાં કશી અપ્રીતિ નહીં ધરતા સતા ધીમે ધીમે ચાલ્યા જતા હતા.

૧૨. વળી આહાર પણ સ્નિગ્ધ કે શુષ્ક, ઠરી ગયેલો, રાંધેલા અડદનો કે જૂના ધાન્યનો, અથવા જવ વગેરે નીરસ ધાન્યનો જેવો મળી આવતો તેવો શાંતભાવે લઇને વાપરતા, અગર નહીં મળતો તો પણ શાંતભાવે રહેતા.

૧૩. વળી તે ભગવાન ઉત્કટુક, ગોદોહિકા, વીરાસન વિગેરે આસનોથી નિર્વિકારપણે ધર્મધ્યાન કરતા હતા. વળી નિરીહ બની અંતઃકરણની પવિત્રતા જાળવતા થકા ઊર્ધ્વ, અધો અને તિર્યગ્ લોકના સ્વરૂપને ધ્યાનદશામાં વિચારતા હતા.

૧૪. એ રીતે કષાય રહિત થઇ, આસક્તિ તજી, શબ્દાદિક વિષયોમાં નહીં લોભાતા થકા ભગવાન સદા ધ્યાનનિમગ્ન રહેતા અને એ રીતે છદ્મસ્થ અવસ્થામાં પણ ભગવાન પ્રબળ પરાક્રમ દાખવી કોઇ વખતે પણ પ્રમાદી બનતા નહીં.

૧૫. પોતાની મેળે જ સંસારની અસારતા જાણીને આત્માની પવિત્રતાથી મન, વચન અને કાયાને કબજે રાખી, શાંત

અને સરલ સ્વભાવી ભગવાન પવિત્ર પ્રવૃતિવંત રહ્યા. એવી મર્યાદા મતિમાન નિરીહ ભગવાને વારંવાર પાળેલી છે. એ રીતે બીજા મુમુક્ષુઓએ પણ વર્તવું એમ હું કહું છું.

તા. ક.—આ અધ્યયનમાં વર્ણવેલ વીર પ્રભુનો અદ્‌ભુત વૈરાગ્ય તથા ધૈર્ય વાંચવાથી સુજ્ઞ વાંચનારના હૃદયમાં પ્રભુ પ્રત્યે અદ્‌ભુત ભક્તિભાવ પેદા થશે.

[ આ. પ્ર. પુ. ૨૬, પૃ. ૨૪૪. ]

---

## ખરા યુવક-વિદ્યાર્થીની ફરજપૂર્વકની અંગત ભાવના.

૧. જે ભારતભૂમિમાં હું વસું છું તેમાં આશરે તેત્રીશ ક્રોડ મનુષ્યોમાંથી કેટલા ક્રોડ મનુષ્યોને પેટપૂરતું અન્ન પણ ખાવા મળતું નથી, તેવા દુઃખી દેશમાં મારે વિવિધ જાતિનાં ખાનપાન, મોજશોખના સાધનો જેવાં કે નાટક, સિનેમા વિગેરે એશઆરામ અને ખોટા ખાનપાનમાં નકામાં ખર્ચો કરવા યા કરાવવા તે બીલકુલ શોભતા નથી. વળી આ દેશ અજ્ઞાન, કુરૂઢીઓ, કુસંપ અને ધર્માંધતાથી દુઃખી થઇ રહ્યો છે તેવી પરિસ્થિતિમાં મારે તન, મન, ધન અને સત્તાની સઘળી શક્તિઓનો ઉપયોગ સુશિક્ષા, સંપ, સુશીલતા અને સંયમવૃદ્ધિ થાય તેમ કરવો-કરાવવો ઘટે છે. અત્યારે ગતાનુગતિકતા તજી, આંખ ખોલી, સુવિવેક ધારી ડહાપણથી વર્તવાની ખાસ જરૂર છે.

૨. સમસ્ત ભારતવર્ષમાં અને મારામાં એકતા, ગુણાનુરાગ, સેવાભાવના, વીરતા, સત્ય-પ્રિયતા, સત્યધર્મસેવા, અહિંસકભાવના અને ન્યાયમાર્ગને સેવવામાં ઉત્કૃષ્ટ પુરુષાર્થ પ્રગટ થાઓ !

૩. સારી ભાવના, સારું વાંચન, વિચારપૂર્વકનું મનન અને સત્સંગ તથા વિષયવાસના ઉપર કાબૂ મનના દોષો દૂર કરે છે અને તત્ત્વજ્ઞાન, આત્મજ્ઞાન આત્માના દોષોથી-વિકારોથી બચવા માર્ગ દેખાડે છે, અને સચ્ચારિત્ર આત્માને શુદ્ધ કરે છે. આવી સદ્વિદ્યા હું પ્રાપ્ત કરીશ.

[ આ. પ્ર. પુ. ૨૬, પૃ. ૨૦૬. ]

---

## વિદ્યાર્થીવર્ગે લક્ષ્યમાં રાખવા યોગ્ય હિતસૂચનાઓ.

૧. યત્નથી સ્વધર્મનું સારી રીતે રક્ષણ–પાલન કરવાથી, તે સુરક્ષિતધર્મ આપણું રક્ષણ–પાલન કરે છે, એમ સમજી તેની ઉપેક્ષા ન કરવી.

૨. ધર્મના પસાયે ઉત્તમ પદવી, માનવૈભવાદિક, દુર્લભ સામગ્રી વગેરે પામ્યા છતાં જો એ ઉપકારી ધર્મની અવગણના–ઉપેક્ષા કરવામાં આવશે તો ધર્મનો ધ્વંસ કરનાર એવા એ સ્વામીદ્રોહીનું શ્રેય–કલ્યાણ શી રીતે થઇ શકશે ?

૩. સર્વ ધર્મમાં પ્રધાન ધર્મ સર્વજ્ઞોકત કહ્યો છે, તેને સારી રીતે સમજી શ્રદ્ધા સહિત તેનું સેવન કરનાર અવશ્ય સુખી થઇ શકે છે.

૪. સર્વજ્ઞોકત ચિંતામણિ રત્ન સમાન સુદુર્લભ ધર્મ–રત્નની પ્રાપ્તિ જેવા તેવાને થઇ શકતી નથી. યોગ્ય પાત્રને જ તેની પ્રાપ્તિ થઇ શકે છે અને પાત્રતાવંત જ તેની સાર્થકતા કરી શકે છે.

૫. પાત્રતા વગર તેની સાર્થકતા થઇ શકતી નથી.

૬. ગંભીરતા, નીરોગતા, સૌમ્યતા, જનપ્રિયતા, લજ્જા, દયા, ગુણાનુરાગ, વિનય, કૃતજ્ઞતા, પરોપકારકુશળતા વિગેરે ગુણોના અભ્યાસથી તેવી પાત્રતા આવે છે.

૭. સુપાત્રમાં કરેલો યત્ન સફળતાને પામે છે.

[ આ. પ્ર. પુ. ૨૬, પૃ. ૨૫૬. ]

---

## વિદ્યાર્થીઓને હિતસંદેશ.

લાલ બત્તી ધરવી, ખરાબા પર અથડાઇ ભાંગી જતાં નાવને બચાવવું અને એમ આધ્યાત્મિક વિનિપાત સામે જોરશોરથી ઘેર ઘેર ફરીને સંદેશ પહોંચાડવો એ અમારા પૂર્વજોનો જીવન-મંત્ર હતો તે પર નજર રાખી, અધિકારનો નિર્ણય કર્યા વગર, વહાલા વિદ્યાર્થીઓને કંઇક કહેવા જિજ્ઞાસા થઇ છે તેને સંતોષવાથી એના કહેનાર અને ઝીલનારનું શ્રેય થાય એ અભિલાષા છે.

સંસ્કાર મેળવવા એ જેનું લક્ષ્ય છે, કોમળતા એ જેનો સ્વભાવ છે અને ગ્રહણ કરવું એ જેનું કર્ત્તવ્ય છે એવા વિદ્યાર્થીવર્ગમાં સંદેશ ફળવાન બને એ આશા અસ્થાને નથી. માત્ર અક્ષરજ્ઞાન મેળવવું, ડીગ્રી ધરાવવી, સર્વીસ–નોકરીને લાયક બનવું અને કોઇ ટાઇટલ–ઉપાધિ મેળવી લેવી એ લક્ષ્ય હોવાનું આજના વિદ્યાર્થી પર ગંભીર અને શરમભર્યું તહોમત છે. આ આરોપ યા તહોમતના ખરાબા સામે આજનો મારો સંદેશ લાલ બત્તી ધરે છે.

આજીવિકા, ડીગ્રી અને એવી બધી ઉપાધિનો સાચા અને

શુદ્ધ વિદ્યાર્થીને હિસાબ જ હોય. જે વિદ્યા કલ્યાણ તરફ, સ્વાતંત્ર્ય તરફ અને યાવત્ મુક્તિ તરફ દોરે–પ્રેરે તે જ સાચી વિદ્યા છે. પૌર્વાત્ય ઋષિ–મુનિઓએ ગાયું છે કે "**सा विद्या या विमुक्तये**" આ પ્રાણપ્રદ મંત્ર દરેક વિદ્યાર્થીની નજર સામે હોવો જોઇએ. અને એ દીવાદાંડી તરફ નિશાન રાખીને જ વિદ્યાર્થીએ પોતાના જહાજને હંકારવું જોઇએ. આટલી નિઃસ્વાર્થતાથી જીવનની શરૂઆત થાય તો કોઇપણ દેશના વિદ્યાર્થી કરતા ભારતવર્ષનો વિદ્યાર્થી ઉતરતો ન થાય; પરન્તુ શરૂઆતમાં એ તરફ આપણું લક્ષ્ય હોતું નથી, હોય છે તો તે છેક જ પામર અને તુચ્છ હોય છે તેથી આજના વિદ્યાર્થીમાંથી આદર્શ ગૃહસ્થ, નાગરિક, મુત્સદ્દી, દેશનાયક કે ધર્મરક્ષક મહાન્ પુરુષ ઓછા નીપજે છે.

શરૂઆતમાં જ લક્ષ્યહીન જીવન સામે લાલચો ધરાય છે, વશીકરણો ગોઠવાય છે અને અનેક મોહમંત્રોના મોરલીનાદો એની સામે ગુંજે છે. તેમાં આદર્શહીન વિદ્યાર્થી ફસાય છે, મોહ પામે છે, પરિણામે અકળાય છે, મૂંઝાય છે અને જવાબદારી અને જીવનયાત્રા સમાપ્ત કર્યા વિના જ અકાળે તેનો નાશ થાય છે.

ઉપરોક્ત વાત જરા વધારે સ્પષ્ટ કરીએ. વિદ્યાભ્યાસ–શિક્ષણની રેલ્વે પંજાબ મેલથી પણ વધારે ઝડપી વ્યોમયાનથી આગળ ધપતી હોય ત્યાં મૂર્ખ અશિક્ષિત માબાપો વાસના અને વિકારોની ભયંકર લાલચોને આગળ ધરી બાળકને ફસાવે છે. તે પ્રસંગે ભોળો–આદર્શહીન અણુસમજુ બાળક વિદ્યાર્થી તેમાં ફસાય છે અને પૂરા પંદર વર્ષ પણ ન થયા

હોય તે પહેલા કોઈ ઢીંગલી સાથે પરણાવે છે. પરિણામે અણમોલ જિંદગીના વિદ્યાર્થીકાળના (૧૬ થી ૨૫) દશ વર્ષનું એ ખપ્પરમાં અજાણતાં બલિદાન ધરાય છે. પછી? પછી શું? આખીએ જિંદગી રસહીન, ઉત્સાહહીન અને પ્રેરણારહિત બને છે. નિર્બળતા; પામરતા અને તુચ્છતા એનો કબજો મેળવે છે; તેમ જ અપરિપકવ લાગણીઓ, વાસનાઓ અને વીર્યનું ઉન્માર્ગે વહન થાય છે.

ગઈ કાલનો કૂદતો અને થનથનતો કોડીલો વિદ્યાર્થી (યુવાન) આજે ગૃહિણી, વડિલો અને કુટુંબ વિગેરે બધા પ્રત્યેની ફરજો બજાવવામાં અશક્તિથી નિષ્ફળ નિવડે છે. 'તમે માવડીયા છો, મારી જરૂરિયાતો અને આશાઓ અપૂર્ણ રહે છે, પૂરી થતી નથી, કેટલીએ વાર ફેશનેબલ કપડાં અને ઘરેણાં લાવવા કહ્યું પણ ક્યાં લાવ્યા? આમ હતું તો પરણ્યા શા માટે?' એમ કહી અજ્ઞાન જીવનસહચરી( સ્ત્રી ) એ વિદ્યાર્થી–પતિ( પતિ થવાને નાલાયક )ને અવગણે છે અને અપમાને છે. 'બાયલો છે, બાયડી કહે તેમ કરે છે, એને ચઢાવે છે, ઉપર રહી એણીને બહેકાવે છે, પાળી–પોષી મોટો કર્યો, પરણાવ્યો તે આ દિવસો માટે?' એમ કહી માબાપો એ પ્રિય પુત્રને તિરસ્કારે છે. એક તરફથી સ્ત્રીની અને બીજી તરફ કુટુંબીજનોની, એમ તાણ-ખેંચ મંડાય છે. અધૂરું જ્ઞાન, થોડું વાચન, અપરિપકવ મનન અને અલ્પ શિક્ષણ આનો નિકાલ કરવા નિષ્ફળ નીવડે છે પરિ-ણામે એ વિદ્યાર્થી ( યુવાન ) નિરાશ અને હતાશ બને છે.

અંતે વિકારોનો ગુલામ બની, ઉપકારક વડિલ જનોથી છૂટો પડે છે અને કૌટુંબિક ભાવનાનો ધ્વંસ કરે છે. બસ! બાકીની જિંદગી નિર્માલ્ય પેટ ઘસડતા કીડાની માફક પૂરી

કરી, સ્વજીવનયાત્રા સમાપ્ત કરે છે. વિદ્યાર્થીએ જો લક્ષપૂર્વક વિદ્યાર્થીજીવનની શરૂઆત કરી હોત, માબાપોની બિનજરૂરી લાલચને આધીન ન બન્યો હોત તો આ દુઃખદાયક પરિણામ ન જ આવત. હજી જરા આગળ વધીએ—

મેટ્રિક કે અમુક હદ સુધી વિદ્યાર્થી પહોંચે છે કે માબાપો, સ્ત્રી અને બધા સ્વજન–સંબંધીઓ તેને વિંટળાઇ વળે છે. 'જુઓને ! હવે ઘણું ભણ્યો. આપણે વળી કયાં બારિસ્ટર થવું છે કે બહુ ભણીએ વિગેરે રોજ કકળાટ મચાવે છે એટલે વિદ્યાર્થી કાયર બની નોકરીએ ચડે છે. ત્યાં પણ સાદાઈ કે સચ્ચાઈના સંસ્કારોને બદલે પોઝીશનના બાઉને આધીન બને છે. મહિને માંડ માંડ પંદરથી વીશ રૂપીઆ લાવતો હોય છે તે હેટ, કોટ, પાટલૂન, નેકટાઇ, સ્યુટ અને એવા અનેક બીન જરૂરી ફેશનના ખર્ચમાં જ આવક પૂરી થાય છે. નિર્વાહ માટે દેવું કરે છે અને પછી અપ્રમાણિકતા સેવે છે. આદર્શહીન વિદ્યાર્થીની ભાવી દશાનું આ આછું ચિત્ર માત્ર છે. એની કહાણીઓ ડગલે અને પગલે મળી રહે તેમ છે.

વિદ્વાન્ ન્યાયાધીશો ન્યાયને બજારુ ચીજની માફક વેચે છે, સંસ્કારી ગણાતા વકીલો અને બેરિસ્ટરો અસીલોને નીચોવવા કજીયાઓ લંબાય તેવી અવળી સલાહ આપે છે અને સેવાના ફીરસ્તાનો દાવો કરતા ડૉકટરો લક્ષ્મી લૂંટવા માટે દયાપાત્ર દર્દીઓ પ્રત્યે યમનું આચરણ કરે છે. આજની કેળવણીની પરાકાષ્ઠાએ પહોંચેલા આ લોકોનું આ આચરણ જોયા પછી **લક્ષ્યહીન આજીવિકા માટે જ લેવાતી વિદ્યાનાં કેવાં ઝેરી ફળો પાકે** છે તે કહેવા માટે શબ્દો

પૂરતા નથી. અને તેથી જ આજે મારે આ સંદેશ સંભળાવવાની જરૂર છે કે "વિદ્યાર્થી પોતાના જીવનની શરૂઆત જ **સેવાના સ્વાતંત્ર્યથી કરે, આઝાદી માટે મરી ફીટવાની પણ તાલીમ મેળવે,** અને એવા જ લક્ષ્યવાળી વિદ્યા જીવનના એકેએક વિકાસમાર્ગને ખુલ્લા કરી આગળ વધે. તે જ ખરી વિદ્યા છે કે જે અંતે મુક્તિ તરફ લઈ જાય.

ઋષિ-મુનિઓનો એ સિદ્ધાન્ત-નિર્ણય છે કે-

**विद्या ददाति विनयं, विनयाद्याति पात्रताम् ।**
**पात्रत्वाद् धनमाप्नोति, धनाद्धर्मस्ततः सुखम् ॥**

આ નાનકડો પણ ભારે ઉપયોગી શ્લોકનો ભાવાર્થ-પરમાર્થ સારી રીતે સમજી, તેનું શાંત ચિત્તે મનન કરી, સ્વજીવન-વિકાસમાં ખૂબ ઉપયોગી થાય તેમ કરવું જોઇએ.

"ખરી વિદ્યા વિનય-નમ્રતા-મૃદુતા શિખવે છે અને મદ-અભિમાન-ઉદ્ધતપણું અને અહંકારને ગાળે છે. વિનય ગુણથી જીવ પાત્રતા-યોગ્યતા-લાયકાત પામે છે. પાત્રતા પામવાથી ન્યાયસર લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે. ન્યાયસર લક્ષ્મીની પ્રાપ્તિથી તેનો યથાસ્થાને વિનિયોગ-ઉપયોગ કરવાની બુદ્ધિ જાગે છે, એમ વિવેકપૂર્વક પ્રાપ્તલક્ષ્મીનો યથાયોગ્ય સ્થાને વિનિયોગ કરવાથી બાધકારી અંતરાય કર્મનો નાશ થવાથી આત્મિક સુખની સહેજે પ્રાપ્તિ થાય છે."

ઉપરોક્ત શ્લોકમાં બતાવેલો આ ક્રમ સારો અને સીધો છે. મારી ઉમેદ છે કે વિદ્યાર્થી બંધુઓમાં મારો આ સંદેશ જેમને પહોંચી શકે તેવા સઘળા વિદ્યાર્થીઓ દેશ-રાષ્ટ્ર-

સમાજ-ધર્મના સ્વાતંત્ર્ય માટે તે દિશામાં પોતાનું વિદ્યાર્થી-જહાજ કુશળતાથી હંકારશે ને સુખી થશે.

[ આ પ્ર. પુ. ૨૬, પૃ. ૨૨૬. ]

---

## સાચા વિદ્યાર્થી બનવાની ખરી ભાવના.

૧. જ્યાંસુધી સંપૂર્ણ જ્ઞાન ન થાય ત્યાંસુધી આપણે સહુએ સદ્‌વિદ્યા મેળવવા ઉદ્યમ કરવો જોઇએ.

૨. આપણા જીવનને પવિત્ર કરે, વિચાર-વાણી-વર્તન-આચાર સુધારવામાં સહાય કરે, આપણા દોષ દૂર કરે અને સાચો માર્ગ સૂઝાડે તેવી વિદ્યા, વિનય અને બહુમાન સાથે પરોપકારી જ્ઞાની ગુરુની યોગ્ય સેવા કરીને મેળવવી.

૩. તેવી સાચી વિદ્યા દેનારા જ્ઞાની ગુરુનો ઉપકાર આખી જિંદગી સુધી ભૂલવો નહીં, તેમની હિતકારક આજ્ઞા માન્ય કરવી અને ગુરુએ યોગ્ય વિદ્યાર્થીઓને તેવી પવિત્ર વિદ્યા પ્રેમપૂર્વક-કંઇપણ લોભ-લાલચ વગર-આપવી.

૪. ખરા પવિત્ર વિદ્યાર્થીએ કોઇ પ્રકારની બૂરી આદત, દુર્વ્યસન કે જે આ ભવ અને પરભવમાં બહુ કષ્ટદાયક અપલક્ષણ છે ( ચા, કૉફી, કોકો, તમાકુ, બીડી, સીગારેટ, અભક્ષ્ય-ભોજન, વિષયલોલુપતા, મસાલાદાર ખોરાક, નાટક, સિનેમા, અને કામોત્પાદક નોવેલનું વાંચન વગેરે ) તેનો પ્રવેશ થવા ન પામે તેવી સાવચેતી રાખવી જોઇએ.

૫. તેવા કોઇપણ પ્રકારના દોષથી બચવા વિદ્યાર્થી પૂરતી

કાળજી રાખે તે માટે માતાપિતાદિક વડિલોએ અને શિક્ષકોએ લક્ષ રાખવું જોઇએ.

૬. પ્રારંભમાં બાળકને ગૃહશિક્ષણ જેવું મળે તેવા સંસ્કાર દાખલ થાય છે. તેથી તેવે સમયે જ બાળકોમાં કોઇ જાતના નબળા–કુસંસ્કાર ન પડે તેવી ચોક્કસ સંભાળ વડીલોએ રાખવાની જરૂર છે.

## કેળવણી એટલે શું ?

૭. જેથી બુદ્ધિબળ ખીલે–વિકાસ પામે, ગમે તેવા સંજોગોમાં પણ સુબુદ્ધિ ઉત્પન્ન કરી સાચો માર્ગ સૂઝાડે, હિતાહિત સારી રીતે સમજાય, અહિત તજીને હિતકારી વાતનો જ આદર થાય–ગ્રહણ કરાય, વિવેક જાગે, ખરી વસ્તુસ્થિતિનું ભાન થઇ તેનો સ્વીકાર કરાય, અવગુણ જાણીને તજી દઇ ગુણને ગ્રહણ કરાય અને વાસ્તવિક ખરું સુખ સાંપડે એનું નામ જ કેળવણી છે.

## તે કેળવણીના ત્રણ પ્રકાર છે.

૮. (૧) શરીરની, (૨) મનની અને (૩) હૃદયની. તેમાં શરીરને યોગ્ય કસરત વિગેરેથી સારી રીતે કસી પોતાનું દરેક કામ જાતે જ કરવા સશક્ત–સમર્થ બનવું તે શારીરિક કેળવણી.

૯. જેથી હિતાહિત, ગુણદોષ, કર્ત્તવ્ય, અકર્ત્તવ્ય સારી રીતે વિચારી સમજી શકાય તે માનસિક કેળવણી. સારું વાંચન, મનન અને સત્સંગથી માનસિક કેળવણી મળી શકે છે.

૧૦. 'સાચું તે જ મારું' એવો સત્ય તત્ત્વનો આદર જેથી

થાય અને 'મારું તે જ સાચું' એવો કદાગ્રહ ટળે, જેથી શુદ્ધ તત્ત્વની શ્રદ્ધા પ્રગટે અને જેના પરિણામે અહિંસા (શુદ્ધ દયા) સત્ય, પ્રમાણિકતા, શીલ (બ્રહ્મચર્ય), સંતોષ, ક્ષમા, નમ્રતા અને સરલતાદિક અનેક સદ્‌ગુણોનો લાભ મળે તેને હૃદયકેળવણી અથવા આત્મિકકેળવણી કહી શકાય.

૧૧. શરીર નીરોગી રહે તેવી દઢ કાળજી હું હરહંમેશ રાખીશ, ખાનપાન વિગેરે પોતાની પ્રકૃતિને અનુકૂળ વાપરીશ, શરીર નીરોગી રહે તેવા ખાનપાન સાથે યોગ્ય અંગકસરત પણ કરતો રહીશ, જેથી સ્વ-પરકર્ત્તવ્ય કરવામાં ઉત્સાહ પૂરતા પ્રમાણમાં બન્યો બન્યો રહેવા પામે; પણ અન્યની આશાએ થોભી રહેવું ન પડે.

૧૨. દરેક કાર્ય-પ્રસંગે હિતાહિતનો વિચાર કરવાપૂર્વક હિતપ્રવૃત્તિનો આદર અને અહિતનો ત્યાગ કરવા મનની સ્વતઃ પ્રેરણા થયા કરે એવા ઉત્તમ ગ્રંથનું વાંચન, મનન કરવાવડે અથવા સત્સંગવડે મનને કેળવતો રહીશ.

૧૩. મન અને ઇંદ્રિયોનો માલીક દેહમાં વ્યાપી રહેલો આત્મા શક્તિરૂપે અનંત શક્તિ અને અનંત જ્ઞાનાદિક ગુણોનો સ્વામી છે, છતાં પૂર્વભવના અનેક કર્મવાસનાના દોષથી દબાયેલો જણાય છે, તેને સર્વજ્ઞોક્ત શાસન મુજબ સંયમના માર્ગે યોજી અનુક્રમે સકળ દોષમુક્ત કરવા સતત પ્રયત્નશીલ બનીશ.

૧૪. અજ્ઞાન, મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને મન, વચન, કાયાના યોગ-વ્યાપારવડે જીવ નવાં નવાં કર્મબંધન કરતો રહી ભવપરંપરાને વધારતો રહે છે, તેનો સુવિવેકવડે પુરુષાતન ફોરવી, ત્યાગ કરી, આત્માને ઉન્નતિના માર્ગે સ્થાપન કરતો રહીશ.

૧૫. પોતે સંયમનો માર્ગ આદરી, આત્મશક્તિ ખીલવી અન્ય પુરુષાર્થી બંધુઓને તથા બહેનોને પણ ખરા સંયમ-માર્ગમાં જોડીશ.

૧૬. સંયમમાર્ગની જેમ જેમ રક્ષા–પુષ્ટિ વિશેષ બનવા પામે તેવા ઉપાયો લેવા બનતી કાળજી રાખીશ.

૧૭. ગતાનુગતિકતારૂપ લોકપ્રવાહને તજી તન, મન ને હૃદયની શુદ્ધિ કરે એવો સત્ય, શુદ્ધ માર્ગ સમજી આદરવાનો પ્રયત્ન કરીશ.

૧૮. આવી પવિત્ર કેળવણી મેળવી ખરેખરું સુખ સંપાદન કરીશ ત્યારે જ તેની સાર્થકતા થશે.

૧૯. આવી કેળવણી પામવા માટે પ્રારંભથી–બાળવયથી જ સાદાઇ અને સંયમના પવિત્ર પાઠ શીખી હું પોતે માર્ગાનુસારી બનીશ.

૨૦. માર્ગાનુસારીપણાના ઉત્તમ પાંત્રીશ ગુણોને આદરીશ અને સર્વજ્ઞોક્ત પવિત્ર ધર્મને લાયક બનવા ખૂબ પ્રયત્ન કરીશ, જેથી દુઃખમુક્ત થઇને સુખી થઇશ.

૨૧. ઉછાંછળી, ક્ષુદ્રવૃત્તિને તજી ગંભીરતાથી ગુણમાત્રને હંસની જેમ તારવી કાઢતાં શીખીશ. દોષોની ઉપેક્ષા કરી ગુણ ગ્રહણ કરીશ.

૨૨. સઘળા અનાચારો–દોષો–દુર્વ્યસનોથી દૂર રહી, સ્વ-વીર્ય–શક્તિ વધારી, તેનો બને તેટલો સદુપયોગ સ્વપર-હિત માટે કરીશ.

૨૩. શાન્ત અને મિલનસાર પ્રકૃતિને ધારણ કરીશ.

૨૪. લોક નિંદે એવાં કામ તજી પ્રશંસા કરે એવાં કૃત્યો કરવા બનતું લક્ષ રાખીશ.

૨૫. હલકા વિચારોવડે મનને મલિન કરીશ નહિં, પવિત્ર ભાવનાવડે મનને પ્રસન્ન રાખીશ, મનને સ્થિર અને શાંત કરીશ.

૨૬. પાપથી તથા લોક-અપવાદથી બ્હીતો રહીશ.

૨૭. માયા-કપટ તજી સરલતા રાખીશ.

૨૮ બનતાં સુધી કોઈની ઉચિત માગણીનો ભંગ નહિ કરું.

૨૯. ઉત્તમ કુળ-મર્યાદા લોપીશ નહિં.

૩૦. સહુ જીવ ઉપર દયા-અનુકંપા રાખીશ.

૩૧. કોઇનો ખોટો પક્ષ કરીશ નહિ. સાચાનો જ પક્ષ કરીશ; નિષ્પક્ષપણે વર્તીશ.

૩૨. સદ્‌ગુણ અને સદ્‌ગુણીનો રાગી બનીશ.

૩૩. સત્ય વાતનો ખૂબ આદર કરીશ.

૩૪. હું પોતે સારી કેળવણી મેળવી સ્વકુટુંબીજનોને પણ જોઇતી કેળવણી આપીશ.

૩૫. કોઈ કામ વગરવિચાર્યું કરીશ નહિં, પણ પરિણામે હિતકારી કાર્ય કરતો રહીશ.

૩૬. ગુણ–દોષ, હિતાહિત, કાર્ય--અકાર્ય, ઉચિત–અનુચિત અને ભક્ષ્ય–અભક્ષ્ય વિગેરેને સારી રીતે સમજી લેવા પ્રયત્ન કરીશ.

૩૭. પાકી બુદ્ધિવાળા અનુભવી પુરુષોને અનુસરીને ચાલીશ; સ્વચ્છંદ વર્તન તજીશ.

૩૮. ગુણી જનોનો ઉચિત વિનય સાચવીશ.

૩૯. કાર્યકુશળ બની સ્વપરહિત સાધતો રહીશ.

૪૦. સ્વાર્થ તજી તન, મન, ધનથી પરનો સ્વતઃ ઉપકાર કરવા તત્પર રહીશ.

૪૧. બીજાએ કરેલ ઉપકારને ભૂલીશ નહિં.

૪૨. સર્વ વાતે કુશળતા મેળવવા પ્રયત્ન કરીશ.

૪૩. માતાપિતાદિ વડિલો પ્રત્યે સદા સન્માનની દૃષ્ટિ રાખીશ અને તેમની હિતશિક્ષાને લક્ષમાં રાખી સદ્‌વર્તન સેવીશ.

૪૪. એ રીતે પવિત્ર કેળવણી મેળવી શરીર, બુદ્ધિ અને આત્માનો વિકાસ કરી માનવભવને સફળ કરવા પ્રયત્ન કરીશ.

૪૫. આ સર્વનો મૂળ પાયો બ્રહ્મચર્ય છે, તેથી શુદ્ધ બ્રહ્મચર્યનું પાલન કરવા માટે મન અને ઇંદ્રિયોને કાબૂમાં રાખવાનો પ્રયત્ન કરીશ. કામવિકાર પેદા થાય તેવા બધા સંજોગોથી સાવચેત રહીશ.

૪૬. હસ્તકર્મ, સૃષ્ટિક્રમવિરુદ્ધકર્મ અને બાળલગ્ન એ ત્રણે દોષો શરીર, બુદ્ધિ, આયુષ્ય અને સુખશાંતિનો નાશ કરી

રોગ, શોક અને ભારે અશાંતિ ઉત્પન્ન કરે છે, તેથી તેનાથી બચવા હું સદા લક્ષ્ય રાખીશ.

૪૭. નબળી સોબત, એક જ શય્યામાં સાથે શયન અને નબળી રમતગમતથી પણ સ્વવીર્યનો નાશ–બ્રહ્મચર્યનો ભંગ થવા પામે છે તેથી તે સર્વને છોડીશ.

૪૮. યોગ્ય દેખરેખ વગર બચપણમાં જ જો આવી કોઇ નઠારી ટેવ પડી જાય છે તો કાયાશક્તિ હીન બની જવાથી જીવન તદ્દન નિર્માલ્ય–નીરસ થઇ જાય છે, એવું સમજીને હું તેનો ત્યાગ કરીશ.

૪૯. વિદ્યાર્થી–બ્રહ્મચારીજીવન એ જ જીવનના પ્રારંભનો સુખમય સમય છે. આ જીવન જેટલું દૃઢ ને પવિત્ર બનશે–રહેશે તેટલું સુખ અને દીર્ઘાયુ પ્રાપ્ત થવા ઉપરાંત તે મોક્ષદાયક બનશે, એમ સમજી તે તરફ હું અધિક લક્ષ રાખીશ.

૫૦. પુરુષને પચવીશ વર્ષ પહેલાં અને સ્ત્રીને સોળ વર્ષ પહેલાં શરીરની મૂળ ધાતુઓ કાચી હોય છે; તેથી તેટલી ઉમ્મર પહેલાંનું લગ્ન વધારે નુકસાનકારક થાય છે.

૫૧. શરીર, બુદ્ધિ, બળ અને આત્મવિકાસ સારાં દૃઢ કરવા–સાચવી રાખવા ઇચ્છનારાઓએ ઉક્ત મર્યાદા લોપવી જોઇએ નહિં, અન્યથા તેમાં અનેક અનિષ્ટ પરિણામ ઉભયને જીવનપર્યંત ભોગવવાં પડે છે.

૫૨. જેઓ ઉક્ત મર્યાદાનું સારી રીતે પાલન કરવા લક્ષ રાખે છે, તેઓ જીવનપર્યન્ત તેનાં અનેક સુંદર પરિણામોનો લાભ મેળવે છે.

૫૩. અખંડ બ્રહ્મચર્ય અર્થાત્ જીવનપર્યંત મન, વચન, કાયાથી શુદ્ધ બ્રહ્મચર્યનું પાલન કરવાથી વિવેકી આત્મા બહુ જ ઊંચી દશાને પામે છે, એવા અનેક સત્પુરુષો અને સતી સ્ત્રીઓના ઉત્તમ દાખલા આપણને એવી ઉત્તમ દશા પાળવા પ્રેરણા કરે છે.

૫૪. વિનયથી વિદ્યાની પ્રાપ્તિ અને સફળતા થાય છે; વિનયહીનને વિદ્યા ફળતી નથી.

૫૫. વિદ્યાગુરુ અને વિદ્વાનો પ્રત્યે પૂજ્યભાવ ને બહુમાન રાખવાથી, તેમના સદ્‌ગુણોની પ્રશંસા કરતા રહેવાથી, તેમની નમસ્કારપૂર્વક ઉચિત સેવાભક્તિ કરવાથી, તેમની પ્રસન્નતા–પ્રસાદ ને અનુગ્રહ–મહેરબાની મેળવી શકાશે.

૫૬. 'सा विद्या या विमुक्तये' જેથી અનાદિ અજ્ઞાન–મિથ્યા–ભ્રાંતિ ટળે, ખરું આત્મભાન થવા પામે, જેના પરિણામે અનેક દોષો નાશ પામે અને સદ્‌ગુણો પ્રગટે એવું શુદ્ધ–નિર્દોષ–પવિત્ર જીવન બને તે જ ખરી વિદ્યા જાણવી.

૫૭. ખરી વિદ્યાથી વિવેક પ્રગટે છે, એટલે ગુણદોષની ખરી ઓળખાણ થાય છે, વહેંચણ કરતાં આવડે છે, જેથી અમૃતની જેમ ગુણનો આદર અને ઝેરની જેમ દોષનો ત્યાગ કરવાનું સહેજે બને છે.

૫૮. તે જ ખરો વિદ્વાન છે જેને ખરી વિદ્યા વરી છે.

૫૯. ખરો વિદ્વાન સાદાઈ ને સંયમને સત્કારે છે.

૬૦. ખરો વિદ્વાન રાગ–દ્વેષ ને ક્રોધાદિક કષાયોને દૂર કરવા પૂરતું લક્ષ્ય આપે છે.

૬૧. રાગ–દ્વેષાદિક દોષો પ્રગટ થાય અને વૃદ્ધિ પામે એવાં નિમિત્તોને ખરો વિદ્વાન વશ થતો નથી.

૬૨. રાગ–દ્વેષાદિક વિકારો શાંત થાય–નષ્ટ થાય એવાં નિમિત્તોને ખરો વિદ્વાન સત્કારતો રહે છે.

૬૩. સાદાં અને સંયમી જીવનવાળાને હિંસાદિક પાપાચરણથી જેમ બને તેમ પાછા ઓસરવાનું–હઠવાનું અને અહિંસક સદાચરણના પંથે પળવાનું જ પસંદ પડે છે, જેથી સ્વપરહિતમાં વધારો થવા પામે છે.

૬૪. મદ–અભિમાન–અહંકારાદિ દોષો–વિકારોને ગાળવા માટે વિદ્યાનું સેવન કરાય છે. જે વિદ્યાના સેવન–અભ્યાસવડે મદ–અહંકારાદિ દોષો નાશ પામે તે જ વિદ્યા સાચી સમજવી.

૬૫. વિનય–નમ્રતાથી વિદ્યા શોભી ઊઠે છે અને સદ્વિદ્યાથી જ નમ્રતા ગુણ આવે છે.

૬૬. જેમ ક્રોધ તપનું અજીર્ણ ગણાય છે તેમ મદ–અહંકારને પણ જ્ઞાન અને ક્રિયાનું અજીર્ણ સમજવું.

૬૭. શરીરના, મનના અને આત્માના મળને–દોષોને અને વિકારોને શોધી કાઢી તેને નિર્દોષ–નિરોગી બનાવે તેને ખરો વિદ્વાન જાણવો, તે વગર શુકપાઠીઓને તો વેદીઆં પશુ સમાન ગણવાં ઘટે.

[ આ. પ્ર. પુ. ૨૬, પૃ. ૧૮૦ ]



૬૧. રાગ–દ્વેષાદિક દોષો પ્રાવવામાં આપણે મદદ કરીએ તો નિમિત્તોને ખરો વિદ્વાન વશ થઆપણને સાચો અનુભવ મળી શકશે.

૬૨. રાગ–દ્વેષાદિક વિકારો
નિમિત્તોને ખરો વિદ્વાન સત્કાર

૬૩. સાદાં અને સંયમી
ચરણથી જેમ બને તેમ પાછા
સદાચરણના પંથે પળવાનું જ
હિતમાં વધારો થવા પામે છે.

૬૪. મદ–અભિમાન–અહંક
માટે વિદ્યાનું સેવન કરાય છે.
મદ–અહંકારાદિ દોષો નાશ પા

૬૫. વિનય–નમ્રતાથી વિદ્યા
જ નમ્રતા ગુણ આવે છે.

૬૬. જેમ ક્રોધ તપનું અ
કારને પણ જ્ઞાન અને ક્રિયાનું

૬૭. શરીરના, મનના અને
વિકારોને શોધી કાઢી તેને નિં
વિદ્વાન જાણવો, તે વગર
સમાન ગણવાં ઘટે.

[ આ. પ્ર. પુ. ૨૬, પૃ. ૨૫૫. ]

---

## ક્ષા કરવાથી થતું નુકશાન

. આજે આપણી પ્રજાને ભયભીત
ક કારણ આપણી શિક્ષાપદ્ધતિ છે.
ને પોષણ મળે છે, તેનાથી માણસ
મ બને છે. બાળકના કોમળ
અસર થાય છે. શિક્ષાનો ભય
ખડો રહેવાથી વિદ્યાર્થીમાં તેજ
ી, તેથી તેવી શારીરિક શિક્ષા
ેઈએ.

[ આ. પ્ર. પુ. ૨૬, પૃ. ૨૫૬ ]

---

## દાખલ ન થવી જોઈએ

ાસ ધ્યાન રાખવું ઘટે છે કે નબળી
ર્ગદોષથી બીજા કઈક વિદ્યાર્થીઓ
તંત્ર શાળાઓ કે જ્યાં વિદ્યાર્થીઓ
અથવા સ્વેચ્છા મુજબ પ્રવૃત્તિઓ
મા શિક્ષકે યા ગૃહપતિએ પ્રેમ-
તેમની પ્રવૃત્તિઓ કેવી છે? તે
ની પ્રવૃત્તિનું સ્વરૂપ અનિષ્ટ જણાય
પ્રવૃતિ તરફ વાળવાનું લક્ષ રાખવું.

[ આ. પ્ર. પુ. ૨૬, પૃ. ૨૫૬ ]



## અન્નનું શુભાશુભ પરિણામ.

ક્લેશ યુક્ત વાતાવરણમાં કે દુઃખપૂર્ણ માનસિક સ્થિતિમાં ખાધેલ ખોરાક અમૃતરૂપ નહીં થતાં ઝેરરૂપ થાય છે.

ભય અને ચિંતામાં ખાધેલું અન્ન નકામું જાય છે. કંટાળા-ભરેલા અને અનુત્સાહક વાતાવરણમાં લીધેલા ખોરાકની અસર સારી થઇ શકતી નથી, તેથી ભોજન કરતી વખતે મનને સ્થિર—શાન્ત—પ્રસન્ન રાખવાથી ખોરાકને શુભ પરિપાક થાય છે. કિંમતી ખોરાક કરતાં પ્રસન્નચિત્તે લીધેલો ખોરાક વધારે પોષક નિવડે છે. આ વાત નાનાં—મોટાં સૌકોઇને લાગુ પડે છે.

[ આ. પ્ર. પુ. ૨૬, પૃ. ૨૫૭. ]

---

## જીવનદોરી

સારા કુળની પણ ક્લેશ પ્રકૃતિવાળી એક બ્હેનને એક ઉત્તમ વિશાળ કુટુંબના નબીરા સાથે પરણાવી હતી, પરંતુ તેના ક્લેશી સ્વભાવથી આખું કુટુંબ કંટાળી ગયું હતું. તે પરણી આવેલ બ્હેન પણ કષાયથી પોતે દુઃખીદુઃખી થઇ ગઇ હતી. અંતે તેણે પોતાના પિયરમાં ભાઇને પોતાના અતીવ દુઃખની ખબર આપી એક વાર અવશ્ય પોતાને ઘરે પધારવા વિનંતિ કરી.

એ રીતે બાઇના સાસરીઆઓએ પણ તેના ભાઇને પોતાની સર્વ હકીકત જણાવી તે ક્લેશને અંત આવે તેવો કોઇ ઉપાય કરવા પોતાના ગૃહે પધારવાની વિનંતિ કરી. તે બંને વિનંતિ-

પત્રોનો આશય વિચારતાં પોતાની બહેનનો ક્લેશી સ્વભાવ મટે એવો ઉપાય કુશળતાથી ચિંતવી પોતે જાણે ભારે રોગગ્રસ્ત થયો હોય એવા રૂપે ત્યાં હાજર થયો. એથી સૌ બહુ ખુશી થયા. પોતે જ્યારે બહેનને મળ્યો ત્યારે તેની તબીયત વધારે બગડેલા જેવી જણાતાં બહેને પોતાનું દુઃખ વિસારી મૂકી ભાઇનું દુઃખ મટાડવા ચાંપતા ઉપાય કરવા તેને ખૂબ આજીજી કરી. ગમે તે ભોગે પણ ભાઇનું દુઃખ દૂર કરવા બહેનની લાગણી જોઇ ભાઇએ પ્રથમથી ચિંતવી રાખેલ ઉપાય જણાવી તેમાં રહેલી ભારે મુશ્કેલીનો ખ્યાલ આપ્યો; પરંતુ બહેને તેનું દુઃખ દૂર કરવા ગમે તેટલી મુશ્કેલી સહન કરી લેવા પૂરી ઇચ્છા અને તૈયારી દર્શાવી ત્યારે ભાઇએ કહ્યું કે બહેન! જે **જીવનદોરી** હું તૈયાર કરી લાવ્યો છું તે તું છ મહિના સુધી સાવધાનપણે મુખમાં રાખી મૂકી શાંતિપાઠ જપે તો મારા દુઃખની આપોઆપ શાંતિ થઇ આવે. બહેને તેમ કરવા કબૂલ્યું અને એવી જ વ્યવસ્થાથી ચારથી છ માસ પર્યંત **જીવનદોરી** મુખમાં રાખવાથી–**જીભને વશ રાખવાથી** સહુના દુઃખનો અંત આવ્યો. સુખના અર્થી સહુએ એ ઉપરથી ભારે ધડો લેવા જેવો છે.

[ આ. પ્ર. પુ. ૨૬, પૃ. ૨૦૭.]

---

## અંતઃકરણની જાગૃતિ

જગતમાં જેને કાંઇપણ પુરુષાર્થ સંપાદન કરવો હોય તેને માટે ત્રણ વસ્તુઓની આવશ્યકતા છે. એમાંની પ્રથમ વસ્તુ **અંતઃકરણની જાગૃતિ** છે. અમુક એક કાર્ય કરવાની ઇચ્છા

થાય તો તે ઇચ્છાનો ઉમળકો ઠેઠ અંતઃકરણના તળમાંથી નીકળવો ( ઊઠવો ) જોઇએ. આવામાં વિવેકબુદ્ધિ બહુધા નિરુપયોગી હોય છે. અમુક એક કાર્ય વિવેચક બુદ્ધિને ગમ્યું તેથી જ કરવાનું છે એમ માનવું યોગ્ય નથી; કારણ કે બુદ્ધિનો પ્રદેશ અત્યંત સંકુચિત હોવાથી કોઇપણ કાર્યમાં અંતઃકરણનો ઉમળકો તો હોવો જ જોઇએ. જો અંતઃકરણનો ખરો ઉમળકો ઉત્પન્ન થાય તો તેના યોગે કાર્યની સહજ સ્ફૂર્તિ નિર્માણ થાય છે. સત્ય પ્રેમના ઉમળકાનું બળ એવું તો વિલક્ષણ છે કે તેના યોગે અશકય ઘટનાઓ સહજ શકય થઇ જાય છે. આ વિશ્વમાં જે અનંત રહસ્યો ભરેલાં છે તે સર્વ રહસ્યોની ચાવીઓ એક પ્રેમ–ભક્તિના હાથમાં જ સંગ્રહાયલી–સમાયેલી છે.

મારા ભાવી સુધારક બંધુઓ ! પ્રથમ **અંતઃકરણને જાગૃત કરો** ! તમે મુખથી જે કાંઇ બોલો છો તેનો પ્રતિધ્વનિ તમારા અંતઃકરણની ગહન દરી( ગુફા )માં કયાંય થાય છે ખરો કે ? મારા પ્રિય દેશભક્તો ! તમે પણ પ્રથમ અંતઃકરણની જાગૃતિના કાર્યમાં નિમગ્ન થાઓ. દેવો અને ઋષિ–મુનિઓના વંશજો આજે પશુઓના રાજ્યમાં સંમિશ્ર થવાને યોગ્ય થાય છે એમ તમને ખરેખર અંતઃકરણપૂર્વક ભાસે છે ખરું કે ? લક્ષાવધિ લોકોનાં ઉદર ક્ષુધાથી સુકાઇને પાતાળમાં પેસી ગયાં છે, એ જોઇને તમારું અંતઃકરણ કિંચિન્માત્ર પણ દ્રવે છે ખરું કે ? ઘન અને કાળાં વાદળાંવડે આકાશ વ્યાપ્ત થતાં જેવી રીતે સર્વત્ર ઉદાસિત અંધકાર પ્રસરી રહે છે એવી રીતે અજ્ઞાનના ઉદાસિત અંધકારમાં આપણી માતૃભૂમિ ડૂબી રહેલી છે એ વિષે તમારા પોતાના અંતઃકરણમાં કાંઇ વેદના થાય

છે ખરી કે ? એ સમસ્ત પરિસ્થિતિના યોગે અંત:કરણમાં વિલક્ષણ અસ્વસ્થતા ઉત્પન્ન થાય ખરી કે ?

નહિં એવો જવાબ હોય તો તેનું ખરેખરું કારણ શોધી લેશો ?

[ આત્માનંદ પ્રકાશ પુ. ૨૫, પૃ. ૪૦. ]

---

## જૈનકુળમાં જન્મેલ મનુષ્યે વ્યવહારમાં કેમ વર્તવું ?

### ૧ પ્રથમ માબાપની સાથે કેમ વર્ત્તવું તે વિષે.

માબાપની સેવા મન, વચન અને કાયાથી–એમ ત્રણ પ્રકારે થાય છે. કાયાએ કરીને પિતાના શરીરની સેવાભક્તિ સેવકની પેઠે વિનયપૂર્વક કરવી. પિતાના મુખમાંથી વચન નીકળતાં જ તે પ્રમાણે કરવું. પિતાના શરીરની સેવા કરવી, પગ ધોવા, ચાંપવા, પિતાને ઉઠાડવા, બેસાડવા, ભોજનમાં, શય્યામાં, વસ્ત્રમાં, શરીરમાં, વિનયમાં ધનાદિકવડે યથાયોગ્ય જોગવાઇ વિનયપૂર્વક કરવી, પરંતુ કોઇ વાતનો આગ્રહ ન કરવો. પિતાની સેવા–ચાકરી નોકર પાસે કરાવવી નહિ પણ પોતે જ કરવી. પિતાની મરજી પ્રમાણે વર્ત્તવું. કદાપિ માતા–પિતા કઠણ વચન કહે, તો પણ સત્પુત્રે ક્રોધ ન કરવો. માતા–પિતાના સ્વધર્મ સંબંધી મનોરથ પૂરા કરવા એ વગેરે પિતા સાથે ઉચિત આચરણ આચરવું.

માતાની સાથે પણ પિતાની માફક જ ઉચિત આચરણ આચરવું, પરંતુ પિતા કરતાં માતાના અધિક મનોરથ પૂરવા. દેવપૂજામાં, ગુરુસેવામાં, ધર્મશ્રવણમાં, આવશ્યકાદિક ધર્મકરણી કરવામાં, સાત ક્ષેત્રમાં દ્રવ્ય વાપરવામાં માતાની મરજી પ્રમાણે વર્તવું.

તીર્થમાં, યાત્રામાં, અનાથને આશ્રય આપવામાં, દીનનો ઉદ્ધાર કરવા વગેરેમાં માતાના મનોરથો વિશેષે કરીને પૂર્ણ કરવા.

માતા-પિતાને ધર્મમાં જોડવા જેવો બીજો કોઇ ઉપકાર જગતમાં નથી, બીજા કોઇ પણ પ્રકારે માતાપિતાના ઉપકારનો બદલો સંતાન વાળી શકે તેમ નથી. પિતા કરતાં પણ માતાને આધક પૂજ્ય જાણવી. પશુ જયાં સુધી તેને ધાવે છે ત્યાં સુધી પોતાની માતાને મા જાણે છે, આહાર કરતાં ન શીખ્યો હોય ત્યાં સુધી અધમ માણસ પોતાની માતાને મા સમજે છે, વળી ઘરનું કામકાજ કરે ત્યાં સુધી મધ્યમ માણસ પોતાની માતાને માતારૂપ ગણે છે અને ઉત્તમ પુરુષ પોતાની માતાને તે જીવે ત્યાં સુધી નિરંતર તીર્થ સમાન માને છે.

એવી જ રીતે માતા પોતાનો પુત્ર છે એમ સમજીને જ જે સુખ માને છે તે પશુમાતા અથવા અધમ માણસની માતા જાણવી. પુત્ર કમાતો હોય ત્યાં સુધી તેનાથી સુખ માને તે મધ્યમ માણસની માતા જાણવી, પણ પોતાનો પુત્ર ધીર, વીર, ધર્માચરણી, સદાચારી વગેરે ઉત્તમ ગુણવાળો થાય તો જ સંતોષ પામે તે ઉત્તમ પુરુષની માતા જાણવી.

### ૨ ભાઈ-ભાંડુમાં પરસ્પર કેમ વર્ત્તવું તે વિષે.

હવે ભાઈ-ભાંડું સાથે વર્ત્તવામાં નાનાભાઇએ મોટાભાઈને પિતા સમાન ગણવો. એટલે હરકોઇ કામમાં પિતાની સમાન મોટાભાઇનું માન રાખવું, તેની સલાહ પ્રમાણે કામ કરવું. મોટો ભાઈ કોઈ કામમાં ઠપકો આપે તો કદાપિ ગુસ્સો કરીને

તેને સામે ઉત્તર આપવો નહિ, તેનું અપમાન કરવું નહિ, તેમ જ મોટાભાઇએ નાના ભાઇ–ભાંડું સાથે સ્નેહભાવથી વર્ત્તવું. ઓરમાન ભાઇ–ભાંડું સાથે પણ ઓરમાનપણું એટલે કોઈપણ જાતની જુદાઈ રાખવી નહિ. નાના ભાઇનાં સ્ત્રી, પુત્ર, પરિવાર સાથે સલુકાઈથી વર્તવું. પોતાનો ભાર–તોલ ઘટે એવું અઘટિત આચરણ કરવું નહિ. પરસ્પર પ્રીતિભાવ વધતો જાય એવી રીતે વર્તવું. વેપાર–રોજગારમાં પણ નાનાભાઇને પૂછવા યોગ્ય વાત હોય તો પૂછવી. મનમાં અંતર રાખી કોઇ વાત છાની ન રાખવી. ભાઇથી ધન પણ ગુપ્ત ન રાખવું. કોઇ પણ કામકાજમાં કે વેપારમાં ભાઈને કોઇ માણસ છેતરી ન જાય તેને માટે મીઠાં વચને હિત–શિક્ષા આપવી. ભાઈને જો કોઈ ખોટી સંગત લાગી હોય અથવા કોઈ જાતની ખરાબ ટેવ પડી હોય તો મધુર વચને શિખામણ આપવી, અથવા તેના મિત્રો પાસે કે સગાંસંબંધીઓની મારફત અપાવવી. ઈત્યાદિ જુક્તિએ કરીને સમજાવવો, પણ તિરસ્કાર કરવો નહિ; કેમકે અપમાન કરવાથી વખતે તે નિર્લજ્જ, અમર્યાદ અને બેશરમ બનીને ગમે તેમ વર્તશે અથવા સામો બોલી ઊઠશે, માટે ભાઈઓ સાથે હૃદયના સ્નેહ સહિત વર્ત્તવું. તેમ છતાં ભાઇઓ અવિનય ન મૂકે ત્યારે સમજુ માણસે મનમાં વિચારવું કે તેની પ્રકૃતિ એવી છે, એમ ધારીને ઉદાસીનપણે વર્તવું. એવી જ રીતે ભોજાઈ સાથે, તેમના પુત્રો સાથે, પુત્રની વહુ સાથે, ખાવાપીવામાં, માન–સન્માનમાં સમદૃષ્ટિ રાખવી. કોઇ પણ રીતનો મનમાં કે આચરણમાં અંતર રાખવો નહિ, તેમ જ ન્યૂનાધિકતા રાખવી નહિ. મિત્રાદિકને પણ ભાઇ સમાન ગણીને ધર્મકાર્યમાં અવશ્ય પ્રેરણા કરવી, પણ બૂરું કામ કરવામાં

સહાયકારી થવું નહિ. એ રીતે ભાઇની સાથે વર્તવાનાં આચરણો કહ્યાં છે.

### ૩ પોતાની સ્ત્રી સાથે કેમ વર્ત્તવું તે વિષે.

પોતાની સ્ત્રીની સાથે હમેશાં સ્નેહથી વચન બોલવાં તેમ જ સ્ત્રી પાસે સ્નાન, મર્દનાદિક યથાયોગ્યપણે કરાવવું. જ્યારે પતિ પત્ની પરસ્પર સાચો વિશ્વાસ રાખે અને તેથી દંપતીમાં સાચો પ્રેમ પ્રગટ થાય ત્યારે સ્ત્રી પોતે ધણી ઉપર સાચો સ્નેહ રાખે, અને કદીપણ બૂરું આચરણ કરે નહિ તે સ્ત્રીને નિશ્ચય પ્રેમનું જીવન સમજી દેશ, કાળ, કુટુંબ અને ધનાદિકને અનુકૂળ વસ્ત્રાભૂષણ આપી સંતોષવી. જેથી કરીને ઘરમાં લક્ષ્મીની વૃદ્ધિ થાય.

રાત્રિની વખતે સ્ત્રીને વિના કારણે ક્યાંય પણ જવા દેવી નહિ, તેમ જ દુરાચારી, પાંખડી કે ખળ પુરુષો, કહેવાતા ભગત, જોશી, જોગીની સંગત કરવા દેવી નહીં. સ્ત્રી ઘરના કામમાં નિરંતર મન રાખે તેમ જ ધર્મકરણી દેવદર્શન તથા પ્રતિક્રમણાદિક કરવા માટે દહેરે કે ઉપાશ્રયે જાય, ત્યાં પણ માતા, બહેન, સાસુ કે બીજી કોઇ સુશીલ ધર્મી સ્ત્રીની સાથે જાય અને આવે. ઘરમાં ચોખ્ખાઈ રાખવી, સુપાત્રે દાન દેવું, સગાંસંબંધીનું સન્માન કરવું, રસોઇ કરવી--ઇત્યાદિ ઘરની શોભામાં, વસ્તુની સાચવણમાં, ગોઠવણમાં, કુટુંબનાં નાનાં મોટાં સર્વે માણસોની યોગ્ય સંભાળ રાખવામાં, ઘરની વસ્તુઓ સાચવવામાં, અને ટૂંકામાં ઘરનો સઘળો કારભાર યોગ્ય રીતે ચલાવીને ઘરને શોભાવવામાં સ્ત્રી કારણરૂપ છે. અથવા ઘરની શોભાનો સઘળો આધાર સ્ત્રી ઉપર છે, માટે સ્ત્રીઓને સારી, વ્યવહારો-

પયોગી તેમ જ ધાર્મિક યોગ્ય કેળવણી આપવી તથા અપાવવી. સ્ત્રીનો કદી પણ ચાર માણસ દેખતાં તિરસ્કાર કરવો નહિ. મારપીટ તો કોઇ દિવસ પણ ન કરવી. એવે વખતે યુક્તિ-પૂર્વક અને પ્રેમસહિત વિવેક શીખવવો.

ભર્ત્તારે ઘણો કાળ પરદેશમાં રહેવું નહિ. સ્ત્રીની પાસે ધનની હાનિ કે વૃદ્ધિ વિષેની વાત, કે ઘરની કોઇ ગુપ્ત વાત પ્રગટ કરવી નહીં તેમ જ એક સ્ત્રી જીવતાં બીજી સ્ત્રી કદી પણ ન કરવી. કદાચ પુત્રાદિકને માટે બીજી સ્ત્રી કરવી પડે તો પણ બન્ને ઉપર સરખો ભાવ રાખવો. એ રીતે સ્ત્રી સાથે સ્નેહથી અને કોમળતાથી વર્ત્તવું, પણ કઠિનતાથી વર્ત્તવું નહિ. ટૂંકામાં સ્ત્રીની યોગ્યતા પ્રમાણે તેની સાથે વર્ત્તવું, તેમ જ ધર્મકૃત્યોમાં યથાશક્તિ સહાયકારક થવું પણ અડચણ કરવી નહિ. એ પ્રમાણે સ્ત્રી સાથે વર્ત્તવાનાં ઉચિત આચરણ કહ્યાં છે.

૪ પુત્ર તથા સગાસંબંધી સાથે કેમ વર્ત્તવું તે વિષે.

પિતાએ પોતાના પુત્રને બાલ્યાવસ્થામાં પુષ્ટિકારક ખોરાક આપીને તેનું પોષણ કરવું અને વિવિધ પ્રકારની રમતો રમાડવી કે જેથી કરીને બાળકનાં બુદ્ધિ, બળ અને કાન્તિ વધે, શરીર પુષ્ટ થાય, તેમ જ દેવ, ગુરુ, ધર્મ અને સુજ્ઞ સજ્જનાદિકની સંગત કરાવવી, ઉત્તમ જાતિવાળા, સારા કુળાચારવાળા અને સુશીલ પુરુષો સાથે મિત્રાચારી કરાવવી, બાળવિવાહ ન કરવો અને બાળકને વિદ્યાભ્યાસ ચાલતો હોય એવા વખતમાં કન્યા પરણાવીને તેના સઘળી રીતે કાચા સ્કંધ ઉપર સંસારની ધુસરી ન નાંખવી. વીશ વર્ષની અંદરના પુત્રનાં લગ્ન ન કરવાં, તેમ જ લગ્ન કરવામાં કન્યાનું કુળ, જન્મ અને

રૂપ સરખાં હોય, સ્વભાવ સરખો હોય, કન્યાએ યોગ્ય કેળવણી લીધી હોય, એવી કન્યા સાથે પોતાના પુત્રનું પાણિ-ગ્રહણુ કરાવવું. પુત્ર યોગ્ય ઉમ્મરનો થાય ત્યારે ઘરનો સર્વ પ્રકારનો ભાર તેને સોંપવો, તેમ જ પુત્ર સાંભળતાં તેની પ્રશંસા કરવી નહિ. વિશેષે કરીને પુત્રને વ્યવહારોપયોગી તેમ જ ધાર્મિક કેળવણી આપવામાં સંભાળપૂર્વક ચિત્ત આપવું. એ રીતે પુત્ર સાથે વર્તવાનાં ઉચિત આચરણો કહ્યાં છે.

## ૫ સ્વજનો સાથે કેમ વર્ત્તવું ?

પિતામાતાના તથા સ્ત્રીના વડીલોના પક્ષના સ્નેહી સંબંધી માણસોને સ્વજન કહે છે. આ સ્વજનોના ઘરનાં મોટાં કામોમાં હમેશાં આગળ પડતો ભાગ લેવો. સ્વજન કોઇ દુઃખમાં આવી પડે તો તેને દુઃખે દુઃખી થવું. જેમ કે સ્વજન ધનહીન થાય તો પોતે શોકાતુર થવું અને તેને બનતી સહાયતા કરીને તે વિપત્તિમાંથી તેનો ઉદ્ધાર કરવો, તેમ જ કોઇ પણ સ્થળે સ્વજનોની નિંદા ન કરવી. સ્વજનોના દુશ્મનો સાથે મિત્રચારી ન કરવી. સ્વજન સાથે પ્રીતિ જાળવવી હોય તો હાસ્ય તથા કલહ વચનોવડે લડાઇ–કજીઓ કરવાં નહિ. સ્વજન ઘરમાં ન હોય તો તેના ઘરમાં એકલા જવું નહિ. દેવ, ગુરુ અને ધર્મના કાર્યોમાં સ્વજનોને હમેશાં સામેલ રાખવા. જે સ્વજનની સ્ત્રીનો પુરુષ પરદેશ ગયો હોય તે સ્વજનના ઘરમાં એકલા ન જવું. બનતાં સુધી સ્વજનો સાથે લેવડદેવડનો વ્યાપાર કરવો નહિ, કેમ કે ધનાદિની આપ–લે કરવાથી કોઇ વખત કંકાસ ઉત્પન્ન થવાનો સંભવ છે. વ્યવહારિક કામોમાં સ્વજનની સાથે સલાહસંપથી વર્ત્તવું. તથા જિનમંદિરાદિનાં કામો વિશેષે કરીને

સ્વજનો સાથે મળીને કરવાં, કેમ કે આવાં કામો ઘણુા સ્વજનો સાથે મળીને કરે તેમાં બળ અને શોભા રહેલાં છે. એ રીતે સ્વજનો સાથે વર્તવાનાં ઉચિત આચરણો બતાવ્યાં છે.

૬ ગુરુ સાથે કેમ વર્ત્તવું તે વિષે.

ધર્માચાર્ય વગેરે પોતાના ગુરુજનો સાથે અંતરમાં પ્રીતિભાવ રાખીને વર્ત્તવું, તથા મનમાં તેઓના ઉત્તમ ગુણોનું નિરંતર સ્મરણ કરવું. કોઇ દિવસ પણ તેમના ઉપર મનમાં રોષ આણવો નહિ અને કદાચ કોઈ વખતે તેમને અપ્રીતિવાળું કાર્ય થઈ જાય તો તેની પાસે નમ્રતાપૂર્વક ક્ષમા માગીને તેઓ પ્રસન્ન રહે તેમ કરવું. ગુરુએ આજ્ઞા કરતાં જ હર્ષ સહિત તે આજ્ઞા અમલમાં લાવવી. ગુરુને જોઈતી ચીજ લાવી આપવામાં સદા તત્પર રહેવું. પોતાના ગુરુજનોનો પોતાના ઉપર અથાગ ઉપકાર છે, એમ માનીને મનથી, વચનથી તથા કાયાથી જેમ બને તેમ શુદ્ધ સેવા કરવામાં કસર કરવી નહિ.

ગુરુની હિતશિક્ષા તથા ધર્મોપદેશ વિગેરે એક ચિત્તે કંઇ પણ શંકા રાખ્યા વગર સાંભળવાં. ગુરુજનનાં વખાણ જાહેર રીતે જ્યાં જ્યાં અવસર મળે ત્યાં ત્યાં પોતાને મુખે કરવાં; કેમ કે તેમ કરવાથી પોતાને તથા બીજાં માણસોને પણ પરિણામે બહુ લાભ થાય છે. ગુણી પુરુષોની સ્તુતિ કરનારાને એવા ગુણની પ્રાપ્તિ થાય છે. વળી લોકમાં પોતે નિંદાખોર નથી, પણ કરેલા ગુણને જાણે છે એવી કીર્ત્તિ પ્રસરે છે. ઉત્તમ ગુરુની પ્રશંસાથી સત્સંગની ઈચ્છા કરનારા જ્ઞાનાભ્યાસીઓ તેવા ઉત્તમ પુરુષોના સહવાસમાં રહી જ્ઞાન મેળવવા તત્પર થાય છે.

પોતાના કાર્યથી પોતાના ગુરુની પણ હલકાઈ દેખાય, એવું આચરણ કદી પણ આચરવું નહિ. ગુરુ આદિ વડિલોનાં દૂષણ ખોળવાની કે તેઓનાં છિદ્ર જોવાની બૂરી ટેવ કદી પાડવી નહિ, એટલું જ નહિ પણ બીજો કોઈ પણ માણસ ગુરુ આદિ ઉત્તમ પુરુષોની નિંદા કરતો હોય, ખોડખાપણ સંબંધી વાતો કરતો હોય તો તેને યોગ્ય શિક્ષાવચન કહી ફરીથી તેમ ન કરે તેવી રીતે પોતાની શક્તિ મુજબ શાંતપણે સમજાવવો.

ટૂંકામાં ગુરુનો વિનય બહુ યત્નપૂર્વક પ્રફુલ્લિત ચિત્તે કરવો. એટલે તેમને માટે આસન, શયન, વસ્ત્ર, આહારાદિક લાવી આપી, તેમનું અત્યંત આદર–સન્માન કરી સંતોષવા. ગુરુનો વિનય તથા બહુમાન કરવાથી ગૌતમ ગણધરાદિ મહા-પુરુષોને બહુ લાભ થયો છે, એવું શાસ્ત્રથી પ્રગટ જણાય છે. વળી દ્રોણાચાર્ય ગુરુને ઓળખ્યા વગર માત્ર તેમના ગુણના બહુમાનથી તેમની મૂર્ત્તિ સ્થાપીને સાક્ષાત્ દ્રોણાચાર્ય ગુરુ હોય તેવી રીતે નિરંતર સેવા, ભક્તિ કરતા જંગલના એક સાધારણ ભીલપુત્ર એકલવ્ય બાણકળામાં અતિ નિપુણ થઈ બાણાવળી અર્જુનની સાથે હરિફાઈ કરવાને શક્તિવાન થયો હતો. ગુરુના વિનયનું એવું ઉત્તમ ફળ છે. એ પ્રમાણે ગુરુ સાથે વર્ત્તવાનાં ઉચિત આચરણો કહ્યાં છે.

### ૭ બીજા ધર્મવાળા સાથે કેમ વર્ત્તવું તે વિષે.

બીજા મતવાળો કોઈ ભિક્ષાને માટે ઘરે આવે તો તેને માટે યથાઘટિત આદર–સત્કાર કરવો, પણ કોઈ રીતે આપણા ધર્મની નિંદા થાય ;તેમ ન કરવું. તેવી જ રીતે રાજાનું માન સાચવવા માટે વિશેષ સંભાળ રાખવી. તેમ જ પોતાની શક્તિ

પ્રમાણે યાચકાદિને દાન આપવું. મનમાં તેવા સાધુઓ પ્રત્યે ભક્તિભાવ ન હોય તો પણ ઘેર માગવાને આવે તો દાન દેવું, કેમ કે દાન દેવું તે ગૃહસ્થનો ધર્મ છે. કદાચ કોઈ મહાન્ પુરુષ ઘેર આવે તો સામા ઊભા થઈને તેને આસન આપવું તથા દાન દેવું. કોઈને પણ દુઃખી દેખીને તેના પર દયા આણીને તેને સહાયતા કરવી. દુઃખી જીવોની દયા કરવી એટલે દુઃખી, અનાથ, આંધળા, બહેરા, રોગી વગેરેની દીનતાનું યથાશક્તિ નિવારણ કરવું. જિનશાસનની નીતિ અને તેનો વિવેક બરાબર સમજવો ને આદરવો; કેમ કે તે વર્તવાથી શાસનની શોભા વધે છે.

## ૮ જુદા જુદા અવસરે કેમ વર્ત્તવું તે વિષે.

અવસરે ઉચિત બોલવું તે બહુ ગુણકારી છે. ઉધરસ, છીંક, ઓડકાર, બગાસું ખાવું તથા હસવું વગેરે ગુપ્ત રીતે અથવા છાની રીતે કરવાં. સભાની વચમાં બેસીને આંગળીઓના નખમાંથી મેલ ન કાઢવો. નિંદા કે વિકથા ન કરવી. હોઠ ફરકાવીને જ માત્ર હસવું, પરંતુ મુખ ખોલીને ખડખડાટ હસવું નહિ. પોતાનું શરીર વગાડવું નહિ. તણખલું તોડવું નહિ. નખોથી દાંત ઘસવા નહિ. દાંતોથી નખ કાપવા નહિ. અભિમાન કરવું નહિ. ભાટ વગેરેના મુખની પ્રશંસા સાંભળીને ફૂલાઈ જવું નહિ. જો નીચ માણસ આપણને હલકું વચન કહે તો પણ તેને સામું હલકું વચન કહેવું નહિ. જે વાતનો નિશ્ચય ન હોય, તે વાત પ્રગટ કરવી નહિ. કોઈનું ભૂરું બોલવું નહિ, તથા માતા, પિતા, ભાઈ, તપસ્વી, વૃદ્ધ, બાળ, ગોત્રી, ગરીબ, રોગી, આચાર્ય, પ્રાહુણા, અભ્યાગત, બહેન, બનેવી, મિત્ર, સ્ત્રી, વૈદ, પુત્ર વગેરે સર્વેની સાથે વચન વગેરેથી કલેશ કરવો નહિ.

ઘણા સાથે વેર કરવું નહિ. જે કામમાં રસ ન હોય તે કામ કરવું નહિ. કદાપિ કરવું પડે તો ઘણાએ સાથે મળીને કરવું. ધર્મ, પુન્ય, દયા, દાન વગેરે શુભ કામોમાં બુદ્ધિમાને સર્વમાં આગળ વધવું-અગ્રેસર બનવું. સુપાત્ર સાધુને દાન આપી ગર્વ કે ઈર્ષ્યા કરવાં નહિ. દરિદ્રી, પીડિત, સાધર્મિક, તથા જ્ઞાતિમાં બુદ્ધિવાળા હોય, ગુણમાંમોટા હોય, વયમાં મોટા હોય, સંતાન વગરનાં હોય તે સર્વનું યથાયોગ્ય પાલન કરવું.

આપણા કુળમાં જે કામ કરાતું ન હોય તે કદી કરવું નહિ. ભોજન વગેરે પોતાની શક્તિ ઉપરાંત કરવાની હિંમત કરવી નહિ. વિવેકી માણસે તેલમાં, પાણીમાં, શસ્ત્રમાં, મૂત્રમાં, રુધિરમાં પોતાનું મુખ ન જોવું, કેમ કે તેથી આયુષ્યની હાનિ થાય છે. સુજ્ઞોએ પોતાનું બોલેલું વચન પાળવું

**૯ ભોજન તથા દાન કરવાની રીત.**

સુપાત્રદાન મહાફળદાયક છે, માટે ભોજન વખતે સાધુઓને વહોરાવવા માટે ભક્તિ સહિત નિમંત્રણ કરવું. આપણે હાથે પાત્ર લઈને ગુરુના પાત્રમાં દાન દેવું. પછી વંદન કરવું. આપણા ઘરના દરવાજા સુધી વળાવવા જવું. જેને ઘેર સાધુ આવ્યા ન હોય તે મેઘની પેઠે રાહ જોતાં સાધુને આવતા જુએ તો મનમાં એમ સમજે કે મારો જન્મ સફળ થયો. સંતપુરુષની પોતે દાન દઈને ભક્તિ કરી ન હોય ત્યાંસુધી ઉત્તમ પુરુષ ભોજન કરતા નથી. રસ્તાના થાકેલાને, રોગીને, અભ્યાસ કરનાર વિદ્યાર્થીને, લોચ કરેલા મુનિને તેમજ પારણાને દિવસે દાન દેવાય તો બહુ ફળ થાય છે. અભયદાન તથા સુપાત્રદાન મોક્ષફળ આપે છે, અનુકંપાદાન સદ્ગતિ આપે છે, તથા

ઉચિતદાન અને કીર્તિદાન આ સંસારનાં સુખભોગ આપે છે. વળી વિશેષે કરીને ભોજનને અવસરે યથાશક્તિ સ્વામીભાઇને તેડી લાવીને પોતાની સાથે બેસાડી ભોજન કરાવવું, કેમ કે તે પણ પાત્ર છે. તેમાં પણ જ્ઞાનાભ્યાસ કરનારા અને કરાવનારા સુજ્ઞ સાધર્મીભાઇઓને ભોજન કરાવવું તેથી વિશેષ ઉત્તમ ફળની પ્રાપ્તિ થાય છે.

### ૧૦ ભોજન કરવાની રીત.

પ્રભાતના પહોરમાં, સંધ્યા વખતે અને રાત્રિએ ભોજન ન કરવું. તેમજ સડી ગયેલું, વાશી અન્ન કે ચલિત રસવાળી ચીજો ન ખાવી. જમણા પગ પર હાથ રાખીને કે હાથ ઉપર હાથ રાખીને, ખુલ્લા આકાશમાં કે તડકામાં બેસીને, અંધારામાં કે વૃક્ષતળે બેસીને, અને ટચલી આંગળી ઊંચી રાખીને કદાપિ ન ખાવું. નગ્ન શરીરે કે હાથ, પગ, મુખ વગેરે ધોયા વગર, મેલે વસ્ત્રે કે ડાબે હાથે ખાવું નહિ. ભીને વસ્ત્રે કે મસ્તક લપેટીને કે અપવિત્રપણામાં કે વ્યગ્ર ચિત્તે કે તદ્દન જમીન ઉપર બેસીને કે ખાટલા વગેરે ઉપર બેસીને કે ઇશાનાદિક ખૂણા તરફ મુખ રાખીને કે ચંડાલ વગેરેના દેખતાં, ફૂટેલા પાત્રમાં કે મેલાં પાત્રમાં ખાવું નહિ. તેમજ રજસ્વલા સ્ત્રીએ અડેલી વસ્તુ, ગાયે કે શ્વાને સુંઘેલી વસ્તુ તથા અજાણી વસ્તુ અને અભક્ષ્ય વસ્તુ કદાપિ ખાવી નહિ. તેમ જ ખાતાં ખાતાં બચબચાટ શબ્દ કરવો નહિ. પણ દેવનું અને ગુરુનું સ્મરણ કરીને તથા સરખા આસન ઉપર બેસીને, ઘરનાં સર્વ સ્વજનોને નોતરીને, સંભારીને, ઘરનાં ઢોર, ઢાંખર, પશુ, પંખી વગેરે સર્વની ભોજનાદિકની ખબર અંતર પૂછીને અને પોતાના નિયમને સંભારીને શરીરને માફક આવે એવું નિયમસર પથ્ય

ભોજન કરવું. ભોજન કરતાં કદી પણ ક્લેશ કરવો નહિ. એ વગેરે ભોજન વિધિ વિવેકથી સાચવવી*

[ આ. પ્ર. પુ. ૨૨, પૃ. ૨૪૨ ]

---

## માનવજીવન સફળ કેમ થાય ?

જેમ સૂર્ય વિનાનો દિવસ, ચંદ્ર વિનાની રાત્રિ અને દીપક વિનાનું મંદિર તેમ હેતુ વિનાનું મનુષ્યજીવનં નિરર્થક સમજવું.

જેમ માણસો વરસાદવાળા દિવસમાં અંધારી રાત્રિમાં કે અંધકારમય મંદિરમાં અથડાતા હોય છે તેમ હેતુ–નિશ્ચય કર્યા વિનાના માણસો ભટકતા જણાય છે.

જેમ વાદળાં રહિત સૂર્યવાળો દિવસ, ચંદ્ર સહિત રાત્રિ અને દીપક સહિત મંદિર તેમ મનુષ્યજીવન હેતુ સહિત હોવું જોઇએ.

---

*"જેનો વ્યવહાર શુદ્ધ તેનો ધર્મ શુદ્ધ" એ હકીકત સત્ય હોવાથી જૈન તો શું પરંતુ કોઇપણ મનુષ્યે પોતાના વ્યવહારમાં કુટુંબ વગેરે સાથે કેમ વર્તવું તે જાણવાની આવશ્યકતા છે, જેથી આ લેખમાં સામાન્ય અને સરલ રીતે તે બતાવવામાં આવ્યું છે. આ પ્રમાણે વ્યવહારમાં વર્તન કરનાર મનુષ્ય જૈન નામ ધારણ કરવાનો અધિકારી છે. તેથી જ આવો સાદો વિષય પણ અતિ મહત્ત્વનો હોઇ અમારા વાચકવર્ગ સમક્ષ રજૂ કરીએ છીએ. આ અને તેવા કેટલા વિષયો સ૦ સ૦ મુનિ મહારાજશ્રી કર્પૂરવિજયજી મહારાજે જૈનસમુદાયના ઉપકાર માટે શેઠ અમરચંદ તલકચંદ સીરીઝમાંથી અનેક વિષયોનો સાર લઇ શ્રી આત્માનંદપ્રકાશમાં અને જૈન ધર્મ પ્રકાશમાં પ્રગટ કરાવ્યા છે તેમાંથી કેટલાક અહીં આપવામાં આવ્યાં છે.—**પ્રકાશક**

બેલ વિનાનું ગાડું, ઘોડા વિનાની ગાડી, તેલ વિનાની મોટરકાર કે વરાળ વિનાની આગગાડી જેમ ચાલે કે દોડે નહિ પણ ઘસડાય, તેમ જીવનનો મુખ્ય હેતુ હાથ આવ્યા વગર મનુષ્યજીવન ચાલતું કે દોડતું નથી, પણ ઘસડાતું અનુભવાય છે.

આ ઘસડાતાં જીવનો કોનાં છે ? એ સહેજે જણાઈ આવે છે. તેઓને ખાવું પડે માટે ઉદ્યોગ કરે છે. જાણે કે જીવન ખાવા માટે જ હોય ?

રાત્રે સૂવાનું મળે માટે દિવસે વૈતરું કરી ખાવા જેટલા દિવસે જ પૈસા પેદા કરી લે છે જેથી ખાવા–પીવા ઉપરાંત સૂવાનું પણ મળે.

ટાઢ અને તડકાના ભયથી બચવાને માટે જરા સરખું લુગડું પણ કમાઇ લેવા મજૂરી કરી લે છે, કે જેથી તડકા અને ટાઢના ભયથી બચાય.

છોકરાં–છૈયાંનું પોષણ કરવું પડે માટે મહેનત કરે છે કે જેથી પોતે કે પોતાનાં છોકરાં ભૂખે ન મરે.

આ ચાર બાબતો એટલે આહાર, નિદ્રા, ભય અને પશુવૃત્તિ ( મૈથુન ) માટે જ પોતાના મનુષ્યજીવનને ઘસડતા આજકાલ થોડા માનવો નથી જણાતા; પરંતુ જે મનુષ્ય હોઇને જીવન શું છે ? તેનું મનન કરે છે, યા સદ્દગુરુ કે સતૃશાસ્ત્રવડે સમજી નક્કી કરે છે તે મનુષ્યજીવનનો મુખ્ય હેતુ પુરુષાર્થ સાધવા તે છે એમ સમજે છે. તેઓનું જીવન પુરુષાર્થને માટે હોય છે. તેઓનો પુરુષાર્થ જીવનને માટે નથી હોતો. તેઓનું જીવનરૂપી જળ પુરુષાર્થરૂપી પ્રણાલિકામાં વહન કર્યા જ કરે છે.

[ આ. પ્ર. પુ. ૨૨. પૃ. ૮૫. ]

# પુરુષાર્થ.

**ધર્મ**—જેને માનવજીવનનો મુખ્ય હેતુ **ધર્મ** એમ સમજાયું છે તેમાં કોઈ એવું બળ સ્ફુરે છે કે તેઓને ખાવું, પીવું, પહેરવું, ઓઢવું તે પણ ધર્મને માટે હોય છે. એટલે ધર્મને પ્રથમ પુરુષાર્થ જેણે જાણ્યો છે તેનું મનુષ્યજીવનરૂપી ગાડું આ સંસારમાં જેમ તેમ અસ્તવ્યસ્ત ઘસડાતું નથી, પણ પ્રયત્નશીલ સારા બળદોવડે નિયમસર ચાલતું દેખાય છે. જેણે પોતાનું જીવન આમ ધર્મને અર્પણ કર્યું છે તે માણસો પાસેથી દુઃખો, પવનથી જેમ વાદળાં વેરાઇ જાય તેમ નાશી જાય છે, અને સુખો લોઢું જેમ લોહચુંબકથી ખેંચાઇ આવે તેમ ખેંચાઇ આવતાં માલૂમ પડે છે.

**ધર્મ, અર્થ**—જે મનુષ્યો જીવનનો પ્રથમ હેતુ ધર્મ છે, એવું સમજી પછી ધર્મપૂર્વક અર્થપ્રાપ્તિ કરવી એવું સમજ્યા છે તે મનુષ્યની જીવનરૂપી ગાડી એવી તો સરસ દોડતી જણાય છે કે જાણે ઉદ્યોગરૂપી આરબી ઘોડાથી તે જોડેલી ન હોય !

**ધર્મ, અર્થ, કામ**—જે મનુષ્યો જીવનનો હેતુ ધર્મપૂર્વક અર્થની અને અર્થને યોગ્ય કામની પણ પ્રાપ્તિ કરતા જણાય છે, તેઓની મોટરકાર સદુદ્યમરૂપી વિજળીથી દોડતી ફ્લાઇંગકાર હોય તેમ માલૂમ પડે છે.

**મોક્ષ**—જે મનુષ્યો એ જીવનનો પ્રથમ હેતુ ધર્મ, પછી ધર્મપૂર્વક અર્થ મેળવી એવી તો કામપ્રાપ્તિ કરે છે કે જેથી પુણ્યાનુબંધી પુણ્ય બંધાય. હવે મોક્ષ અર્થાત્ સર્વત્યાગરૂપી પુરુષાર્થ હાથમાં આવતાં, અનંત જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપી

લક્ષ્મી પ્રાપ્ત કરવા એવું તો પરાક્રમ સ્ફુરે છે કે તેમનું રેલ્વે ટ્રેન જેવું જીવન, ઉત્સાહ-બલરૂપી વરાળથી, ઘણી ત્વરાથી દોડતું હોય એમ માલૂમ પડે છે.

**સાર**—પુરુષાર્થ નક્કી થયા વિના મનુષ્યજીવન પણ **ઘસડાય છે.** પુરુષાર્થ એ જીવનનો હેતુ છે, એમ જાણી નક્કી થવાથી જીવન સરલ, સુલભ થવાને અંગે આત્મામાંથી કોઇ અપૂર્વ અને અલૌકિક બલ-વીર્યનાં અખૂટ ઝરણાં **નીકળ્યા જ** કરે છે, અને આવા પુરુષાર્થીને નાનાવિધ સંસારના સુખો આપી સ્વર્ગીય સુખો અનુભવાવી છેવટે મોક્ષના મહાઆનંદ તરફ લઇ જાય છે, માટે માનવ-જીવનનો હેતુ સમજી જીવન તે હેતુને સમર્પણ કરી દેવું કે જેથી જેમ નદીના પ્રવાહમાં હોડી ત્વરાથી તરે, તેમ બાલ્યાવસ્થાના નદીરૂપી ધર્મમાં, યુવાવસ્થાના નદરૂપ અર્થમાં, પુખ્તાવસ્થાનાં સમુદ્રરૂપ કામમાં ને વૃદ્ધાવસ્થાનાં મહાસાગરરૂપ મોક્ષમાં, માનવનૌકા તરી લોકને અંતે રહેલ સિદ્ધિગતિ-બંદરે પહોંચે છે.

[ આ. પ્ર. પુ. ૨૨, પૃ. ૮૬. ]

---

## કોઇ પણ કાર્યસિદ્ધિ માટે પાંચ કારણો.

કાળ, કર્મ, સ્વભાવ ને, ભાવીભાવ એ ચારો રે;
દેખી પુરુષાકારને, સાચા પણ થયા ઝાંખા રે.

**ચંદ્રપ્રભુ સુખચંદ્રમા૦**

આ જગતમાં કોઇ પણ કાર્ય આ પાંચ કારણ એકત્ર મળ્યા વિના થતું નથી. કેટલાક માણસો પાંચ કારણથી કાર્ય થાય છે એમ માનતા નથી, માત્ર એક જ કારણથી માને

છે, વળી કોઇ બે કારણથી માને છે; છતાં તેઓના કાર્યની સિદ્ધિ તો પાંચે કારણ મળે છે ત્યારે જ થાય છે. અર્થાત્ કાર્ય-સિદ્ધિમાં તો એક કારણ મુખ્યપણે અને બીજા ચાર કારણ ગૌણપણે હોય છે. આટલા માટે **શ્રી વીર** પરમાત્માના સર્વદર્શી દર્શનમાં પાંચ કારણ માનેલાં છે.

એ પાંચ કારણોના નામ આ પ્રમાણે છે: કાળ, સ્વભાવ, નિયતિ, પુરુષકાર અને પૂર્વકર્મ.

**કાળ**—વખત.-જે વખતે જે કાર્ય થવા યોગ્ય હોય તે કાર્ય તે વખતે જ થાય.

**સ્વભાવ**—ખાસીયત-ધર્મ, જે વસ્તુમાં જે ધર્મ, ગુણ કે ખાસીયત હોય તેને અનુસરતું જ કાર્ય થાય.

**નિયત**—આને નિયતિ પણ કહે છે. એનો અર્થ જે કાર્ય જ્ઞાનીની દૃષ્ટિએ બનવાનું હોય તેજ બને.

**પુરુષકાર**—ઉદ્યમ, વીર્ય, બળ, પરાક્રમવડે જે કાર્ય કરવામાં આવે તે.

**પૂર્વકર્મ**—પૂર્વકૃત કર્મ. પૂર્વે જેવાં કર્મ કર્યાં હોય તેના ઉદયને અનુસરતું કાર્ય થાય.

આ પાંચ કારણો કેટલીક બાબત પર લાગુ પાડવાથી વર્તનને પણ ઉપયોગી થઇ પડશે. તે કારણ કેમ લાગુ પડે છે તે હવે બતાવીએ છીએ.

## મોક્ષપ્રાપ્તિમાં પાંચે કારણની આવશ્યકતા.

આગળ કહ્યું તેમ પાંચ કારણ **કાળ, સ્વભાવ, નિયતિ, પુરુષકાર** અને **પૂર્વકર્મ** છે.

આ પાંચમા આરામાં મોક્ષપ્રાપ્તિ થાય કે નહિ તે સંબંધી વિચાર કરીએ.

**૧. કાળ**—આ પંચમ કાળ એવો છે કે તેમાં જીવને મુક્તિ ન થાય, એમ શ્રી વીતરાગ ભગવાને સૂત્રોમાં કહ્યું છે. આ પંચમકાળમાં જન્મેલા મનુષ્યોને મોક્ષપ્રાપ્તિ થતી નથી તેથી તેને શાસ્ત્રમાં દુઃષમ કાળ કહ્યો છે. એ કાળ મોક્ષે જવાને જે કાળ અનુકૂળ હોય તેવો નથી.

જેમ આંબા પાકવાને વસંત ઋતુ અવશ્ય જોઇએ તેમ મોક્ષ પામવાને ત્રીજો, ચોથો આરો અવશ્ય જોઇએ. ઉત્સર્પિણીમાં પહેલો, બીજો અને અવસર્પિણી કાળમાં પાંચમો અને છઠ્ઠો આરો મોક્ષપ્રાપ્તિ માટે પ્રતિકૂળ છે. બન્નેનો ત્રીજો ને ચોથો આરો અનુકૂળ છે.

**૨. સ્વભાવ**—હવે ધારો કે કાળ કદાચ અનુકૂળ હોય એટલે ત્રીજો, ચોથો આરો હોય છતાં પણ જે જીવ મોક્ષ પામવાના સ્વભાવવાળા છે તે જ જીવ મોક્ષે જાય, બીજા જીવો ન જાય. જેમ મગમાં સારા અને કોયડુ બંને હોય છે. સારા મગની સાથે કોયડુ પણ ચૂલે પકવવાને મૂકયા હોય તો સારા મગ ચડશે પરંતુ કોયડુ ચડશે જ નહિ; કારણ કે કોયડુમાં ચડવાનો સ્વભાવ નથી. કોયડુ મગ જેવા જીવોને અભવ્ય જીવો કહે છે, માટે કદાચ ત્રીજા, ચોથા આરા જેવો અનુકૂળ કાળ હોય તો, પણ તેમાં મોક્ષ જવાને યોગ્ય એવા ભવ્ય જીવો જ મોક્ષે જાય, મોક્ષે જવાને અયોગ્ય એવા અભવ્ય જીવો મોક્ષે ન જાય; કારણ કે અભવ્ય જીવોમાં તેવો સ્વભાવ જ નથી.

૩. નિયતિ—નિયતિ અથવા નિયત એ કારણનો અર્થ ભવિતવ્યતા અથવા ભાવીભાવ છે. અર્થાત્ કેવળીએ જે ભાવ બનવાના જોયા હોય તે જ બને છે. મનુષ્ય સમુદ્રમાં ફરે, અટવીમાં જાય, અનેક પ્રયાસ કરે પણ ભાવી હોય તે થાય. આંબે સંખ્યાબંધ મહોર આવે પણ તેમાંથી કેટલાક ખરી જાય, કેટલાકની ખાખટી થાય, કેટલીક કેરી પાકે ને કેટલીક સાખ થાય. એમાં ભવિતવ્યતા જ કારણરૂપે સમજવી. નિયતિના વશથી અણચિંતવ્યું આવી મળે અને સો વર્ષનું ચિંતવેલું નિષ્ફળ જાય. બ્રહ્મદત્તચક્રી જેના બે હજાર દેવો અંગરક્ષક હતા તેની આંખ એક ગોવાળે ફોડી નાખી તેમાં ભવિતવ્યતા જ કારણભૂત સમજવી. એક કાકોકૈઓ પક્ષી ઝાડ પર બેઠો હતો તેને મારવા ઉપર બાજ પક્ષી ફરતું હતું, નીચે પારધી બાણ ચડાવીને બેઠો હતો, તેવામાં પારધીને સાપ કરડ્યો એટલે તે મરી ગયો અને તેનું બાણ છૂટી ગયું તે બાજને વાગ્યું તેથી તે મરી ગયો ને કાકોકૈઓ બચી ગયો એમાં ભવિતવ્યતા કારણભૂત સમજવી. સંગ્રામમાં શસ્ત્રોએ હણેલા બચી જાય છે, વગડામાં શ્વાપદોથી બચી જાય છે અને ઘરમાં બેઠા મનુષ્ય મરી જાય છે તેમાં ભવિતવ્યતા જ બળવાન સમજવી. એક વાત અહીં ખ્યાલમાં રાખવી કે આમાં ભવિતવ્યતાની મુખ્યતા છે. બાકી બીજા કારણો ગૌણપણે તો છે જ. એક કારણથી કોઈ પણ કાર્ય થતું નથી.

૪. પુરુષકાર—એટલે ઉદ્યમ. હવે જીવને ત્રીજા, ચોથા આરા જેવો મોક્ષ જવાને યોગ્ય કાળ મળે, વળી તે જીવનો ભવ્ય સ્વભાવ હોય, છતાં જો ઉદ્યમ ન કરે તો મોક્ષ ન મળે. જેમકે શ્રેણિક રાજા ચોથા આરામાં હતા માટે મોક્ષ

પામવાને કાળ તો યોગ્ય હતો, વળી શ્રેણિક રાજા ભવ્ય જીવ હતા એટલે મોક્ષ પામવાને યોગ્ય સ્વભાવવાળા હતા, છતાં મોક્ષ પામવાને જે ઉદ્યમ કરવો જોઇએ તે ન કર્યો—દેશવિરતિ અથવા સર્વવિરતિ અંગીકાર કરી ન શકયા તેથી મોક્ષે ન ગયા. તે પ્રમાણે કૃષ્ણ મહારાજ પણ સમકિતી હતા, મોક્ષ પામવાને યોગ્ય ચોથો આરો હતો, મોક્ષે જવાના સ્વભાવવાળો તેમનો ભવ્ય જીવ હતો, પરંતુ મોક્ષ પામવાને ઉદ્યમ કર્યો નહિ; તેથી મોક્ષે ન ગયા તેથી ઉદ્યમ અથવા પુરુષકારની પણ તેટલી જ અગત્ય છે.

**૫. પૂર્વકર્મ**—એટલે પૂર્વે જેવાં કર્મો કર્યાં હોય તેવાં ફળ મળે. પૂર્વકૃત્ એટલે પૂર્વે કરેલાં કર્મ એ પાંચમું કારણ છે. જુઓ સ્થૂલભદ્ર ભવિ જીવ હતા અને ઉદ્યમ કરવામાં પણ ખામી ન હતી. પોતાની પ્રીતિપાત્ર વેશ્યાને ત્યાં રહી બ્રહ્મચર્ય વિગેરે કઠિણ પંચ મહાવ્રત પાળ્યા હતા; છતાં પૂર્વે કરેલાં કર્મ એટલાં બધાં હતાં કે તે બધા ક્ષય થઇ શકયાં નહિ. ઘણાં ક્ષય થયાં અને થોડાં બાકી રહી ગયાં એટલે કે તેમની કર્મની સ્થિતિ પરિપકવ થઇ નહિ, તેથી મોક્ષપ્રાપ્તિ કરી શકયા નહિ.

આમ પાંચ કારણ કોઈ પણ કાર્યસિદ્ધિમાં અવશ્ય હોય છે. સર્વ દર્શનવાળાં આ પાંચે કારણો વિના કાર્ય કરી શકતા નથી, છતાં પણ એક જૈનદર્શન જ આ પાંચે કારણને ખુલ્લી રીતે માન આપે છે.

[ આ. પ્ર. પુ. ૨૨, પૃ. ૨૬૩. ]



# શુદ્ધ દેવ ગુરુની યોગ્ય ઉપાસના વિધિ.

"અંગ ૧ વસન ૨ મન ૩ ભૂમિકા ૪, પૂજોપકરણ ૫ સાર;
ન્યાય દ્રવ્ય ૬ વિધિ શુદ્ધતા ૭, શુદ્ધિ સાત પ્રકાર."

( શરીર–શુદ્ધિ, વસ્ત્ર–શુદ્ધિ, મન–શુદ્ધિ, ભૂમિ–શુદ્ધિ,
પૂજોપકરણ–શુદ્ધિ, દ્રવ્ય–શુદ્ધિ અને વિધિ–શુદ્ધિ. )

( ઉક્ત ) સાતે શુદ્ધિ સમાચરી, કરીએ નિત્ય પ્રણામ.

૧. શરીરની અશુદ્ધિ ટાળી, શુદ્ધ વસ્ત્ર પહેરીને દેવગુરુના દર્શને જવું.

૨. ગૃહ–વ્યાપાર સંકેલી, ચોખ્ખું ચિત્ત રાખી, દેવગુરુની સેવા–ભકિત કરવી.

૩. દેરાસરે અને ઉપાશ્રયે જયણાથી ભૂમિ શુદ્ધ કર્યા બાદ પ્રમાદ રહિત નિત્ય કરણી કરવી.

૪. પૂજા–સેવાના ઉપકરણ એવાં સાફ ને સુંદર રાખવાં કે વાપરતાં આપણને શુભ ભાવોલ્લાસ જાગે.

૫. શુદ્ધ આચાર–વિચાર સેવનાર, ન્યાય–નીતિથી વ્યાપાર–વ્યવસાય કરનારને દેવગુરુની પૂજા–સેવા સફળ થાય છે.

૬. શુદ્ધ નિષ્ઠાથી કરેલી દેવગુરુની સેવા–ભક્તિ કલ્પવેલીની જેમ ફળે છે.

૭. દર્શન, વંદન કરી, પાછા નિસરતાં દેવગુરુને પુંઠ ન દેવી, પડખાના દ્વારેથી કે પાછે પગલે વિવેકસર બહાર નીકળવું.

૮. પુરુષોએ પ્રભુની જમણી બાજુએ અને સ્ત્રીઓએ ડાબી

બાજુએ રહી, મર્યાદાસર દેવગુરુની સેવા-ભક્તિ કરવી. દર્શન, વંદન, પૂજન પણ તે જ રીતે કરવાં.

૯. શાણા સમજવાન વડીલને આગળ કરી, વિનય બહુમાનપૂર્વક વિધિયુક્ત શુદ્ધ દેવગુરુને વંદન-પૂજન કરવું.

૧૦. આપણામાં દેવ-ગુરુ જેવા ઉત્તમ ગુણો પ્રગટે એવા પવિત્ર લક્ષ્યથી તેમની સેવા-ભક્તિ ભાવોલ્લાસપૂર્વક કરવી.

૧૧. મદ, વિષય, કષાય, વિકથા અને આળસ એ પાંચે પ્રમાદ યત્નવડે તજવાથી જ નિજ શ્રેય સાધી શકાય છે.

૧૨. દેવગુરુની સર્વ પ્રકારની આશાતના વર્જવી અને તેમની આજ્ઞાનો યથાશક્તિ આદર કરવો.

૧૩. એકનિષ્ઠાથી શુદ્ધ દેવ-ગુરુની સેવા-ભક્તિ કરનારને કશી વાતની ન્યૂનતા રહેતી નથી.

૧૪. શુદ્ધ દેવ-ગુરુની ભક્તિમાં આત્માર્પણ કરવું. તન્મય થઇ જવું.

૧૫. શુદ્ધ ચિત્ત, વિત્ત અને પાત્રનો દુર્લભ યોગ પામી, તેનો લાભ લઇ લેવા ચૂકવું નહિ.

૧૬. અવસરની કરણી અવસરે કરી લેવા કાળજી રાખવી.

૧૭. જીવ રહિત જગ્યાએ શુદ્ધ પરિમિત જળથી સ્નાનાદિ કરી, શરીર નિર્જળ કરી ( લુહી ), શુદ્ધ વસ્ત્ર પહેરી, મોરપીંછીવતી વાસી પુષ્પાદિ નિર્માલ્ય ઉતારી, જળ, ચંદન, બરાસ વિગેરે શુદ્ધ દ્રવ્યોવડે પ્રતિદિન પ્રેમપૂર્વક પ્રભુપૂજન કરવું.

૧૮. ભાઈઓએ ઉત્તરાસનનો છેડો અને બહેનોએ સુકોમળ રૂમાલ મુખ આગળ રાખી પ્રભુસ્તુતિ કરવી.

૧૯. અષ્ટપટ ( આઠપડો ) મુખકોશ બાંધી મૌનપણે દેવની અંગપૂજા-સેવા આત્મલક્ષથી કરવી.

૨૦. પૂજા કરનારે પોતાના લલાટ, કંઠ, હ્રદય અને નાભી ઉપર લક્ષપૂર્વક ચાર તિલક કરવાં.

૨૧. પ્રભુના જમણે અને ડાબે અંગૂઠે, બન્ને ઢીંચણે, બે કાંડે, બે ખભે, મસ્તકે, લલાટે, કંઠે, હ્રદયે અને નાભિ ઉપર અનુક્રમે તિલક નવ અંગપૂજાના દુહામાં કહ્યા પ્રમાણે શાસ્ત્રોક્ત હેતુના વિચારપૂર્વક કરવાં.

૨૨. પ્રથમ પ્રભુના મસ્તકથી માંડી સર્વાંગે ઉત્તમ બરાસ ચંદનવતી વિલેપન કરવું. ત્યારપછી યથાયોગ્ય ઉત્તમ પુષ્પાદિ-વડે પ્રભુપૂજા કરવી.

૨૩. ફૂલ( પુષ્પ )ની માળા સોયવતી વીંધીને નહીં પણ વિવેકથી ગૂંથી પ્રભુના કંઠે આરોપવી.

૨૪. સુગંધી પ્રફુલ્લિત, પાકાં અને શુદ્ધ ભાજનમાં આણેલાં, અખંડ, થોડાં કે ઘણાં પુષ્પો જયણાયુક્ત ચડાવવાં.

૨૫. પૂજાની સઘળી સામગ્રી યથાશક્તિ મૂર્છા-મમતા ઉતારીને પોતાના ઘરની જ વાપરવી.

૨૬. દીપક પ્રભુની જમણી બાજુએ અને ધૂપ ઉખેવીને ડાબી બાજુએ જયણાથી રાખવો. આંગી પ્રમુખ પ્રસંગે પણ દીપક જયણાથી પ્રગટાવવા લક્ષ રાખવું.

૨૭. પૂર્વ કે ઉત્તર દિશા તરફ સ્વમુખ રાખી, દ્રવ્યપૂજાનો વિધિ સાચવી, પછી શાંતિથી મધુર સ્વરે ચૈત્યવંદનાદિ અર્થ આલંબનના લક્ષ સહિત કરવું.

૨૮. જિનમંદિર અને જિનપ્રતિમાની પ્રતિષ્ઠાદિક પ્રસંગે જૈનવિધિ મુજબ જરૂર લક્ષ રાખવું, જેથી સર્વ રીતે જય થવા પામે.

૨૯. પ્રભુપ્રતિમાને પ્રભુ તુલ્ય લેખવવી અને દેવગુરુભક્તિનો યથાર્થ લાભ લેવો.

૩૦. દ્રવ્યપૂજાદિક ધર્મકરણી, ભાવ પ્રગટાવવામાં શુભ નિમિત્તરૂપ કહી છે તે યાદ રાખવું.

૩૧. શાસ્ત્રાનુસારે યથાશક્તિ કરવામાં આવતી કરણી નિશ્ચે ફળદાયક થાય છે.

૩૨. ઉત્તમ વૈદ્યના કહેવા મુજબ વર્તવાથી જેમ વ્યાધિનો સર્વથા અંત આવે છે તેમ શુદ્ધ દેવ-ગુરુના એકાંત હિત-વચનને અનુસરવાથી સર્વથા સંસારનો અંત કરી મોક્ષગતિ પામી શકાય છે.

૩૩. મનુષ્યજન્માદિ અતિ દુર્લભ સામગ્રી પામીને, જન્મ-મરણના અનંત દુઃખનો સર્વથા અંત આવે એવી ઉત્તમ કરણી શુદ્ધ આત્મલક્ષથી સદા ય કરવી-સહુ આત્માર્થી જનોએ તેમાં સતત ઉદ્યમ કરવો-પ્રમાદ રહિત પુરુષાર્થ સેવવો ઉચિત છે.

[ આ. પ્ર. પુ. ૨૯, પૃ. ૭૧. ]



# શાણા શ્રીમંતોનું હિતકર્ત્તવ્ય.

આપણા જૈન શ્વેતામ્બર સમાજની આટઆટલી અવનતિ–સર્વતોમુખી અવનતિ પ્રત્યક્ષ થઇ રહેલી નજરે જોયા છતાં તેમાંનાં ઘણાખરા શ્રીમંતો હજુ સુધી ખરી દિલસોજી દર્શાવવા યોગ્ય પ્રયત્ન કરતા નથી ને ગતાનુગતિકપણે લગભગ ચાલ્યા કરે છે. આ દેશમાં તેમ જ અન્ય દેશોમાં અન્ય દિલસોજ શ્રીમંતો પોતાનો દ્રવ્યપ્રવાહ કેળવણીના વિશાળ પ્રદેશમાં છૂટથી વહેવા દે છે પણ આપણા જૈન શ્વેતામ્બરસમાજના શ્રીમંતો સમયને બરાબર ઓળખી પોતાનો દ્રવ્યપ્રવાહ જરૂરી દિશામાં વિવેકથી વાળે એ અતિ જરૂરનું છે; છતાં તેઓ તેની કેમ ઉપેક્ષા કરે છે ? તે સમજી શકાતું નથી.

જૈન શ્રીમંતો પ્રતિવર્ષ લાખો રૂપીઆ ખર્ચે છે ખરા, પરંતુ આપણા સમાજમાં ખરી કેળવણીનો પ્રચાર કરવા તેઓ બહુ જ થોડો ફાળો આપે છે. જેટલું દ્રવ્ય લોક–દેખાદેખી, વાહવાહ માટે કે સ્વેચ્છા મુજબ ખર્ચાય છે તેમાંથી ખબ સફળતા મળે એવું ઉત્પાદક દ્રવ્ય કેટલું અને અનુત્પાદક દ્રવ્ય કેટલું ખર્ચાય છે તેનો કંઇ હિસાબ છે ? વિવેક અને વિચાર-પૂર્વક, શાસન અને સમાજના હિતાર્થે, તેમાંથી કેટલું દ્રવ્ય ખર્ચાય છે તેનું કંઇ માપ છે ? આ રીતે વિવેકરહિત થઇ રહેલા દ્રવ્યવ્યયથી સમાજના પુનરુદ્ધાર કે ઉન્નતિની આશા શી રીતે રાખી શકાય ? કંઇક શાંત ચિત્તથી વિચારી જોતાં તેમને સમયોચિત સ્વકર્ત્તવ્યની આછી ઝાંખી થઇ શકશે ?

કેટલાંક વર્ષો થયાં કંઇક શાસનપ્રેમી, સેવારસિક જનો હૃદયની ઊંડી લાગણીથી આપણા શ્વેતામ્બર જૈનસમાજની

પડતી સ્થિતિનું દીર્ઘ અવલોકન કરતાં રહી, તેની હૃદયભેદક વ્યવહારિક–નૈતિક–રાજકિય તથા ધાર્મિક અવનતિ નજરે નિહાળી, તેનાં વાસ્તવિક કારણોની તપાસ કરી, તાત્કાલિક તેના ચાંપતા ઇલાજ લેવા માટે પોકારી પોકારી અનેકશઃ લેખો દ્વારા કે પત્રો દ્વારા સ્પષ્ટ જાહેર કરતા આવ્યા છે; પરંતુ જાણે હજી કંઇ સમાજની અવનતિ થવામાં બાકી રહી હોય તે પૂરી થાય ત્યાંસુધી ઘણાખરા શ્વેતામ્બર શ્રીમંતો તેનો અમલ કરવાની ભયંકર ઉપેક્ષા કરતા રહ્યા છે, એ ભારે ખેદ અને શરમની વાત છે.

અન્ય જૈન અને જૈનેતર સમાજોની કેળવણી પ્રમુખ પરત્વે થઇ રહેલ સતત પ્રગતિ જોતાં આપણો સમાજ કેટલો બધો પાછળ પડી ગયો છે તેનો વ્યાજબી ખ્યાલ કોઇક વિરલ સંશોધકને જ આવતો હશે. આવી ભયંકર ઉપેક્ષાનું પરિણામ પણ એવું જ ભયંકર આવવાનું સંભવિત છે. એથી જ હજી પણ કુંભકર્ણની જેવી ઘોર નિદ્રામાંથી કંઇક જાગૃત થઇને આંખો ખોલીને જોવાય અને તેનો યોગ્ય પ્રતિકાર-ઇલાજ કરાય–કરી લેવાય તો વધારે સારું એમ મારું માનવું છે.

જો આપણા સમાજને ટકાવી રાખી જૈનશાસનને શોભાવવા–દીપાવવાની ખરી ઇચ્છા–અભિલાષા જ હોય તો હવે સવેળા ચેતીને મિથ્યા ભ્રમવશ થયેલી અને થતી આપણી સેંકડો ભૂલો સમજી સુધાર્યે જ છૂટકો છે. ઉન્નતિની ખરી દિશાને ઓળખી પૂરતી શ્રદ્ધા ને હિમ્મતથી સાચા માર્ગે સંચરવાથી જ આપણો પુનરુદ્ધાર થવા પામશે. આપણી ભાવી સંતતિને સાચા માર્ગ-દર્શક થવાને આપણે જ સાચો માર્ગ દૃઢતાથી આદરશું ત્યારે ને ત્યારે જ આપણી મુક્તિ છે.

[ આ. પ્ર. પુ. ૨૬, પૃ. ૨૬૯ ]

## ઉપદેશશતક અપરનામ આભાણશતકનો અનુવાદ.

૧. ગુરુચરણકમળને પ્રણમી અને શ્રુતદેવતાને સ્મરી કલ્યાણકારી ઉખાણા હેતુ સહિત કહેવામાં આવશે.

૨. જિનધર્મમાં રક્ત એવો ઉત્તમ કુળવાન પુરુષ સર્વ જનોને પૂજનીય બને છે. 'સોનું ને વળી સુગંધ' હોય તેને કોણ ન આદરે ?

૩. તુષ્ટિ પુષ્ટિકારી ગોળની જેમ શ્રેષ્ઠ જિનધર્મ ચરાચર સર્વ પ્રાણીઓને પ્રીતિકારી થાય છે.

૪ પુષ્કળ દૂધથી ભરેલા દક્ષિણાવર્ત્ત શંખની પેઠે વિધિપૂર્વક આરાધ્યો છતો જૈનધર્મ સુખકારી થાય છે.

૫. જેમ આંબાના ફળની આકાંક્ષા આંબલીના ફળથી પૂરાતી નથી, તેમ જિનધર્મના ફળની આકાંક્ષા અન્ય ધર્મોવડે પૂરી શકાતી નથી.

૬. જ્ઞાન, દર્શન ને ચારિત્રવડે સારી રીતે ભાવિત એવો આત્મા ખીર, ખાંડ ને ઘીના સ્વાદથી અધિક સુખ પામે છે.

૭. ધર્મનિષ્ઠા વગર મંત્ર, તંત્ર, યંત્ર ને ઔષધનું સેવન સઘળું જળને વલોવવા જેવું અસાર છે, એમ સુજ્ઞ જનોએ વિચારવું.

૮. ધર્મોપદેશ સમયે જે લક્ષપૂર્વક સાંભળતો નથી પણ પ્રમાદ કરે છે–ઊંઘે છે, તે સોનાનો નિધાન મળવાને વખતે અંધાપો પામે છે ને તેના લાભથી વંચિત રહે છે.

૯. અમૃત જેવો મીઠો-શીતળ ને સુખદાયક જિનધર્મ તજી, નિર્ભાગી જનો મિથ્યાત્વરૂપી વિષને આદરે છે.

૧૦. જૈનશાસનને પરિહરી, જેણે અન્ય મત આદર્યો છે તેણે પોતાનાં બન્ને નેત્રો બંધ કરી અંધકાર પેદા કર્યો છે.

૧૧. ધર્મોપદેશ તથા દાન દેતાં શ્રમ તથા દ્રવ્યનો વ્યય થાય તો તે કપૂર ચાવતાં દાંત પડવાની જેમ નિંદાપાત્ર ન ગણાય.

૧૨. યથાર્થ ગુણોથી ભરેલા શ્રી જૈનશાસનમાં પણ જે દૂષણ હોવાનું કહેવું તે દૂધમાંથી પૂરા કાઢવા જેવું છે.

૧૩. પ્રમાદી ને અતિઅભિમાનીના ચિત્તમાં ધર્મવાસના ન પ્રગટે. નિર્ભાગીના ઘરમાં પ્રાયે નિધાન ટકી શકતું નથી.

૧૪. મરણના અવસરે ધર્મ કરવાનો મનોરથ, વિશાળ સરોવર ખાલી થયા બાદ તેને પાજ (પાળ) બાંધવા જેવો નિરર્થક જાણવો. પહેલાંથી જ ધર્મકાર્યમાં સાવધાન રહેવું જોઈએ.

૧૫. પુન્યશાળી સાથે પુન્યહીનને સ્પર્ધા કરવી ન પાલવે. શું હાથીઓની પેઠે મનુષ્યો શેલડીના સાંઠા ચાવી શકે ?

૧૬. કાણા કુંભમાં જેમ જળ ટકી ન શકે તેમ પાપ-કર્મવડે મલિન પ્રાણીમાં ધર્મવાસના રહી ન શકે.

૧૭. દરિયામાં જળ પુષ્કળ છતાં પાત્ર પ્રમાણે પ્રાપ્ત થાય તેમ પૃથ્વીમાં રત્નો પુષ્કળ છતાં પુન્ય પ્રમાણે તે પમાય.

૧૮. દેવગુરુ પ્રમુખ સારી સામગ્રી મળ્યા છતાં જે પ્રમાદી બની રહે છે તે પાસે સરોવર જળથી ભરેલું છતાં તરસ્યો રહે છે.

૧૯. તીર્થયાત્રા કરનાર ભાગ્યશાળી મનુષ્ય ભૂતળમાં સંઘપતિ થાય છે તેથી આ વાત સત્ય થઇ છે કે ધર્મસેવનથી જય પમાય છે.

૨૦. દયા સર્વ જનોને અભીષ્ટ છે અને તે વીતરાગ–સર્વજ્ઞોએ, ઉપદેશેલી છે, એ તો ‘ દૂધમાં સાકર ભળી ’ તથા ‘ જોઇતું હતું અને વૈદ્યે કહ્યું ’ એવી ઉક્તિની સમાન ગણવા યોગ્ય છે.

૨૧. જેમ ‘ ગઇ તિથિ બ્રાહ્મણ પણ વાંચતા નથી.’ તેમ પૂર્વે કરેલાં પાપને ધર્મીજનો અનુમોદન આપતા નથી.

૨૨ જેમ પાણીના માર્ગે પાણી શીઘ્ર વહી જાય છે તેમ ધીર–ઉત્તમજનો સ્વભાવે જ ઉત્તમ માર્ગે જાય છે.

૨૩. જેમ ઉપાય કરવાથી પાણીની ગતિ ( ધાર્યા પ્રમાણે ) નીચે ઊંચે થાય છે, તેમ ઉપદેશ દેવાથી પાપસ્વભાવવાળાની ( પાપ પરિહરવાવડે ) સદ્‌ગતિ થઇ શકે છે.

૨૪. જેમ વટેમાર્ગુઓ દૂરથી પણ વૃષ્ટિ થયાની વાતો કરે છે, તેમ જિનોક્ત દયા–દાનાદિક ધર્મને બીજા ધર્મવાળા પણ વખાણે છે–વિસ્તારે છે.

૨૫. સંપૂર્ણ કળાકાર મોરના નૃત્યની જેમ પરંપરાગત ધર્મ વગર સર્વ કરણી શોભતી નથી.

૨૬. ક્રમાગત સુસાધુસમુદાયને તજી, મોહવશ વિકળ બની, સાયરને તજી જેમ દેડકાં ખાબોચીયાંનો આશ્રય લે છે તેમ અજ્ઞજનો અન્ય અસાર સમુદાયનો આશ્રય શોધે છે.

૨૭. પોતાના ગમે તેવા અશુદ્ધ ધર્મને પણ ખોટો કોણ માને છે? પોતાની દુષ્ટ માતાને ડાકણ કોણ કહે વારુ?

૨૮. જેમ કૂતરાની પૂંછડી પ્રયત્નથી દાટી રાખી હોય તો પણ સીધી થતી નથી તેમ ગમે તેટલી રક્ષા ને શિક્ષા પામેલ નીચ જનો સન્માર્ગને આદરતા જ નથી.

૨૯. જ્ઞાન, દર્શન ને ચારિત્રની આશાતના ઘણી વાર કર્યા પછી મિચ્છામિ દુક્કડં દેવો તે સાગરમાં લોટની ચપટી નાંખવા સમાન ગણાય.

૩૦. પરસ્ત્રીમાં લંપટ અને પરદ્રવ્યનો ચોર પ્રાયે વિનાશને પામે છે, કેમકે 'ધર્મે જય ને પાપે ક્ષય'.

૩૧. જે મુખ્ય માર્ગને તજી, સ્વેચ્છાચારી બને છે તે નિંદાપાત્ર થાય છે. પાપી પાપવડે પચાય છે અર્થાત્ પાપનો ઘડો ભરાય એટલે ફૂટે છે.

૩૨. પોતે પાપકર્મ કરનારો અને અન્ય જનોને નિન્દતો મનુષ્ય શી રીતે શુદ્ધ થઇ શકશે? કાગડો પોતે કાળો હોવા ઉપરાંત ગળીના કુંડમાં ન્હાય તો પછી તે શી રીતે ઉજ્જવળ થઇ શકે?

૩૩. પાપકર્મ કરનાર પ્રાણી ગમે ત્યાં ગયો છતો મધ્ય ગ્રંથીવડે કદર્થિત કપાસની પેઠે સર્વત્ર પીડા પામે છે.

૩૪. દૂધવડે ધોવામાં આવે છતાં પણ કાગડો શું હંસપણું પામી શકે? ન પામી શકે. તેમ તપવડે ભલે કાયા કૃશ કરી નાખી હોય છતાં મિથ્યાદષ્ટિ જીવ સારી ગતિ પામી શકતો નથી.

૩૫. પ્રથમ તો બુદ્ધિહીન અને અહંકારથી વ્યાપ્ત હોય તેની દશા અત્યંત ચપળ વાનરને વીંછી કરડ્યા જેવી જાણવી.

૩૬. પૂર્વે હીનજાતિ અને ક્રોધવડે અંધ બનેલા માણસને ઉકરડામાં રહેલા ઊંટ જેવો હલકો જાણવો.

૩૭. જે સ્વશાસ્ત્રપ્રમાણથી સિદ્ધ થયેલા હિંસાધર્મને દયાધર્મ કહે છે, તેનું વચન પોતાની માતાને વાંઝણી કહેવા સરખું વૃથા છે.

૩૮. રાજા પોતે અનીતિ કરે તો પછી પ્રજાની શી ગતિ ? આચાર્ય પોતે અકાર્ય કરે તો પછી શિષ્યની શી ગતિ ?

૩૯. શ્રી જિનેશ્વરદેવનું આરાધન મોક્ષને માટે થાય છે અને વિરાધન સંસારભ્રમણને માટે થાય છે તે જ સત્યોક્તિ કહેવાય છે.

૪૦. અનેક પ્રકારના તપ કર્યા છતાં અજ્ઞાની જીવની સિદ્ધિ થતી નથી, જેમ દહીંને ઘોળતાં અંધને માખણ-પ્રાપ્તિ થતી નથી.

૪૧. જેમ કુપુત્ર અનાયાસે ઘરમાંથી બહાર નાસી જાય, તેમ સદ્‌ભાગ્યના યોગથી ઔષધોપચાર વગર જ વ્યાધિ લય-નાશ પામી જાય છે.

૪૨. સૂર્ય સામી નાંખેલી રજ-ધૂળ પોતાની આંખમાં પડે છે તેમ ગુરુમહારાજની કરેલી અવજ્ઞા પોતાને જ અહિતકર થાય છે.

૪૩. સદ્‌ગુરુનો સંગ તજી કડવું બોલનાર ગુરુનો-કુગુરુનો આદર કરે છે તે બુદ્ધિહીનો ચિંતામણિને તજી કાચના કટકાને ગ્રહે છે.

૪૪. જેથી ધર્મનો નાશ થાય અથવા હીનતા પામે એવું વચન કયો શાણો બોલે? જે સોનાથી કાન તૂટે તેવું સોનાનું આભરણ કોણ પહેરે?

૪૫. જૂના ભયથી વસ્ત્રને ઉતારી નવસ્ત્રા થઇ રહેવાની જેમ લોકની હાંસીના ભયથી શું પોતાનો આચાર મૂકી દેવાય?

૪૬. અન્યોન્ય-માંહોમાંહે વાર્તાલાપથી સમ્યગ્દૃષ્ટિવંતને રહેલી ભ્રમરૂપ શંકા નીકળી જાય છે.

૪૭. મિથ્યાદૃષ્ટિની ક્રિયા-કરણી સમકિતધારી જનોને કર્ત્તવ્યરૂપ ન જ થાય.

૪૮. મૂઢ-મૂર્ખની સંગતિ કરી સમકિતને મલિન કરી દેવું તે પોતાનું પેટ ચોળીને શૂળ પેદા કરી લેવા જેવું જાણવું.

૪૯. ક્ષાયિક સમકિતી અને નિર્મળ વૃત્તિવાળા જીવોના મનમાં પણ કદાપિ સુવર્ણ-સોનામાં શ્યામતાની જેમ-જિન-વચનમાં સંદેહ ન થાય.

૫૦. કદાગ્રહથી સન્માર્ગ તજી ઉન્માર્ગે ચાલનારને બોધ કરવા પ્રયત્ન સેવવો તે માટીના પાકા ઘડાને ફોડ્યા પછી તેને કાંઠો ચઢાવવા જેવો નિષ્ફળ પ્રયત્ન જાણવો.

૫૧. જેમ સમજુ-શાણા લોકોએ બાળવચના રાજપુત્રોને પણ દુભાવવા નહીં તેમ જૈનમુનિઓને-સાધુઓને નિંદવા નહીં, પણ વાંદવા.

૫૨. જેમ ઉતાવળે આંબા ન પાકે તેમ ચારિત્રનું સેવન કરવાથી શીઘ્ર-તત્કાળ મોક્ષ ન જ મળે.

૫૩. સુસાધુઓ અને કુસાધુઓનો સંયોગ યોગ્ય-હિતાવહ નથી. વેશ્યા અને દિગંબરોના સાથની જેમ તે શોભાસ્પદ કેમ થાય?

૫૪. સંયમરહિત સાધુપણાની ક્રિયા કરવી તે ગુહ્ય ભાગ ઢાંકયા વગરના નગ્ન પુરુષને માથે પાઘડી બાંધવા તુલ્ય છે.

૫૫. જેમ થૂંકવડે પુડલા કરવાનું અસંમત-અમાન્ય છે તેમ અંતરના-હૃદયના ભાવ વગર સાધુવેષ ધારણ કરવાનું અસંમત જાણવું.

૫૬. દાળના પુડલા કરવા માંડતાં તેને પ્રથમથી જ તેલ પીવાની સ્પૃહા હોય છે, તેમ દીક્ષા ગ્રહણ કરતાં જ તેનાથી પ્રાપ્ત થનારા વૈભવસુખની સ્પૃહા રહ્યા કરે તે ત્યાજ્ય છે.

૫૭. જેમ ધોળે દહાડે ચંદ્રપ્રકાશ ( ચાંદની ) તથા મુંડિત મસ્તકે મુગટ ન શોભે તેમ ભાવહીન-ભાવ વગરના પુરુષને ધર્મકરણી અને પુન્યહીનને સુખસ્પૃહા ન જ શોભે.

૫૮. વિષયકષાયોવડે જેણે સંયમમાર્ગ ઢીલો કર્યો તેણે જાડા મૂશળવતી મોતીને વીંધવા માંડયું જાણવું.

૫૯. અહીં પ્રગટ મળતું સામાયિકાદિથી સમાનતાનું સુખ તજીને જે પરલોકના પરોક્ષ સુખને ઇચ્છે છે તે કમર ઉપર રહેલા પ્રત્યક્ષ બાળકને તજીને ઉદરમાં રહેલા બાળકની ઇચ્છા કરવા જેવું છે.

૬૦. સાધુપણું આદરીને જેણે પોતે દુરાચાર સેવ્યો તેણે હાથીની પેઠે પોતાના હાથે જ પોતાના માથે ધૂળ નાંખી જાણવી.

૬૧. જયાં કમળ હોય ત્યાં હંસો ખુશીથી વસે છે, તેની રીતે જયાં આત્મહિત થાય ત્યાં સાધુઓ પ્રસન્નતાથી રહે છે.

૬૨. સિંહની પેઠે શીલસન્નાહ–બખ્તર યુક્ત અને તપબળવડે શૂરવીર એવા જ્ઞાની મહામુનિયો મોહાદિક કર્મવૈરીઓનો વિનાશ કરવા માટે સદા પ્રયત્ન કરે છે.

૬૩. જે સાધુએ યથેચ્છા–સ્વેચ્છાપૂર્વક શરીરસત્કાર કરવા માંડ્યો તેણે શિવસુખનો તિરસ્કાર કર્યો અને સૂતેલા સિંહને જગાડ્યો જાણવો. સાધુમુનિઓ જો શરીરસત્કાર કરે તો ભવભ્રમણરૂપ ભયંકર પરિણામ આવે.

૬૪. જ્ઞાન–ધ્યાન અને સંયમ–માર્ગમાં વિશેષ તત્પર રહેનારા સુશિષ્યોને સંયમ–માર્ગમાં પ્રેરણા કરવી તે પોતાની મેળે જ ભારને વહન કરતા એવા સુજાતિવંત વૃષભ–બળદને પ્રેરવા બરાબર છે.

૬૫. અત્યંત ઘરડી ગાયના ગળે ઘંટડી બાંધવી જેમ ન શોભે તેમ વિષભક્ષણ સમા સુવર્ણાદિક દ્રવ્ય ઉપર મૂર્છા ધરવી–મમતા રાખવી તે સાધુસંતને ન જ શોભે.

૬૬. ચારિત્ર સારી રીતે વૈરાગ્યપૂર્વક આદર્યા પછી લોક–લજ્જાથી ડરવું તે નાચવા લાગેલી નટડીને લોકલાજથી પોતાનુ મુખ ઢાંકવા જેવું જાણવું.

૬૭. સાધુઓ જો યથેચ્છ–સ્વેચ્છાપૂર્વક મર્યાદાનો લોપ કરે તો ' વાડ ચીભડાને ખાય ' એના જેવી વાત કોની આગળ જઇને કહેવી ?

૬૮. લજ્જાવડે ચારિત્રને છુપાવી મોક્ષની કામના કરવી તે " છાશ લેવા જવું અને દોણી સંતાડવા " જેવી ઘટના છે.

૬૯. કલિકાળમાં બોધિબીજ( સમકિત )ની પ્રાપ્તિ થવી તે મરુદેશમાં કલ્પવૃક્ષની ઉત્પત્તિ, નિર્ધન સ્થિતિમાં નિધાન-દ્રવ્યનાં દર્શન અને દુષ્કાળમાં દૂધપાકના ભોજન સમાન જાણવું.

૭૦. પ્રથમ તો સૂત્રસિદ્ધાન્તની વાચના અને તેની વ્યાખ્યા-વિવેચન કરનારા પંડિત હોય તો ' દૂધમાં સાકર ભળી ' એવી ઉપમા તેને ઘટે.

૭૧. સિદ્ધાન્તની વાચના ટીકા વગર વધારે સારી લાગે નહીં, તેથી બાળક અંગૂઠાને ધાવે તેવી એને ઉપમા જાણવી.

૭૨. કદાગ્રહ દોષવાળા( કદાગ્રહી )ને સૂત્ર સિદ્ધાન્ત સંભળાવવું તે અંધની આગળ દીપક પ્રગટાવવા જેવું જાણવું.

૭૩. અંગ-ઉપાંગાદિક સઘળા ગ્રંથો દ્વાદશાંગી મધ્યે જાણવા. જેમ વધારે મોટા હાથીના પગલામાં વૃષભાદિકનાં પગલાં સમાઇ જાય તેમ.

૭૪. મોટા સરોવરમાં જ્યાં જળ હોય ત્યાં કાદવ પણ હોય તેમ જ્યાં ઉત્સર્ગ મુખ્ય-ધોરીમાર્ગ ચાલતો હોય ત્યાં અપવાદ-ગૌણમાર્ગ પણ હોઇ શકે.

૭૫. જે પ્રથમ સારી મતિ-બુદ્ધિવાળો હોય અને પછી સિદ્ધાન્તના રહસ્યોનો પાર પામ્યો હોય તે પગમાં ઘુઘરી બાંધેલા નર્તક( નાચનાર-નટ )ની જેમ શોભે છે.

૭૬. બધા વિપરીતગામી ચોર જેમ કોટવાળને બાધ કરે છે તેમ ઉત્સૂત્રભાષક સૂત્રભાષકને બાધ કરે છે.

૭૭. જેમ કુકર–કૂતરાના પેટમાં દૂધપાક ટકતો નથી તેમ તુચ્છ સત્ત્વવાળાના હૃદયમાં છેદગ્રંથોનો અર્થવિસ્તાર ટકી શકતો નથી

૭૮. જેમ મેઘજનિત પાણીનું પૂર પણ ચીકણા ઘડાને સ્પર્શતું નથી તેમ અભવ્ય અને દુર્ભવ્યના ચિત્તને આગમ રહસ્ય સ્પર્શતું નથી–પરિણમતું નથી.

૭૯. જેમ સૂર્ય છાબડીથી ઢંકાતો નથી તેમ જિનાગ ઉપરોક્ત યુક્તિ–પ્રયુક્તિવડે પરાભવ પામી શકતું નથી.

૮૦. પાણીને વસ્ત્રવતી ગાંસડીમાં ગમે તેવો કુશળ માણ પણ બાંધીને રોકી ન શકે, તે આરપાર નીકળી જાય તેમ સ શાસ્ત્રોમાં શિરોમણિ જિનાગમ બીજા કોઇથી રોકી શકાતું નથ

૮૧. જેમ કુહાડાના ઘા મારવાથી ધોયેલું વસ્ત્ર નકામું થ જાય છે તેમ સ્વહઠવાદથી જિનવચનને દૂષિત કરવાથી તે નકા થઇ જાય છે.–અનર્થકારી થાય છે.

૮૨. અરણ્યમાં કરેલા ગીતગાનની પેઠે કુબુદ્ધિ ર બહેરાની સભામાં ભગવંતના વચનરૂપ શાસ્ત્રની વ્યાખ્યા ક તે નકામી જાય છે.

૮૩. જેમ બાળકો છાશ પીવાનું જાણે છે, દહીંને મથવા વલોવવાનું જાણતા નથી, તેમ મૂઢ જીવો સૂત્ર વાંચી જાણે પણ સૂત્રનો અર્થ–પરમાર્થ જાણતા નથી.

૮૪. જેમ અંધ માણસોની સભામાં 'કાણો રાણો' ર લાગે છે તેમ કેવળજ્ઞાન રહિત આ પંચમ આરામાં અ પણ સારા લાગે છે.

૮૫. જેમ હાથીના દાંત દેખાડવાના અને ચાવવાના જુદા જુદા હોય છે તેમ પરવાદી–અન્ય ધર્મીઓના કહેવાના અને કરવાના આદેશ જુદા હોય છે.

૮૬. હિંગથી વધારેલા લસણની જેમ ક્રોધથી મિશ્રિત થયેલ ઉત્સૂત્રભાષણ સુજ્ઞજને સર્વથા તજી દેવું.

૮૭. તણખલાથી ઢાંકેલો અગ્નિ અવશ્ય સળગી ઊઠે છે, તેમ માયાથી ગોપવેલું–મનમાં રહેલું ઉત્સૂત્ર પ્રગટ થઇ જાય છે.

૮૮. જેમ બાળક બધું ઊજળું દૂધ દેખે છે પણ છાશ દેખતો નથી તેમ માયાવીના મધુર વચનવડે યુક્ત સઘળું ભોળા લોકો હિતવચન જ ગણે છે પણ અહિત ગણતા નથી.

૮૯. વગરવિચાર્યું કામ કરી લીધા પછી વિવેકી જનોને પૂછવું શું કામનું ? વિવાહ કરી દીધા પછી જાતિ પૂછવામાં શું ફળ ? તે તો “ પાણી પીધા પછી પૂછે ઘર. ” તેના જેવું ગણાય.

૯૦. ઉખર ક્ષેત્રમાં વાવેલું ધાન્ય અને તેનાથી ધનની પ્રાપ્તિની ઇચ્છા નિષ્ફળ બને છે તેમ ધર્મબુદ્ધિથી કુપાત્રને દીધેલું દાન નિરર્થક–નકામું જાય છે.

૯૧. ધર્મની ગાયના દાંત જેમ ન જોવાય તેમ દાતાએ દીધેલું દાન થોડું છે કે ઘણું તે પંડિત જનોએ વિચારવું નહીં.

૯૨. ‘ થવાનું હોય તે જ થાય ’ પણ ઉદ્યમ સદા ય કર્યા કરવો, નહીં તો સર્વ કાર્યોમાં આળસપણું આવી જતાં થવાનું હોય તે પણ થઈ શકતું નથી.

૯૩. જેમ પાયા મજબૂત હોય તો તેની ઉપર ચણેલી ભીંત મજબૂત બનતાં ઘર સારી રીતે ટકી શકે છે તેમ સુશીલ અને કુળવંતી નારીના કઠણુ શીલના પ્રભાવે કુટુંબપરિવાર યોગ્ય આદરમાન પામે છે.

૯૪. જેમ બીલાડો દૂધ દેખે છે પણ તેના માલેકે ઉગામેલો દંડ–લાકડીનો પ્રહાર જોતો નથી તેમ મૂઢ જન પરસ્ત્રીના રૂપ-રંગને જોવે છે પણ પતંગની જેમ પ્રાણનાશક પરિણામને જોઇ શકતો નથી.

૯૫. વિષયસુખને આધીન થયેલો જીવ સદ્‌ગતિમાં કેમ જતો નહીં હોય ? ઉંદર સાવરણી સાથે દરમાં ન જઇ શકે તેમ.

૯૬. લોકો જેવું ધાન્ય વાવે છે તેવું જ લણે છે તેમ મનુષ્યો જેવું દાન દે છે તેવું જ ફળ પામે છે.

૯૭. કોઈ એક માણસ સંસારચક્રથી–જન્મમરણથી ભયભીત થયો હોય તેને બીજો કહે કે તું મને ભજ–મારી સેવા–ભક્તિ કર. આ વાત પોતાની દાઢીને બાળી દીવો કરવા જેવી જાણવી.

૯૮. વિષ્ટાના આસ્વાદ જેવો દુર્ગતિ દેનારો પરસ્ત્રી-સંગ સુજ્ઞજનોએ તજવા યોગ્ય છે.

૯૯. એક પુડલા માટે કૂવામાંથી જળ કાઢવાના રેંટને વેચી દેવા જેવા ક્ષણિક સુખને મેળવવા માટે હે ચેતન ! તું મોક્ષમાર્ગનો અનાદર કરી રહ્યો છે તે સમુદ્ર જેવી મહાન્ ભૂલને જલદી સુધારી લે !

૧૦૦. દરિદ્ર ગામમાં દાનાદિક ધર્મસાધન વગર મનુષ્ય-જીવન અતિક્રમવું (પૂરું કરવું) તે અજ્ઞ નારીઓનું ચીંથરા ફાડવા જેવું જાણવું.

૧૦૧. સંસારના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થયેલા તત્ત્વ-વેત્તા વિદ્વાનોને બહુશાસ્ત્રશ્રવણ–ઉપદેશની શી જરૂર હોય? હાથમાં રહેલા કંકણને જોવા માટે દર્પણની શી જરૂરત હોય?

૧૦૨. જેમ ખાલી ખારણીયામાં એક સાથે બે મુશળ–સાંબેલાંનો ઉપયોગ–પ્રયોગ કરવો વ્યર્થ–નકામો છે તેમ મોક્ષ-માર્ગ માટે ક્રિયાહીને મોક્ષસુખની તેમ જ ઐહિકસુખની સ્પૃહા કરવી તે નકામી છે.

૧૦૩. ભાગ્ય પ્રમાણે સ્પૃહા કરવી, સોડ પ્રમાણે સાથરો કરવો–એટલે જેવડું ઓઢવાનું વસ્ત્ર હોય તેટલા પગ પ્રસારવા.

૧૦૪. અધમાધમ જીવોને ઇર્ષ્યા–અદેખાઇ પર્વતની ફાટની જેવી કાયમી હોય છે, ત્યારે ઉત્તમ જીવોને તે પાણીમાં કરેલી રેખા જેવી ક્ષણિક હોય છે.

૧૦૫. સદા ય સ્વશ્રેયને ઇચ્છનારા ભવ્યજનો હશે તે **ધર્મો-પદેશશતક**નામા આ સભ્ય **આભાણશતક**માલિકાને કંઠાગ્ર કરી લેશે–ધારણ કરી લેશે.

૧૦૬. સંવત **૧૬૯૯** વર્ષે, **પોષ** માસે, **પુષ્ય** નક્ષત્રે, **રાજનગર**ની પાસે **ઉષ્માનપુર** નામના શ્રેષ્ઠ નગરમાં, **શ્રી-તપગચ્છ**રૂપી ગગનમધ્યે સૂર્ય જેવા પ્રતાપી, પ્રબળ પુન્યશાળી, શ્રી **વિજયદેવસૂરીશ્વર**ના શાસનમાં ચાર વિદ્યાના પારગામી

વાચક **કલ્યાણવિજયજી**ના શિષ્ય વાચક **ધનવિજયજી** નામના અણગારે–મુનિવરે આ શતકની રચના કરી છે; તેમાંથી ખપીજનો ગમ્મત સાથે જ્ઞાન પ્રાપ્ત કરો !

[ આત્માનંદ પ્રકાશ પુ. ૨૬, પૃ. ૧૪-૩૬-૬૦ ].

---

## યોગપ્રદીપનો ભાષાનુવાદ.

૧. હે ભવ્યાત્મા! જ્યાં સુધી તું રોગથી ન ઘેરાય, જરા અવસ્થા આવી ન પહોંચે અને આયુષ્ય આબાદ હોય–ક્ષીણ થઇ ન જાય ત્યાં સુધીમાં તું કલ્યાણ સાધી લે.

૨. "વર્તમાન સ્થિતિ કયા કારણથી પ્રાપ્ત થઈ છે ? હવે પછી કઈ ગતિમાં ગમન કરીશ ? કઈ ગતિમાંથી અત્યારે આવવું થયેલ છે ? કોણ મારા ઉપકારી બંધુ છે ? અને હું કોને કોને ઉપકારી થઇ આલંબન આપી શકું છું ?" એ રીતે આત્મ–ચિન્તવન કરવું જોઇએ.

૩. કલ્યાણના અર્થી જીવો તીર્થસેવાને ઇચ્છે છે ખરા, પરંતુ ક્લેશના કારણરૂપ થવા પામે એવાં તીર્થોવડે શું ? શરીર મધ્યે રહેલું ધર્મતીર્થ સમસ્ત તીર્થથી અધિક છે. સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્રરૂપ ધર્મથી પવિત્ર આત્મા સર્વોપરી સત્ય ભાવતીર્થ છે એમ મહાપુરુષોનું કથન છે.

૪. "આ તીર્થ છે" "આ તીર્થ છે" એમ જાણી જે ફર્યા કરે છે તે જ્ઞાન–ધ્યાન વગરના રહી જાય છે. પવિત્ર તીર્થ-ભૂમિમાં જઈને પણ જ્ઞાન–ધ્યાન, વ્રત-નિયમનું સેવન કરી, તેમાં વધારો કરવા ખાસ પ્રયત્ન આદરવો જોઇએ; નહીં તો વિવેક-

શૂન્યપણે કેવળ પરિભ્રમણ કરવાથી શો ફાયદો થાય?–શી સફળતા થાય? આવા પવિત્ર આશયથી જ દર્શન, જ્ઞાન, ચારિત્રરૂપ આત્મા એ જ ઉત્તમ જનોને મન સત્ય ભાવતીર્થ રૂપ છે.

૫. જન્મથી માંડી ઉપાર્જન કરેલાં સકળ સુકૃત્ય ( પુન્ય )ને કાયામાં રહ્યો રહ્યો ખાઇ જતો આ દુષ્ટ પ્રમાદરૂપી પ્રસિદ્ધ ચોર ઉપેક્ષા કરવા યોગ્ય નથી જ તે કોઈ પણ જોઇ શકતા નથી, એ સખેદ ભારે આશ્ચર્યકારક છે.

૬. નહીં જેવી કિંમતી વસ્તુ ચોરાઇ જતાં, લોકો ચોરની તપાસ કરવા માંડે છે, પરંતુ અનંત જ્ઞાન–દર્શન–ચારિત્રરૂપ નિજસ્વરૂપ સર્વસ્વને છુપી રીતે ચોરી જતા દુષ્ટ મનરૂપી ચોરને અજ્ઞાન લોકો જોઇ શકતા નથી, એ ઓછા શોચની વાત નથી.

અત્ર જ્ઞાનીનું કર્ત્તવ્ય બતાવે છે:—

૭. તેથી જ કાયારૂપી કિલ્લામાં આશ્રય કરી રહેલા પોતાના અજ્ઞાનાચ્છાદિત આત્માને મુમુક્ષુ જનોએ સમતા–સામાયિક સમભાવરૂપ દીપકની સહાયવડે સદા જોવો–જાણવો–અનુભવવો જોઈએ.

૮. દર્શન, જ્ઞાન, ચારિત્ર, તપ, વીર્ય ને ઉપયોગરૂપ આત્મા જ સુપ્રસન્ન–સારી રીતે ખીલ્યો–વિકસ્યો છતો અહીં જ સ્વર્ગાદિક સદ્ગતિરૂપ વખાણ્યો છે, પરંતુ એથી અન્યથા મિથ્યાત્વ, અજ્ઞાન, અવિરતિજનિત રાગ, દ્વેષાદિક વિભાવરૂપે પરિણામ પામેલો અપ્રસન્ન–કષાયકલુષિત આત્મા જ પોતે અહીં જ નરકાદિક નીચ ગતિરૂપ કહ્યો છે એ સંશય વગરની સાચી હકીકત છે.

૯. જેના દર્શનની વાંછાવડે લોકો "અહીં તીર્થ, અહીં તીર્થ" કરી રહ્યા છે તેઓ આત્મદેવને અહીં જ દેહમંદિરમાં વસતો છતો દેખી શકતા નથી. ફક્ત જ્ઞાની–યોગી પુરુષો જ તેને દેખી શકે છે.

૧૦. દેવદર્શન નિમિત્તે લોકો ઠેકાણે ઠેકાણે દુનિયામાં ભમ્યા કરે છે, પરંતુ જડબુદ્ધિવાળા તે બાપડા સ્વશરીરમાં જ વસી રહેલા આત્મદેવને ઓળખી શકતા નથી.

૧૧. મુમુક્ષુજનોએ તો સર્વ ધાતુ–વિકાર વગરના અને કર્મકલંક વગરના જ્ઞાનસ્વરૂપી નિરંજન આત્માને જ ધ્યાવવો–ચિન્તવવો–અનુભવવો જોઇએ.

૧૨–૧૩. સદા સંતોષ–અમૃતનું આસ્વાદન કરનારો, શત્રુ–મિત્ર ઉપર સમભાવ રાખનારો, સુખ–દુઃખમાં નહીં મુંઝાતાં નિર્લેપ રહેનારો અને રાગ, દ્વેષથી સુદૂર–વિમુખ રહેનારો, સૂર્ય ને ચંદ્રમા જેવો શોભાયુક્ત, સ્વર્ગ, મૃત્યુ ને પાતાળ-વાસી સહુને ઉપકારક, અક્ષય આનંદ સુખથી ભરેલો એવો નિજ આત્મા મુમુક્ષુજનોએ સદા ય ધ્યાવવો જોઇએ.

૧૪. શુદ્ધ સ્ફટિક રત્ન જેવો ઉજ્જવળ, સર્વજ્ઞ સરખા ગુણોથી ભૂષિત અને પરમાત્મપણાને યોગ્ય સકળ કળાયુક્ત એવો નિજ આત્મા સુબુદ્ધિશાળી જનોએ ધ્યાવવો–ચિન્તવવો જોઇએ.

૧૫. રૂપાતીત ધ્યાનમાં મુમુક્ષુજનોએ બીજાં ગમે એવાં સારાં સુંદર દૃશ્ય આલંબનો તજીને પરમાત્મા સરખી શક્તિ–સંપત્તિ અનંત ગુણ સમૃદ્ધિના ધારક નિજ આત્માનું જ ધ્યાન કરવું જોઈએ.

૧૬. એ રીતે સતત અભ્યાસવાળા રૂપસ્થ અને રૂપાતીત ધ્યાનયોગવડે યોગી પુરુષો નિજ શરીરમાં સ્થિતિ કરી રહેલા આત્માને યથાવસ્થિત અવલોકી શકે છે-અનુભવી શકે છે.

૧૭. જેણે સત્ત્વ, રજો ને તમોગુણ-સ્વભાવ રહિત આત્માને યથાર્થ ઓળખ્યો-અનુભવ્યો ન હોય તેને જ તીર્થ તથા પ્રભુ-પૂજાદિક કરવા ઘટે. સિદ્ધયોગીઓને તેની જરૂર રહેતી નથી.

૧૮. આત્મજ્ઞાન પરમતીર્થ રૂપ છે. બાહ્ય જળ માત્ર તીર્થ કહેવાય નહીં, કારણ કે નિજ આત્મજ્ઞાનવડે જે શૌચ-શુદ્ધિ થાય છે તે શૌચ-શુદ્ધિ જ ઉત્તમ કહેલી છે.

૧૯. સર્વ ધર્મ-કાર્યોમાં આત્મજ્ઞાન પ્રધાન ધર્મ-કાર્ય છે, અને સર્વ વિદ્યામાં આત્મજ્ઞાન પ્રધાન છે; કેમ કે એ આત્મ-જ્ઞાનથી જ શાશ્વત અજરામરપદરૂપ મોક્ષની પ્રાપ્તિ થાય છે.

૨૦. આત્મજ્ઞાન વગર ગમે એવા આકરાં તપ તપવાથી અને દુષ્કર વ્રત-નિયમોનું પાલન કરવાથી યોગી પુરુષોનો પણ મોક્ષ થતો નથી તો પછી બીજા સામાન્ય જીવોનું તો કહેવું જ શું ? ખરેખર આત્મજ્ઞાન જ મોક્ષસાધક બને છે. એટલે કે આત્મજ્ઞાન સહિત કરેલી સફળ કરણી મોક્ષદાયક થઈ શકે છે.

૨૧. સર્વધર્મમય, જ્ઞાનાદિગુણયુક્ત અને સર્વવર્ણ રહિત આ આત્માને જે ઓળખી-અનુભવી શકે છે તેને જન્મ-મરણ કરવાં પડતાં નથી.

**ભાવાર્થ**-આત્મધર્મમાં સર્વ ધર્મસાધનનો સમાવેશ થઈ જાય છે, કેમ કે સર્વ ધર્મસાધન આત્માની પ્રાપ્તિ માટે છે. આત્મા જ્ઞાન, દર્શન, ચારિત્રાદિક ભાવ લક્ષ્મીથી યુક્ત છે,

તેમ જ આત્મા અરૂપી હોવાથી પંચવિધ રક્ત, પીત, શ્વેતાદિક વર્ણ વગરનો છે એમ અનેક રીતે આત્માની ઓળખાણ અને પ્રતીતિ કરીને તેનો અનુભવ કરે તેનાં જન્મ-મરણનાં દુઃખ ટળી જાય છે; પરંતુ પરવસ્તુમાં લાગેલી અનંતી પ્રીતિ તજાય તો જ આત્માનુભવ થઇ શકે છે.

૨૨. એ રીતે સ્વદેહમાં સ્થિતિ કરી રહેલા પોતાના અરૂપી આત્માનું ધ્યાન ( એકાગ્રતાથી ચિન્તવન ) કરીને પરમપદને પામેલા નિરંજન પરમાત્માનું ધ્યાન કરવું જોઇએ.

૨૩. તીવ્ર વૈરાગ્યભીની દૃષ્ટિથી, દુનિયાનાં સર્વ દૃશ્ય પદાર્થોની અસારતાનો નિશ્ચય કરીને યોગી પુરુષ જન્મમરણની જંજાળમાંથી છૂટવા માટે પરમપદને પામેલા પરમાત્માને જ કેવળ સારરૂપ જાણે, જોવે ને અનુભવે.

## કેવા દેવનું આલંબન લેવું યુક્ત છે તે કહે છે-

૨૪. શંકર કે જિનેશ્વર કે જે જેને સદા પ્રિય, માનનીય હોય તે એક શાંત સિદ્ધ થયેલ પ્રભુનું શરણ લેવું.

૨૫. સુર, અસુર અને નરનાયકોવડે પૂજાયેલા, સર્વ જગજ્જીવને હિતકારી અને સર્વ દોષ-રાગ, દ્વેષ, મોહથી સર્વથા મુક્ત થયેલા દેવાધિદેવ કહ્યા છે; તેમ જ વળી—

૨૬. સારી-નરસી ગતિ આપનાર એવા, પુન્ય-પાપના માર્ગને પેલે પાર ગયેલા, સ્વસ્વરૂપમાં રહેલા, જન્મ-મરણનો નાશ કરનારા, બાહ્ય દૃષ્ટિવાળા અજ્ઞાની જીવોને અગમ્ય ( નહીં ઓળખાય એવા ) અને અંતર્દૃષ્ટિવાળા જ્ઞાની વિવેકી

જનોને ગમ્ય–સહેજે ઓળખાય એવા તે પરમાત્મા પ્રભુ સર્વજ્ઞ અને સર્વદર્શી હોય છે. તેમ જઃ—

૨૭. નિરાકાર, આભાસ–પ્રકાશ વગરના, ભવપ્રપંચ રહિત, નિરંજન–કર્મ કલંક રહિત, સદા આનંદમય, સિદ્ધ, બુદ્ધ અને સમસ્ત રોગ શોકાદિ દુઃખ રહિત એવા પરમાત્મા પ્રભુ હોય છે. વળી–

૨૮. કેવળજ્ઞાન સ્વરૂપી, પૂર્ણ સ્વતંત્ર, અક્ષય, આકાશ જેવા નિર્મળ, શાશ્વત, વિશ્વાત્મા, અસંખ્ય પ્રદેશી, જ્ઞાનશક્તિ-વડે વિશ્વવ્યાપક અને અનુત્પન્ન–અનાદિ કાળના–પુરાણા પ્રભુ છે.

૨૯. સકળ કર્મ–વિકાર રહિત સંપૂર્ણ જ્ઞાન અને દર્શનવાળા અથવા સાકાર ને નિરાકાર ઉપયોગવાળા અથવા સશરીરી ( ચરમશરીરી ) જીવનમુક્ત ને અશરીરી ( દેહાતીત ) વિશ્વ-પ્રકાશક પરબ્રહ્મ, ઉત્કૃષ્ટ જ્ઞાની અને ઉત્કૃષ્ટ વીર્ય–શક્તિવાળા એવા પરમાત્મા હોય છે.

૩૦. સત્ત્વ, રજો ને તમોગુણથી સર્વથા મુક્ત થયેલા, ગંધ અને સ્પર્શથી સર્વથા રહિત, કોઇ શસ્ત્રાદિકથી છેદાય નહીં તથા ભેદાય નહીં એવા તેમ જ નિર્લેપ અને નિર્મળ વીતરાગ પ્રભુ હોય છે.

૩૧. છદ્મસ્થ અવસ્થામાં સગુણ અને કેવળી અવસ્થામાં નિર્ગુણ, પરમ શાન્તિ પામેલા, સંસારસાગરથી ભવ્યજનોને તારનારા, જેવા તેવા મૂઢ જીવોને દુર્લક્ષ્ય પણ પરમ સ્થિરતા-સમાધિવંતને લક્ષ્યગત થયેલા, તથા સદેહ અવસ્થામાં ઉત્તમ વર્ણવાળા અને દેહાતીત સિદ્ધ અવસ્થામાં સર્વ પ્રકારના વર્ણ વગરના પરમાત્મા હોય છે. વળી—

૩૨. નિશ્ચયદૃષ્ટિથી આત્મદ્રવ્યની અપેક્ષાએ એક રૂપવાળા અને વ્યવહારદૃષ્ટિથી ગુણપર્યાયની અપેક્ષાએ અનેક રૂપવાળા, દેહાદિક દૃષ્ટિથી જોતાં સ્થૂલ અને તત્ત્વદૃષ્ટિથી જોતાં સૂક્ષ્મ, અથવા વિવિધ કર્મની અપેક્ષાએ સ્થૂલ અને સૂક્ષ્મ, લઘુ તથા ગુરુ લેખાતા અથવા કર્મના લાઘવથી લઘુ અને ગુણના ગૌરવથી ગુરુ એવા નિર્વાણ( મોક્ષ )પદને પામેલા દેવાધિદેવ પરમાત્મા કહેવાય છે. વળી—

૩૩. બ્રાહ્મણો જેને બ્રહ્મારૂપે, વૈષ્ણવો જેને વિષ્ણુરૂપે અને શૈવો જેને શંકરરૂપે ઓળખે છે તે જ આ નિરંજન દેવ છે. વસ્તુતઃ ભિન્ન ભિન્ન મત-સંપ્રદાયવાળા જુદા જુદા નામથી એક જ શુદ્ધ નિરંજન દેવની સેવા કરે છે, એમ સમદૃષ્ટિએ જોનાર વિચારકને લાગે છે.

૩૪. જૈનો જેને જિનેન્દ્ર કહે છે, સોગતો-બૌદ્ધો જેને બુદ્ધ કહીને બોલાવે છે અને નાસ્તિકો-કૌલિક સંપ્રદાયવાળા જેને કૌલ કહે છે તે જ આ સનાતન પરમાત્મ દેવ છે; કારણ કે

૩૫. જેમ શુદ્ધ સ્ફટિક રત્ન, રાતા, પીળા, કાળા, લીલા ફૂલરૂપ રંગવડે બહુરૂપી દેખાય છે, તેમ છ દર્શનવાળાઓ એક જ શુદ્ધ પરમાત્માને અનેકવિધ કલ્પનાઓવડે અનેક રૂપે જોવે-જાણે-અનુભવે છે; પરંતુ વિવિધ રંગના ફૂલ સમી કલ્પના દૂર થતાં તે શુદ્ધ-મૂળ રૂપે પ્રકાશે છે.

૩૬. વળી જેમ શુદ્ધ જળ ભૂમિના જુદા જુદા વર્ણ-સંયોગથી અનેક રૂપવાળું લાગે છે તેમ જુદી જુદી ભાવના-કલ્પનાવડે એક જ પરમાત્મા અનેક રૂપે ગવાય છે; તેમ જ

૩૭. જેમ કાયામાં એક સાથે રહેલા પાંચે ઇન્દ્રિયોના વિષયો કંઇ એક જ માર્ગે પ્રવર્તતા નથી, પણ જુદે જુદે માર્ગે જુદા જુદા રસ લે છે *તેમ ભિન્ન ભિન્ન ભાવનાના યા તો કલ્પનાના યોગથી જો કે છએ દર્શનવાળા એક જ માર્ગે ચાલતા નથી અને જુદે જુદે માર્ગે ચાલે છે તેમ છતાં સહુની ઇચ્છા એક જ શુદ્ધ પરમાત્માને મળવાની–ભેટવાની હોય છે. અતઃ ભેદભાવના ( કલ્પનાજાળ ) દૂર થતાં સમભાવ પ્રગટ થવાથી ગમે તે દર્શનવાળા શુદ્ધ પરમાત્માનું દર્શન કરી, પરમાત્મારૂપ થઇ શકે છે.

૩૮. ઉક્ત શુદ્ધ પરમાત્મા નિર્દોષ અથવા નિર્દેહ, મોહમુક્ત, પરમ શાન્ત, સર્વજ્ઞ અને મોક્ષદાતા છે. ઉક્ત સ્વરૂપી ભગવાન જ ( ઉપાસના કરવા યોગ્ય ) એક નિરંજન દેવ છે.

૩૯. વળી રૂપ–વર્ણવર્જિત પરમાત્મા સહુના રક્ષક ( યોગ–ક્ષેમકારી ), ક્રિયા, કાળ અને સત્ત્વાદિક ગુણથી પર, સંસાર–સૃષ્ટિસર્જનાદિક ખટપટથી સર્વથા મુક્ત, તથા સર્વ તેજથી વિલક્ષણ તેજવાળા છે. તેમ જ—

૪૦. કેવળજ્ઞાનવડે પૂર્ણ, સંપૂર્ણ સ્વરૂપસ્થિરતારૂપ સહજાનંદને પામેલા, અને કેવળજ્ઞાનવડે જેને સંપૂર્ણ પદાર્થો જાણી, દેખી શકાય છે એને જ અહીં દેવાધિદેવ કહેવાય છે.

૪૧. એ રીતે અનંત જ્ઞાનાદિક ગુણોથી ભરેલા, અનંત સ્વરૂપસ્થિરતારૂપ સહજાનંદમાં સદા ઝીલતા, અને જન્મ-

* છતાં તે મનદ્વારા આત્માને મળે છે.

મરણના દુઃખમાંથી સર્વથા મુક્ત થયેલા એવા મોક્ષપદવીને પામેલા દેવાધિદેવનું ધ્યાન (એકાગ્રપણે ગુણચિન્તવન) કરવું જોઈએ.

૪૨. સમતા( સમભાવ )રૂપી નિર્મળ ગંગાજળવડે યોગી પુરુષ પરમાત્મભાવમાં પરિણામ પામેલા એવા નિજ આત્મ-પ્રભુને સ્નાન–અભિષેક કરે અને પછી સુગંધી એટલે સુવાસ-ભરેલાં આઠ ભાવપુષ્પોવડે આત્મ–પ્રભુની પૂજા કરે. ( જુઓ શ્રીમદ્ હરિભદ્રસૂરિકૃત અષ્ટક. )

૪૩.–૪૪. પછી સ્થિર થયેલા મનને દૃઢ–વશ કરીને, વિશાળ ભક્તિરૂપી સ્થાળમાં પરમાનંદરૂપી ઘેબર, ઘી, સાકર અને કપૂર વિગેરે મૂકીને પછી જ્ઞાનજ્યોતિવડે ઉદિત એવી દીપ-શ્રેણીને પ્રગટાવી, અનુક્રમે આત્મ–પ્રભુની પવિત્ર આરતિ ઉતારે.

૪૫. હરહંમેશ આ રીતે દેવાધિદેવ–આત્મપ્રભુની હું ભાવથી પૂજા કરનારો થાઉં એમ યોગી પુરુષ ચિન્તવે.

૪૬. કર્મવશ શરીર આકારને પામેલો અંતરાત્મા સ્વહંસ-રૂપી પોતાને, પરમાત્મારૂપી પરમહંસ સાથે જોડી, તેમાં એકતા અનુભવતો સતો મોક્ષપદને પામે છે.

૪૭. યોગનો અભ્યાસી પુરુષ શુભ ધ્યાનના યોગે, બહિરાત્મભાવ તજી, અંતરાત્મભાવ એટલે અંતર આત્મારૂપ બની, પરમાત્મભાવનું ખૂબ સ્થિરતાથી ચિન્તવન કરે. તેમ કરતો સતો પરમાત્મા સાથે એક્તા અનુભવી, પોતે પરમાત્મરૂપ થાય છે. પરમાત્મભાવ સાથે અભેદતા–એકતા ચિન્તવતો યોગી પરમાત્મદશાને પામી શકે છે. તે પોતાના આત્માને પરમાત્મભાવે કેવી રીતે ચિન્તવે તે કહે છે—

૪૮. આનંદ સામ્રાજ્યના ઉત્તમ લાભવાળા કેવળજ્ઞાન-ભાસ્કર જેવો પરમાત્મસ્વરૂપી હું ( અંતરાત્મા ) બધો સંસારસાગર તરી પાર પામ્યો છું,

૪૯. સર્વલોકના અગ્રે રહેલા સિદ્ધ પરમાત્મા સમાન મારો આત્મા છે, એ રીતનું ચિન્તવન અક્ષય-અવ્યાબાધ-મોક્ષ-સુખનું સાધનરૂપ સમજીને સદા ય કર્યા કરવું.

૫૦. પરમાત્માના ધ્યાનમાં લીન થયેલ યોગી આત્માને નિરંજન દેવનાં દર્શન થયે-પરમાત્મસ્વરૂપનું ભાસન થતાં, આનંદના આંસુનો પ્રવાહ ચાલે અને શરીરમાં રોમાંચ ખડાં થાય, એ પરમાત્મ-દર્શનનું લક્ષણ જાણવું.

મોક્ષદાયક અષ્ટાંગયોગનું પ્રથમ નામમાત્ર વર્ણન—

૫૧-૫૨. **સંયમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, સમાધિ, ધારણા અને ધ્યાન**-એ યોગનાં આઠ અંગ સુજ્ઞજનોએ જાણવાં. એની પૂર્ણસાધના કરવામાં આવે તો એથી ઉત્તમજનોને મોક્ષની પ્રાપ્તિ થાય છે. વસ્તુતઃ આત્માને મોક્ષ સાથે જોડી દે તે યોગ. તેના આઠ અંગ ઉપર કહ્યા છે.

૫૩. જે કરણી કરવામાં મન ન ખેદાય-ભેદાય, પણ સ્થિર-શાંત-પ્રસન્ન-આનંદિત રહે તે ધર્મ, તે વ્રત, તે ધ્યાન, તે તપ ને તે યોગ સાર્થક-સફળ-મોક્ષપ્રાપ્તિને અનુકૂળ સમજવાં. ચિત્તની ચંચળતા, અરુચિ અને ખિન્નતાને દૂર કરવાથી જ સફળ પ્રવૃત્તિ થઈ શકે છે.

૫૪-૫૫. સંકલ્પ-વિકલ્પ જયાં ન નડે અને આત્મકલ્યાણ સાધવા સિવાય બીજો કોઇ પણ અંતરહેતુ ( આશય ) ન હોય

એવા કોઈપણ ઉપદ્રવ વગરના નિશ્ચળ, શાંત, પવિત્ર સ્થળે ધારણાવડે પરમાત્મ–સ્વરૂપમાં સ્થિર થવાય તેમ ચિત્તને સદા સાવધાનપણે જોડી દેવું અને ચઢતા પરિણામે પરમાત્મપદ પામવાની શુદ્ધ ભાવના કર્યા કરવી. આવા ઉચ્ચ પદને પામેલ યોગીને ફરી જન્મ-મરણ કરવા પડતા નથી. તે અજરામર એવા મોક્ષપદને સહેજે પામી શકે છે.

**સારાંશઃ**—મનની સ્થિરતાથી ધ્યાનાદિક યોગ સાધવામાં ભારે અનુકૂળતા આવે છે અને તેમાં દૃઢ વૈરાગ્ય અને અભ્યાસ-યોગે અધિક સ્થિરતા થતી જાય છે. મનની સ્થિરતા જળવાય ને વૃદ્ધિ પામે એવાં સ્થળાદિક સાધન ગવેષી લેવાં, જ્યાં ધારેલા કાર્યમાં વિક્ષોભ થવા સંભવ ઓછો રહે. તેમ છતાં કવચિત કોઇ અનુકૂળ કે પ્રતિકૂળ પરીષહ કે ઉપસર્ગ તથા કર્મસંયોગે વિઘ્ન આવી પડે તો નિ:શંક ને નિર્ભય બની નિશ્ચળપણે તે સહન કરી લેવા સાવધાન રહેવું. તેમ કરવાથી સ્વકાર્યસિદ્ધિ ત્વરિત થવાની. તેવી તક સાધી લેવામાં જ સાર છે. સમર્થ આત્મસાધક યોગીને એ ઉચિત જ છે.

[ આ. પ્ર. પુ. ૨૨, પૃ. ૧૦૯–૧૪૨. ]

---

## સૂક્ત વચનો.

૧. વાસનાના બે પ્રકારની છે: શુદ્ધ અને અશુદ્ધ. શુદ્ધ વાસના જન્મ, મરણના ફેરા ટાળે છે ને અશુદ્ધ વાસના સંસાર વધારે છે.

૨. ઇષ્ટ, અનિષ્ટ ( શુભાશુભ ), શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ પામીને જે હર્ષ–ખેદ કરતો નથી, તેમાં સમભાવે રહે છે–સાક્ષીરૂપે રહે છે તે આત્મા **શાંત** કહેવાય છે.

૩. જે ઇંદ્રિયોને કબજે રાખી શકે, સર્વ પ્રાણીઓ ઉપર સમભાવ રાખે, ભાવીની ઇચ્છા રાખતો નથી અને સહેજે મળેલું ગ્રહણ કરે છે, કોઇનો પણ દ્વેષ કરતો નથી તે **શાંત** કહેવાય છે.

૪. મરણ, ઉત્સવ તથા યુદ્ધમાં જેનું અંતઃકરણ ચંદ્રકિરણ સમાન શીતળ અને સમભાવી રહે છે તે **શાંત** કહેવાય છે.

૫. **શમ**થી શ્રેય પ્રાપ્ત થાય છે, **શમ** પરમપદ છે, **શમ** શિવસ્વરૂપ છે, **શમ** શાંતિરૂપ છે અને **શમ** જ ભ્રાન્તિભંજક છે.

૬. સંતોષ, સાધુસંગ, સદ્વિચાર ને શમ એ ચાર વાનાં માણસોને ભવસાગરથી પાર ઉતરવાના ઉપાયરૂપ છે.

૭. સંતોષ પરમ લાભરૂપ છે, સત્સંગ પરમગતિ રૂપ છે, સદ્વિચાર પરમ જ્ઞાનરૂપ છે ને શમ પરમ રત્નરૂપ છે.

૮. બાળપણમાં અજ્ઞાનથી, યૌવનમાં કામના ઉન્માદથી અને વૃદ્ધવયમાં સ્ત્રી વિગેરેની ચિંતાથી અત્યંત પીડિત થયો છતો આત્મા સ્વહિત ક્યારે કરી શકે ?

૯. સુગુરુ–ઉપદેશ અને શાસ્ત્રાર્થ જાણ્યા વગર આત્માને ઓળખી શકાતો નથી. સદ્‌ગુરુનો ઉપદેશ અને શાસ્ત્રાર્થ એ ઉભયનો સંયોગ જ આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરાવે છે. તે વગર જીવ મિથ્યાભ્રમવશ માર્ગ ભૂલી અવળે માર્ગે ચઢી અનેક પ્રકારનાં દુઃખ પામે છે.

૧૦. ભ્રમમાં પડી જીવ પોતે અનેક ભૂલો કરે છે અને પરિણામે ઇચ્છા વગર પણ અનેક દુઃખ પામે છે.

૧૧. સમ્યગ્‌ જ્ઞાનપ્રકાશ યોગે વસ્તુતત્ત્વનો યથાર્થ બોધ

થતાં અનાદિ ભ્રમ ભાંગે છે, તેથી જીવ ગંભીર ભૂલ કરતો અટકે છે અને દુઃખનો જલદી અંત આવે છે.

૧૨. ખરી વિદ્યા તે છે કે જેથી આત્માનો ઉદ્ધાર જલદી થાય, કર્મનો અંત થાય, જન્મ–મરણનો નાશ થાય અને સર્વ ઉપાધિ રહિત પરમપદ–મોક્ષની અવિનાશી અક્ષયસ્થિતિ કાયમને માટે પ્રાપ્ત થાય. આવી ઉત્તમ વિદ્યાથી ખરી શ્રદ્ધા પ્રકટે છે અને એથી સંયમમાર્ગનો આદર કરાય છે. ખરી પતિતપાવની વિદ્યાના જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાં છે.

૧૩. જે માણસ બુદ્ધિમાન, કુળવાન, ક્ષમાવાન, વિનયવાન, શૂરવીર, કૃતજ્ઞ, રૂપઐશ્વર્યવાન, દયાળુ, મદ–અહંકાર રહિત, દાતાર, પવિત્ર, લજ્જાવાન, ભાગ્યશાળી, દૃઢ મૈત્રીવાળો, અતિ સરળ સ્વભાવવાળો, સત્ય પ્રતિજ્ઞાવાળો, નીતિવાન અને બંધુવર્ગને આશ્રયસ્થાનરૂપ હોય તે માણસનો જન્મ આ લોકમાં અને પરલોકમાં સફળ થયો જાણવો.

૧૪. ખોટી પ્રશંસા ડાહ્યા અને મૂર્ખ જનોને હર્ષ નિમિત્તે થાય છે અને સાચી નિંદા ડાહ્યા માણસોને પણ દુઃખ ઉપજાવે છે.

૧૫. જે મનુષ્યો ચકોર હોય છે તેઓ બીજાનાં મનને તેમના બોલવા ઉપરથી, નિઃશ્વાસ ઉપરથી અને નિરીક્ષણથી પણ જાણી શકે છે.

૧૬. મહાન્ પુરુષનો આશ્રય કર્યો હોય તો તે તેજહીનને પણ તેજસ્વી ( પ્રભાવશાળી ) બનાવે છે. જુઓ, શિવ–શંકરના સંસર્ગથી ભસ્મ પણ પવિત્ર બને છે.

૧૭. સત્પુરુષોએ દુર્જનનો સર્વથા દૂરથી જ ત્યાગ કરવો, કેમ કે તેને સ્વાર્પણ કરવાથી (દિલ અને લક્ષ્મી દેવાથી) તેના મનને દ્વિધા કરે છે–અનર્થ ઉપજાવે છે–હાનિ પહોંચાડે છે.

૧૮. દૃઢ ટેકવાળા ધીર પુરુષને આખી પૃથ્વી ઘર–આંગણું જેવી છે, સમુદ્ર જળની નાનકડી નીક જેવો છે, પાતાળ ભૂમિ સમાન છે અને મેરુપર્વત એક સામાન્ય રાફડા જેવો છે.

૧૯. પરાક્રમવંતને પર્વત પણ તૃણ જેવો લાગે છે, પરંતુ પરાક્રમરહિતને એક તૃણ પણ પર્વત જેવું ભારે થઇ પડે છે.

૨૦. પ્રમાદ સમો કોઇ શત્રુ નથી અને ઉદ્યમ સમો કોઇ બંધુ નથી. તે બેમાંથી હિતકારક જે સમજાય તેનો આદર કરો.

૨૧. ઉત્તમ પુરુષમાં વિચાર, વાણી અને વર્તન–આચારમાં એકતા–સમાનતા હોય છે, તેમાં પરસ્પર વિરોધ આવતો નથી.

૨૨. ઉપદેશવડે સ્વભાવ બદલી શકાતો નથી. વાંદરાને સારી રીતે કેળવ્યો હોય છતાં પણ તે તેની ચપળતા તજતો–છોડતો નથી.

૨૩. વિકટ કાર્યમાં જે પુરુષ આરંભેલા કાર્યને પૂર્ણ કર્યા વગર તજતો નથી તે ધીર–વીરને લક્ષ્મી પ્રસન્નતાથી વશ થઇ રહે છે.

૨૪. શુદ્ધ ચિત્તવાળાની સઘળી કરણી લેખે લાગે છે–સફળ થાય છે.

૨૫. મોટાં માણસોનાં કષ્ટ જોઇ દુર્જનો હસે છે–રાજી થાય છે, પરંતુ સજ્જનો–ઉદાર દિલવાળા તો તેના પ્રત્યે દિલસોજી ધરાવે છે.

૨૬. ઉત્તમ પુરુષોની વિભૂતિ–સમૃદ્ધિ–સમુન્નતિ બીજાના ભલા માટે ( પરોપકાર માટે ) થાય છે.

૨૭. **કરત કરત અભ્યાસસેં, જડમતિ હોત સુજાણ;** ( મંદબુદ્ધિવાળા પણ યોગ્ય અભ્યાસક્રમથી શ્રેષ્ઠ બુદ્ધિશાળી થઈ શકે છે. )

૨૮. ઉપકારનો બદલો દેવાની ભાવના રાખવી.

૨૯. જ્ઞાન અને અભ્યાસથી નિર્ભયતા અને સ્વતંત્રતા પ્રાપ્ત થાય છે, માટે હે આત્મન્ ! તું પણ તારો તે વારસો સંભાળી લેવા તત્પર થા–તે મેળવવા જલ્દી પ્રયાણ કર.

૩૦. માણસ જેવા વિચાર કરે છે તેવો તે બને છે.

૩૧. જે જેનું ચિન્તવન કરે છે તે તન્મય થઈ જાય છે.

૩૨. ધૈર્ય અને દૃઢતાથી પ્રત્યેક કાર્યમાં પડવું જરૂરનું છે. એમ ન થાય તો નિરાશા જ નિર્માયેલી છે.

૩૩. અનિયમિતતા મનુષ્યને આગળ વધવા દેતી નથી.

૩૪. નિયમિતપણું એ અભ્યાસના ફળનું એક અત્યંત આવશ્યક અંગ છે.

૩૫. વિચાર ચારિત્રનું નિર્યામક ખાસ પ્રેરક છે.

૩૬. કેવા બનવું એ આત્માના પોતાના જ હાથમાં છે.

૩૭. સર્વ સંસ્કૃતિનું ફળ ( મૂળ ) ચારિત્રને ઉન્નત બનાવવામાં જ હોવું જોઇએ.

૩૮. પ્રભુ પ્રત્યે-પરમગુરુ પ્રત્યે શુદ્ધ આચરણ કરવા લક્ષ રાખવું.

૩૯. બીજાની ઉપર ઉપકાર કરીને અભિમાન કરતા નહીં.

૪૦. શરીરમાં રોગો આળસથી થાય છે. આળસુ પુરુષો જેટલા રોગી હોય છે તેટલા ઉદ્યમવાળા રોગી હોતા નથી.

૪૧. પૈસાથી સારાં અને નબળાં બંને પ્રકારના કામ થાય છે.

૪૨. નિરુદ્યમીપણું તે રોગો ઉત્પન્ન કરવાનું ઘર છે.

૪૩. રોગનું કારણ અજ્ઞાન પણ છે. અજ્ઞાનતાથી, અન્યને દુઃખ આપવાથી દુઃખ, રોગ પેદા થાય છે, મનશુદ્ધિથી-પવિત્રતાથી તે દુઃખ મટી શકે છે.

૪૪. દૃષ્ટિ સુધરે તો સર્વ ઠેકાણેથી ગુણ મળી શકે છે.

૪૫ સહુનો આત્મા સમાન ગણો, કોઈને દુઃખ ઉપજાવો નહિ.

૪૬. જેને મૃત્યુ સાથે ભાઈબંધી હોય, મૃત્યુથી નાશી છૂટવાની શક્તિ હોય, ‘ હું મરીશ નહિ ’ એવી ખાત્રી થઇ ગઇ હોય તે ભલે ધર્મસાધન કરવાનું આવતા દિવસ ઉપર મુલતવી રાખે-પસંદ કરે ! પણ—

૪૭-૪૮. તે પ્રમાણે મૃત્યુ સ્વવશ ન હોય તો જેમ બને તેમ ત્વરાથી આત્મસાધન કરવું; કારણ કે શ્રેયકામ કરતાં સો વિઘ્નો આવી પડવાનો સંભવ છે.

૪૯. ઈર્યા, ભાષાદિક પાંચ સમિતિઓ ચારિત્રધર્મમાં સ્થિર થવા કહી છે અને મનગુપ્ત વગેરે ત્રણ ગુપ્તિઓ અશુભ વિષયોથી સર્વથા નિવર્તવા-બચવા માટે મહાપુરુષોએ કહી છે.

૫૦. ઉપરોક્ત આઠે પ્રવચનમાતાનું જે સારી રીતે સેવન કરે છે–પરિપાલન કરે છે તે વિદ્વાન્ મુમુક્ષુ મુનિ શીઘ્ર સર્વ સંસારબંધનથી સર્વથા મુક્ત થઈ મોક્ષપદને પ્રાપ્ત કરી શકે છે.

૫૧. સંપત્તિ સમયે ફુલાઈ જઇ આત્મસંયમ ખોવો નહીં તેમ જ દુઃખ આવે ત્યારે ગમગીન બની પુરુષાર્થ છોડવો નહીં.

૫૨. મનની ઇચ્છા વિરુદ્ધ ઇંદ્રિયોથી ઘસડાઇ જવું તે પોતાની માણસાઇ ( મનુષ્યત્વ ) ખોઇ બેસવા બરાબર છે.

૫૩. જો આપણે આપણી પાશવવૃત્તિઓને આપણે સ્વાધીન કરી ન શકીએ તો પશુઓમાં અને આપણામાં રતિભાર ભેદ ( તફાવત ) નથી, આપણે મનુષ્યરૂપમાં પશુ સમાન જ ગણાવાને લાયક છીએ; માટે પોતાનું મનુષ્યત્વ સિદ્ધ કરવાને ઇન્દ્રિયોને અને શરીરને પ્રથમ વશ કરવાં જોઇએ.

૫૪. ધ્યાનમાર્ગનું પ્રથમ પગથિયું ઇંદ્રિયનિગ્રહ અને બીજું મનોનિગ્રહ છે, તે અતિ વિકટ–દુષ્કર છે, તેમ છતાં તે ખાસ કર્ત્તવ્યરૂપ છે. પૂર્વે કઇક મહાનુભાવોએ તેમ કરેલ છે અને વર્તમાનમાં પણ કોઇ વિરલા કરી શકે છે.

૫૫. મન અતિ ચંચળ છે તેમ છતાં વૈરાગ્ય અને અભ્યાસ-વડે તે વશ થઇ શકે છે. અભ્યાસથી શું દુષ્કર છે?

૫૬. અભ્યાસ પણ લક્ષ સહિત નિયમિત હોય તો ચોક્કસ લાભકારક થાય છે.

૫૭. સાધનો અનેક છતાં સાધ્ય એક છે.

૫૮. અધિકાર, યોગ્યતા–પાત્રતા પરત્વે સાધનો અનેક છે.

૫૯. જે વિષય( સાધન )માં માણસને રસ–આનંદ પડે છે તે વિષય ઉપર ચિત્તની એકાગ્રતા સુખે સંભવી શકે છે.

૬૦. જો મરણનો ભય મનની એકાગ્રતા કરાવી શકે તો આત્મદર્શનનો પ્રેમ માણસને કેમ એકાગ્ર બનાવી ન શકે ?

૬૧. ગમે તેવા વિકટ પ્રસંગમાં પણ નિરાશ નહીં થતાં તે તે પ્રસંગોની પાર જવા આત્માનું સામર્થ્ય અંતરમાં રહેલું છે, એવી આત્મશ્રદ્ધા દૃઢ રાખવાથી અને એકનિષ્ઠાથી આત્માવલંબી થવાથી અનહદ લાભ થઇ શકે છે.

૬૨. આપણા નિમિત્તે આપણી ગફલતથી કહો કે પ્રમાદશીલતાથી સદ્‌ગુણી જનોનું દિલ–મન દુઃખી થવા ન પામે, અને તેમ થતાં તેમની ક્ષમા યાચવા પ્રમાદ ન સેવાય એ કલ્યાણાર્થી જનોને ઉચિત છે.

૬૩. કબૂલ કરેલાં વચનનો ભંગ, ગઇ વસ્તુનો શોક અને અન્યની નિદ્રાનો ભંગ એ ત્રણ વાનાં સમજુ મનુષ્યે ન કરવાં.

૬૪. આપણે કોઇને વચન આપ્યું જ હોય–તેવો વિશ્વાસ આપ્યો જ હોય તો ગમે તે ભોગે તેનું પાલન કરવું જ જોઇએ.

૬૫. અજ્ઞાની જીવો એક બીજા સાથે કલેશ–કુસંપ કરી પ્રાયે પાયમાલ થઇ જાય છે, જ્યારે પરિણામદર્શી સુજ્ઞજનો સંપના સદ્‌ભાવથી વર્તતાં–રહેતાં આબાદ રીતે વૃદ્ધિ પામે છે.

૬૬. 'હું જ ખરો.' 'મારું ધાર્યું જ થવું જોઈએ.' એવો દુરાગ્રહ રાખવાથી જ કલેશ-કુસંપના બીજ રોપાય છે.

૬૭. આપણો કોઈ મિત્ર, સ્વજન કે સ્વધર્મી બંધુ અણધારી આફતમાં આવી પડ્યો હોય તો તેને તન-મન-ધનનો ભોગ આપી, સમયોચિત સહાય કરી, સારી સ્થિતિમાં લાવી મૂકવો તે સુસભ્ય-ઉત્તમ મનુષ્ય તરીકેનું મુખ્ય કર્ત્તવ્ય છે.

૬૮. આદર સહિત દાન, મિષ્ટ-મધુર વચન, સુસરલ હૃદય, ત્યાગ અને સંયમ પ્રમુખ સદ્‌ગુણોવડે ત્રણે જગત વશ થાય છે તો મનુષ્યલોકમાં લોકપ્રિય થવાય તેમાં શી નવાઇ ?

૬૯. આયુષ્યની હાનિથી વૃદ્ધાવસ્થાએ જ્યાંસુધી શરીરને ખોખરું કરી નાંખ્યુ નથી, વિવિધ વ્યાધિઓએ જ્યાંસુધી શરીરમાં ઊંડા મૂળ ઘાલી શરીરને ક્ષીણ બનાવ્યું નથી અને ઇન્દ્રિયોની વિજ્ઞાનશક્તિ કામ કરતી બંધ થઇ નથી; ત્યાંસુધીમાં આત્માર્થી જનોએ સાવધાનપણે ચેતીને ધર્મસાધન કરી લેવું જોઇએ. જો અવસર પામી ચેતી ન શકાય તો પછી ઘર બળવા માંડે ત્યારે કૂવો ખોદવો શા કામનો ? પાછળથી પસ્તાવો કરવો ન પડે એમ પ્રથમથી ચેતીને ચાલવું જોઈએ.

૭૦. જે ગામ-શહેર કે નગરમાં જિનમંદિર હોય, જ્યાં શાસ્ત્ર-અર્થના જાણકાર એવા સાધુ, સંત તથા શ્રાવકોનો સુયોગ મળતો હોય, અને ગૃહવ્યવહાર યોગ્ય ઉચિત સાધનો સુગમ રીતે મળતાં હોય તેવા સ્થળમાં શ્રાવકે-સત્પુરુષે-સજ્જન મનુષ્યે સદા નિવાસ કરવો યોગ્ય ગણાય છે.

[ આ. પ્ર. પુ. ૨૬, પૃ. ૨૦૮, ૩૦૫, પુ. ૨૭, પૃ. ૭૧, ૧૧૫, ૧૩૨. ]

# ખરી પવિત્રતા.

વિચાર, વાણી અને આચરણ–વર્તનમાં રહેલી મલિનતા–વિષમતા, વિપરીતતાદિક ખામીઓને દૂર કરી તેમાં સભ્યતા–સરલતા–સત્યતા કહો કે એકતા કહો તે આવે, રહેણી–કહેણી શુદ્ધ–અવિસંવાદી બનવા પામે અને આત્માભિમુખતા સચવાય તે **ખરી પવિત્રતા** જાણવી.

પવિત્રતા આદરવી–રાખવી આત્માર્થી જનોને બહુ જરૂરી છે, કેમ કે ઉક્ત પવિત્રતા સેવવામાં થતા પ્રયત્નનાં પ્રમાણમાં આત્મિક બળ વધે છે, અને તેમાં જેટલી જેટલી ખામી રહે છે–એટલે વિચાર, વાણી અને વર્તન–આચરણ જેટલાં જેટલાં મલિન રહે છે, તેટલી તેટલી મુશ્કેલીઓ આત્મવિકાસના માર્ગમાં નડતી રહે છે.

ઉક્ત પવિત્રતા કેળવવા અને વધારવા આત્માર્થી જનોએ ખૂબ પ્રયત્ન અવશ્ય કરવો જોઇએ. એથી અનુક્રમે સર્વ કલ્યાણ સંભવે છે.

ઉક્ત પવિત્રતા કેળવવા અને વધારવા માટે જેમ બને તેમ વિચાર, વાણી અને આચારને વિવેકપૂર્વક સુધારવા યોગ્ય પ્રયત્ન જાતે જ સેવવો, તથા શિષ્ટ જનોનો સમાગમ ઉક્ત લક્ષથી કરવો. એમ કરવાથી અનુક્રમે સાચી પવિત્રતાની પ્રાપ્તિ અને પુષ્ટિ થવા પામશે.

[ આ. પ્ર. પુ. ૨૭, પૃ. ૧૧૬. ]



## આત્મનિરીક્ષણ.

આપણે અજ્ઞાનપણે સત્પુરુષોના અસત્ દોષોને પ્રગટ કરવાને પ્રવૃત્ત થઈએ છીએ.

આપણાં ચિત્ત પ્રમાદને આધીન રહે છે.

આપણે દુર્જનોની પાસે રહી, પરાયાં છિદ્રોને જોઈએ છીએ–પરાયાં છિદ્રો જોવાની આપણને ટેવ પડી ગઈ છે, તેથી સત્સમાગમમાં રહી શ્રી જિનેશ્વરોના, મુનીશ્વરોના અને ઉત્તમ પુરુષોના સુંદર ગુણસમૂહનું કીર્તન કરીને આપણે આપણો જન્મ સફળ કરવો જોઈએ.

ઉત્તમ દેવગુરુના ગુણગાન કરતાં ધીમે ધીમે આપણે એવા ઉત્તમ ગુણને લાયક બનશું અને અનુક્રમે તેમના પગલે ચાલી સદ્વર્તનદ્વારા તથા રત્નત્રયી( જ્ઞાન–દર્શન–ચારિત્ર )ને આરાધી આત્મકલ્યાણ સાધીશું.

[ આ. પ્ર. પુ. ૨૬, પૃ. ૩૦૪. ]

---

## આત્મિક રાજ્યપ્રાપ્તિનો ઉપાય.

આત્મિક રાજ્યની પ્રાપ્તિ માટે તે માર્ગના પારગામી ગુરુદેવની સેવા કરવી. ધર્મશાસ્ત્રોનાં રહસ્યના પારગામી થવું. શાસ્ત્રના ઊંડા રહસ્યનો વિચાર કરવો તેમ જ તે વડે મનને દૃઢ કરવું. મનશુદ્ધિ માટે ક્રિયા કરવી. આત્મભાન જાગૃત રહે તે માટે સત્પુરુષોનો સમાગમ કરવો. અસત્સંગ તેમાં વિઘ્નરૂપે છે માટે તેનો ત્યાગ કરવો. રાગ–દ્વેષ દૂર કરવાં. બધા જીવોને પોતા

સમાન ગણવા. પોતાની માફક સર્વ જીવો સુખના વાંછક છે માટે તેમનું રક્ષણ કરવું. શક્તિ અનુસાર તેમને જોઇતી મદદ કરવી. વાણી ઉપર કાબૂ મેળવવો. તે માટે પ્રિય, પથ્ય, સત્ય, સ્વલ્પ, સમયોચિત બોલવાની ટેવ પાડવી. બાહ્યધન એ મનુષ્યોના પ્રાણ જેવું છે, જેના જવાથી જીવો દેહનો પણ ત્યાગ કરે છે, તેવાં કારણોમાં નિમિત્તભૂત ન થવાય તે માટે કોઇનું કાંઇ પણ તેની ઇચ્છા સિવાય ન લેવું. નવ વાડપૂર્વક શુદ્ધ બ્રહ્મચર્ય પાળવું. બાહ્ય અને અભ્યંતર પરિગ્રહનો ત્યાગ કરવો. સંયમને ઉપકારી જીવન જીવવું. નિર્દોષ આહાર, પાણી, વસ્ત્ર, પાત્રાદિકની મદદ લઇ, ધર્મમાં મદદગાર શરીરનું રક્ષણ કરવું. સ્થાનાદિ પ્રતિબંધ થવા ન પામે તે માટે નવકલ્પી વિહારે પ્રતિબંધ રહિત વિચરવું. નિદ્રા, તંદ્રા, આલસ્ય, વિષાદ (ખેદ) અને પ્રમાદને અવકાશ ન આપવો. અનુકૂળ ઇન્દ્રિય-વિષયોમાં આસક્ત ન થવું અને પ્રતિકૂળમાં ઉદ્વિગ્ન ન થવું. સદા સંતોષી બનવું. દરેક ક્ષણે વિશુદ્ધ પરિણામવડે કર્મમેલ ધોયા કરવો. વિવિધ તપશ્ચર્યા કરવી. પાંચ પ્રકારે સ્વાધ્યાય કરવો. પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિવાળા પવિત્ર માર્ગમાં અંતઃકરણને જોડવું. ક્ષુધા તૃષાદિક પરિષહો સહન કરવા. ધૃતિ, બુદ્ધિ અને સ્મૃતિ વધે એવો અભ્યાસ સેવવો. મનને આત્મા તરફ વાળવું અને પરમાત્મસ્વરૂપમાં એકાગ્રતા વધારવી. આ પ્રમાણે વર્તન કરવાથી આત્મિક રાજ્યમાં પ્રવેશ થઇ શકે છે. અધિકારી જીવે તેમ કરવું ઉચિત છે.

**અભ્યાસ અને વૈરાગ્ય**–વૈરાગ્યની મદદથી વિશ્વના તમામ પદાર્થોમાંથી વિરક્ત થવાય છે. જો વૈરાગ્ય ન હોય તો જીવ પોતાનો માર્ગ મૂકીને કોઇ ને કોઇ વિષયમાં આસક્ત થઇ

જઇ આગળ વધતો અટકી પડે છે; માટે આત્મરાજ્ય મેળવવામાં વૈરાગ્યની બહુ જરૂર છે. સામાન્ય વૈભવથી માંડી દેવલોક સુધીનો વૈભવ કાગડાની વિષ્ટા જેવો લાગવો જોઇએ. આત્મમાર્ગના પ્રયાણમાં મદદગાર થાય એવાં સાધનો સેવવાનો સતત-દૃઢસ્થાયી અભ્યાસ પ્રેમપૂર્વક વધારવો જોઇએ. મનની ચંચળવૃત્તિઓ રોકાય અને શુદ્ધ બને તેવો અભ્યાસ બહુ ઉપયોગી છે. અભ્યાસ અને વૈરાગ્ય આ બંને આત્મરાજ્યમાં પ્રવેશવા માટે સહાયકરૂપે ગ્રહણ કરવા.

[ આ. પ્ર. પુ. ૨૯, પૃ. ૩૦૮. ]

---

## ચારિત્ર-બંધારણમાં કેટલાક ખાસ અગત્યના ગુણો.

**ધૈર્ય**-એ ગુણથી ચારિત્રમાં આગળ વધાય છે, ચારિત્ર દૃઢ થતું જાય છે. પ્રત્યેક નિષ્ફળતાનું મૂળ ધૈર્યની ખામી છે. ગમે એવા વિકટ પ્રસંગે પણ હિમ્મત નહિ હારી જતાં, તેમાંથી ગુણ ગ્રહણ કરતા રહી, તેનો પાર પામનાર ધૈર્યવંત મનુષ્ય ચારિત્રને સફળ કરી શકે છે. નિરાશા કે શોકના પ્રસંગથી ઘેરાતા લગારે ગભરાયા વગર તેનાં કારણ તપાસવાં અને ધૈર્યને ખીલવવાનાં સાધનો તરીકે તેનો ઉપયોગ કરવો.

**પ્રમાણિકતા, સત્યતા ને સરલતા**—એ ચારિત્ર—મંદિરની દીવાલોની ગરજ સારે છે. તેના ઉપર ચારિત્રનો સઘળો આધાર રહે છે. સત્યનો સાચો ભક્ત હશે તે બીજાને ભૂલવણીમાં નાખવા કદી પ્રયત્ન કરશે નહિં. અન્યને છેતરવા જતાં આપણે જાતે તો જરૂર છેતરાઇએ જ છીએ. બીજા તો

ન છેતરાય; કારણ કે માણસ ગમે એવું કપટ કરે તો પણ મનુષ્યો એકબીજાનાં હૃદય પારખી જાય છે અને પછી તો કપટીનો વિશ્વાસ ઊઠી જવાથી તેનું સાચું કામ પણ માર્યું જાય છે અને તેનો બળાપો થયા કરે છે.

**પ્રેમ**–નિઃસ્વાર્થ પ્રેમ એ ચારિત્રમંદિરનું રક્ષણ કરનારું ઉપયોગી ઢાંકણ છે. જેમ મકાનનું બાહ્ય છાપરું તાપ અને વરસાદથી રક્ષણ કરે છે તેમ નિઃસ્વાર્થ પ્રેમ પણ જ્ઞાન અને ધૈર્યનો અયોગ્ય ઉપયોગ થતો અટકાવે છે. શુદ્ધ પ્રેમ વગરના જ્ઞાન ને ધૈર્ય પણ ભયરૂપ થઇ પડે છે.

પ્રેમ એ એકલો શબ્દ લાગણીસૂચક છે, પરન્તુ તેમાં માન, પ્રશંસા, પૂજ્યભાવ, ભક્તિભાવ; પરોપકાર, દિલસોજી, દયા, અનુકંપા અને સહાયકવૃત્તિ વિગેરે અનેક સદ્ગુણોનો સમાવેશ થઇ જાય છે. આ સર્વે સદ્ગુણો પ્રેમમાંથી જ પ્રગટે છે. પ્રેમનો મુખ્ય ગુણ **મિત્રતા** છે અને દૃઢ મિત્રતા એ જ **બંધુત્વ** છે. તેના ઉપર આપણા આત્મવિકાસનો મોટો આધાર છે. જો આપણો આત્મા બળવાન, ધૈર્યવાન બને તો આપણને આગળ વધતાં કોણ અટકાવી શકે ?

**સ્વતંત્રતા**–માં જ જીવનનો ખરો આનંદ છે અને સ્વતંત્રતાનો ખરો ઉપયોગ એ જ ખરું જીવન. કારાગૃહમાં સડવું તેના જેટલું જ બંધન પોતાનો સમય વ્યર્થ ગાળવામાં, પોતાનો ધર્મ યથાર્થ નહિ બજાવવામાં અને પોતાની શક્તિનો યોગ્ય ઉપયોગ નહિ કરવામાં છે. એટલા માટે જ બાહ્ય પદાર્થોથી ભય પામવાની જરૂર નથી, પરન્તુ આપણી શક્તિઓનો યોગ્ય ઉપયોગ

થતો નથી એ જ મોટો ભય છે. આપણી ફરજ સદ્ગુણોમાં સંપૂર્ણ રીતે આગળ વધવાની છે.

[ આ. પ્ર. પુ. ૨૭, પૃ. ૩૦૫. ]

---

## પ્રમાદ–વિષય.

આ લોકમાં જે વિષયસુખ છે તે **આપાતરમ્ય** ( ભોગવતાં સારાં મધુર ) લાગે તેવાં છે પરન્તુ પરિણામે તે વિરસ–કટુક–કિમ્પાકનાં ફળ જેવાં નિવડે છે. જેમ ખરજ ખણતા તો મીઠી લાગે છે પણ પાછળથી તે ભારે પીડા ઉપજાવે છે. જેમ મધ્યાહ્ન સમયે ઝાંઝવાનાં જળ ખોટી ભ્રાન્તિ ઉપજાવે છે તેમ વિષયસુખ માટે સમજવું. તેમાં આસક્તિ ( રાગ, દ્વેષ ) કરવાથી જીવને અનંતા જન્મ–મરણનાં દુઃખ વેદવાં–ભોગવવાં પડે છે. વળી વિષયસુખ ક્ષણિક–ક્ષણવિનાશી છે અને એક બિન્દુ માત્ર છે, જ્યારે મોક્ષનાં સુખ અક્ષય, અનંત અને અવિનાશી છે.

[ આ. પ્ર. પુ. ૨૭, પૃ. ૧૫ ]

---

## મલિન વાસના–ભાવનાનું બળ તોડવા પ્રયત્ન.

આપણા હૃદયમાં જ્યાંસુધી મલિન વાસના–ભાવના ભરી છે અને તે દૂર કરવા પૂરતો પ્રયત્ન નહીં કરાય ત્યાંસુધી તેમાં શુભ ભાવના પેદા થઇ શકશે નહીં. જુઓ, ડુંગળી ઉગાડવા માટે કપૂર જેવા સુગંધી પદાર્થોનું ખેતરમાં ખાતર નાંખી, તેને ગંગા નદીના ચોખ્ખા જળવડે સોનાના કળશોથી સિંચન કર્યું હોય, વળી ડુંગળી ઊગતાં તેના પાંદડાને ચંદન અને

કસ્તૂરી જેવા પદાર્થોવડે લેપન કર્યું હોય તો પણ તે ડુંગળીની સ્વાભાવિક દુર્ગંધ દૂર થઇ શકતી જ નથી; કારણ કે તેમાં રહેલી દુર્ગંધ તેના હાડોહાડમાં વ્યાપી રહેલી હોય છે.

ઉપરના ઉપનયવાળા દૃષ્ટાન્તથી નિરાશ નહીં થતાં સાચા દિલથી મલિન વાસના કાઢવાનો સતત પ્રયાસ કરવામાં આવે અને શુભ પવિત્ર ભાવનાનું સિંચન ચાલુ રહે તો મલિન ભાવનાનું જોર ઘટતાં ધીરે ધીરે તે નષ્ટ થશે અને અંતે પવિત્ર–શુભ ભાવના વધશે.

શ્રીમદ્ દેવચન્દ્રજી મહારાજે પ્રથમ જિનેશ્વરના સ્તવનમાં કહ્યું છે કે—

પ્રીત અનાદિની વિષભરી, તે રીતે હો કરવા મુજ ભાવ;
કરવી નિર્વિષ પ્રીતડી, કીણ ભાંતે હો કહો બને બનાવ ?
ઋષભ જિણંદશું પ્રીતડી.

પ્રીત અનંતી પરથકી, જે તોડે હો તે જોડે એહ;
પરમપુરુષથી રાગતા, એકત્વતા હો દાખી ગુણગેહ.
ઋષભ જિણંદશું પ્રીતડી.

પ્રભુજીને અવલંબતાં, નિજ પ્રભુતા હો પ્રગટે ગુણરાશ;
દેવચન્દ્રની સેવના, આપે મુજ હો અવિચલ સુખવાસ.
ઋષભ જિણંદશું પ્રીતડી.

ઉપરના સ્તવનમાંના ઉદ્‌ગારો તેના ખાસ અર્થ–ભાવાર્થ–રહસ્ય સાથે સમજી જીવનમાં ઉતારવા પ્રયત્ન કરવાથી ઘણો લાભ થવા સંભવ છે.

[ આ. પ્ર. પુ. ૨૭, પૃ. ૨૨૦. ]

## ધર્મ અને વ્યાપાર પર ત્રણ વણિકોનું દૃષ્ટાન્ત.

કોઈ ત્રણ વણિકો પોતપોતાની મૂળ મૂડી-પુંજી સાથે લઇને વ્યાપાર કરવા પરદેશ નીકળ્યા. તેમાંથી એક વણિક સાવધાનપણે વ્યાપાર કરતા મૂળની પુંજીને વધારી-ઘણો લાભ મેળવી ઘરે આવ્યો. બીજો વણિક વ્યાપાર કરતાં ખર્ચ કરતાં વધારે કમાયો નહિ તેથી જેટલી પુંજી લઇને ગયો હતો તેટલી મૂળ પુંજીને લઈ ઘરે આવ્યો. ત્રીજો વણિક જે પુંજી લઈને ગયો હતો તે પુંજી બધી ગુમાવી બેઠો.

ઉપરના વ્યાપાર-વ્યવહારમાં ત્રણ વણિકોનું દૃષ્ટાંત દીધું તે પ્રમાણે ધર્મ-વ્યવસાયમાં પણ તેવી જ રીતે ત્રણ પ્રકારના જીવો હોય છે તે અહીં બતાવે છે.

મનુષ્યપણામાં પ્રશસ્તભાવે તપ-સંયમનું સેવન-ધર્મારાધન કરી ઉચ્ચ ગતિ સાધવામાં આવે તેણે મૂળગત મૂડીને વધારી લાભ મેળવ્યો જાણવો.

તથાવિધ પ્રાપ્ત થયેલ સાધનસામગ્રીને અને ભદ્રિકતા-સરળતાને જાળવી રાખી દાનરુચિ વિગેરે શુભ કરણીવડે ફરીને મનુષ્યભવ પામે તેણે મૂળની મૂડી સાચવી રાખી જાણવી.

હિંસા, વિશ્વાસઘાત, ચોરી અને વ્યભિચારાદિક હલકાં પાપકૃત્યો કરી નરક-તિર્યંચાદિ નીચી ગતિમાં ઉપજે તેણે મૂળની મૂડી-પુંજી ગુમાવી દીધી સમજવી.

[ આ. પ્ર. પુ. ૨૭, પૃ. ૩૦૬. ]

## ત્રણ પ્રકારના સાધુ.

હંસ, કાગ અને બગની જેવા તેમનાં આચરણ ઉપરથી ત્રણ પ્રકારના સાધુ કહ્યા છે.

૧. બાહ્ય અને અભ્યંતર શુદ્ધ આચરણવાળા સાધુ **હંસ** જેવા જાણવા.

૨. બન્ને પ્રકારે મલિન આચરણવાળા સાધુ **કાગ–કાગડા** જેવા જાણવા.

૩. બહારથી ઊજળા પણ અંતરથી મેલા આચરણવાળા સાધુ **બગ–બગલા** જેવા જાણવા.

ભાગ્યજોગે સદાચરણ સેવવાની–સારાં કામ કરવાની તક હાથ લાગી હોય તો તેને સાર્થક કરવી; પણ તેને નકામી ગુમાવી દેવી નહીં.

[ આ. પ્ર. પુ. ૨૭, પૃ. ૭૩. ]

---

## મનોરથોની ઉપયોગિતા અને બળ.

મનુષ્યો અનેક મનોરથો ભલે કર્યા કરે, પરંતુ જ્યાં સુધી વિચારોને મનોરથો સાથે ભેળવી દેવામાં ન આવે ત્યાં સુધી તે જય પ્રાપ્ત કરી શકશે નહિ. જે મનુષ્યો મનોરથ વિના વિચારને જીવનમાં મૂકે છે તે નાવિક વિનાના વહાણની પેઠે ગોથાં ખાય છે અને લય પામી જાય છે; તેથી જે મનુષ્ય પોતાના જીવનમાં કાંઇ કાર્ય–સેવા આત્મકલ્યાણ કરવા ઇચ્છતો હોય અને તેમ કરી જિંદગી સફળ કરવા માગતો હોય તેણે પોતાના વિચારો મનોરથોની સાથે જોડી દેવા જોઇએ.

જે મનુષ્યોને જીવનનો ઉદ્દેશ હોતો નથી તેઓ ભય, ચિન્તા, દુઃખો વિગેરેના ભોગ થાય છે. દરેક મનુષ્યોએ પોતાના મનમાં આત્મકલ્યાણના આદર્શો અને જીવનના મનોરથો ઘડી રાખવા જોઈએ અને તેને સફળ કરવા સતત પ્રમાણિક ઉદ્યમ કરવો જોઈએ. મનુષ્યે ચિત્ત–દૃઢચિત્તથી પોતાની વિચારશક્તિઓને પોતાના મનોરથના લક્ષ્ય પર લઈ જવી જોઈએ અને તેને શ્રેય સમજી તેની સફળતા અર્થે પોતાનું જીવન અર્પણ કરવામાં જરા પણ શંકાસ્પદ ન થવું જોઈએ. પોતાના વિચારોને અયોગ્ય વિકલ્પો, ઈચ્છાઓ તથા વિષયો તરફ જતાં રોકવાં જોઈએ.

જેમને પોતાના મનોરથ સફળ થવાની આશા બીલકુલ ન હોય તેમણે પોતાના વિચારોને કર્તવ્યની પૂર્ણાહુતી કરવા તરફ લગાડવા જોઈએ.

સૌથી વિશેષ ભીરુ મનુષ્ય પણ શક્તિ, સતત ઉદ્યોગ અને અભ્યાસથી મનોરથ પ્રમાણે પ્રાપ્ત કરી શકે છે. સાધારણ મનુષ્ય પણ અભ્યાસવડે મનોરથને સોંપેલા વિચારોવડે સામાન્ય મનુષ્ય મટી દૈવી મનુષ્ય બની જાય છે. એટલા જ માટે મહાપુરુષ કહે છે કે–ખરાબ વિચારોવાળો મનુષ્ય સદ્વિચાર કરવાના સતત અભ્યાસથી સદ્વર્તનશાળી બની શકે છે.

મનુષ્યે પોતાના મનોરથોના ધ્યેયને ધ્યાનમાં રાખી, પોતાના ઈષ્ટસ્થાન પર પહોંચવાનો સરળ માર્ગ શોધી કાઢી, લક્ષ્યના સુંદર માર્ગમાં વિચરતી વખતે આમતેમ જોયા વિના વિહાર કરવો જોઈએ.

સુંદર મનોરથમાં વિહરનારે સંદેહ, શંકા, ભય અને

શૂન્યતાને દૂર ફેંકી દેવાં જોઈએ, કારણ કે તે તેના માર્ગમાં કાંટારૂપ છે અને જ્યાં તેને અવકાશ નથી ત્યાં મનોરથદઢતા, કાર્યશક્તિ તૈયાર હોય છે. જે મનુષ્યે સંદેહ વગેરે ઉપર જય મેળવ્યો તેણે નિષ્ફળતાને નિશ્ચયથી જીતી લીધેલ હોય છે, દરેક કઠિનતાની સામે સાહસ કરે છે અને બુદ્ધિપૂર્વક પ્રયાસ કરે છે તે તેના પર વિજય મેળવે છે. નિડર થઇને વિચારરૂપ મનોરથોને તદાત્મક સ્વરૂપે કરી દેવામાં આવે તો મનુષ્ય પોતાની શક્તિ ઉપર શાસન કરનાર નરરત્ન કહેવાય છે. આવા વીરપુરુષો પોતાની શક્તિથી, મનોરથના બળથી, અપરિમિત ઉદ્યોગથી ઇચ્છિત-ધારેલાં કાર્યો કરી શકે છે. આવાં ઘણાં દૃષ્ટાંતો જૈન અને જૈનેતર શાસ્ત્રોમાં મોજુદ છે.

[ આ. પ્ર. પુ. ૨૭, પૃ. ૧૧૩. ]

---

## ભોગલાલસાને તજવાની-જીતવાની જરૂર.

૧. ભોગલાલસાવર્તી આત્મા કર્મના લેપથી મલિન થવા પામે છે અને ભોગલાલસાનો ત્યાગી આત્મા કર્મથી લેપાતો નથી. ભોગલાલસાવંત આત્મા સંસારચક્રમાં ભ્રમણ કરતો રહે છે અને ભોગલાલસાનો ત્યાગી મહાત્મા ભવભ્રમણથી મુક્ત થાય છે.

૨. એક લીલો, બીજો સુક્કો એવા બે માટીના ગોળાને ભીંત સાથે અફળાવ્યા છતાં જે લીલો ગોળો છે તે ભીંતને ચોંટી જાય છે, સુક્કો ગોળો ભીંત ઉપર ચોંટતો જ નથી.

૩. એ રીતે જે કોઈ કામભોગની લાલસાવાળા દુર્બુદ્ધિ મોહમૂઢ જનો છે તેઓ સંસારમાં ચોંટી રહે છે અને સુક્કા

ગોળાની જેવા જે કોઈ ભોગલાલસાથી વિરક્ત થયેલા છે તે સંસારમાં ચોંટતા નથી પરંતુ શીઘ્ર મુક્ત થાય છે. ભોગલાલસાને ભવભ્રમણ કરાવનારી જાણી સુજ્ઞજનોએ તજવા યોગ્ય છે.

[ આ. પ્ર. પુ. ૨૫, પૃ. ૨૮૨. ]

## નિર્ગ્રંથ શબ્દનો ભાવાર્થ.

**ગ્રંથ એટલે અષ્ટવિધ કર્મ** અને તે કર્મના હેતુરૂપ **મિથ્યાત્વ, કષાય, અવિરતિ** અને **મન, વચન, કાયાના યોગ** ( વ્યાપાર ) તે સઘળાં કર્મો અને તે કર્મના બંધહેતુરૂપ મિથ્યાત્વ, કષાયાદિકને ટાળવા ( જીતવા–નિગ્રહ કરવા ) જે સરલ ભાવે ત્રિકરણ યોગે સાવધાનપણે પ્રયત્ન કરે છે તે **ખરા નિર્ગ્રંથ કહેવાય છે.**

[ આ. પ્ર. પુ. ૨૫, પૃ. ૨૮૨. ]

## અમે આવા ગુણવાળાને બ્રાહ્મણ કહીએ છીએ.

૧. ઘી સિંચેલા અગ્નિની પેઠે પૂજિત અને કેવળજ્ઞાની જેને વખાણે છે એવા સદ્‌ગુણવંતને અમે બ્રાહ્મણ કહીએ છીએ ( પૂર્વોક્ત સદ્‌ગુણવંત તે પાંચ મહાવ્રતધારી સાધુ–મુનિજનો જ હોઇ શકે છે ).

૨. જે મનુષ્ય સ્વજન–કુટુંબવાળાં સ્થાને આવી હરખાતો નથી અને બીજા સ્થાનકે જતાં ખેદ ધરતો નથી તથા તીર્થંકર પ્રભુનાં પ્રકાશેલાં વચનોમાં રમણ કરે છે તેને અમે બ્રાહ્મણ કહીએ છીએ.

૩. નિર્મળ કરેલા અને ઓપેલા સુવર્ણ જેવા યથોક્ત તપ-

વડે વિશુદ્ધ થયેલા અને રાગ–દ્વેષ તથા ભયરહિતને અમે બ્રાહ્મણ કહીએ છીએ.

૪. તપવડે કૃશ કાયાવાળા, ઇંદ્રિયોને દમનારા, લોહી માંસ જેનાં સૂકાણાં છે એવા ( કૃશ શરીરવાળા ), અહિંસાદિક વ્રતો પાળવામાં સાવધાન અને જેણે ક્રોધાદિક કષાય ટાળ્યા છે તેને અમે બ્રાહ્મણ કહીએ છીએ.

૫. કોઇ પણ જીવ માત્રને કોઈ પણ રીતે હણતા નથી તેને અમે બ્રાહ્મણ કહીએ છીએ.

૬. ક્રોધથી, લોભથી, હાસ્યથી કે ભયથી જે કદાપિ જૂઠું બોલતા નથી તેને અમે બ્રાહ્મણ કહીએ છીએ.

૭. સજીવ, અજીવ કે મિશ્ર, થોડી કે ઘણી કોઇ ચીજને જેઓ કદાપિ ગ્રહણ કરતા નથી તેને અમે બ્રાહ્મણ કહીએ છીએ.

૮. દેવ, મનુષ્ય અને તિર્યંચ સંબંધી વિષયભોગ મન, વચન ને કાયાથી જે કદાપિ કરતા નથી, કરાવતા નથી અને અનુમોદતા નથી તેને અમે બ્રાહ્મણ કહીએ છીએ.

૯. જેમ પંકમાં ઉત્પન્ન થયેલ અને જળથી વૃદ્ધિ પામેલ કમળ પંકથી અને જળથી લેપાતું નથી તેમ જે કામભોગથી જરા પણ લેપાતા નથી તેને અમે બ્રાહ્મણ કહીએ છીએ.

૧૦. લોલુપતા રહિત કેવળ સંયમની રક્ષા માટે જ પિંડને પોષનાર, ગૃહ રહિત, પરિગ્રહ રહિત અને ગૃહસ્થોના પરિચય રહિત નિર્લેપપણે સંયમ સાધનારને અમે બ્રાહ્મણ કહીએ છીએ.

૧૧. જે માતપિતા, બાંધવો તથા જ્ઞાતિસંબંધ છોડીને

ભોગતૃષ્ણા તજી સાવધાનપણે સંયમનું પાલન કરતા રહે છે તેને અમે બ્રાહ્મણ કહીએ છીએ.

[ આ. પ્ર. પુ. ૨૪. પૃ. ૨૮૨ ]

---

## આ તે જીવની કેવી જડતા ?

૧. મોહની ગાઢ નિંદમાં પડેલો જીવ બેભાન બની ગયો છે.

૨. તેમાંથી ઢંઢોળી જગાડવા કોઇ કોઇ ઉપકારી જનો પ્રયત્ન પણ કરે છે, છતાં અભાગી જીવ જાગતો નથી અને પ્રમાદમાં પડ્યો પડ્યો ઘોર્યા કરે છે.

૩. આ માનવભવ, આર્ય દેશ, ઉત્તમ કુળ, ઉત્તમ જાતિ પ્રમુખ દુર્લભ સામગ્રી કેટલી મુશીબતે પામ્યો છે તેનું પણ તેને કશું ભાન નથી.

૪–૫. આ માનવભવ દશ દૃષ્ટાંતે દુર્લભ કહ્યો છે; પરંતુ મદ, વિષય, કષાયાદિથી પ્રમાદવશ થઇ જીવ તેવા મનુષ્યભવને એળે ગુમાવી રહ્યો છે.

૬. મધુબિંદુની જેમ નજીવા ક્ષણિક વિષયસુખમાં આ પ્રાણી કેટલો બધો લોભાઇને કેટલો બધો દુ:ખી થઇ રહ્યો છે?

૭. કોઇ ઉપકારી જ્ઞાની ગુરુ તેને તેની ભયંકર સ્થિતિનું ભાન કરાવવા અને બનતા પ્રયાસે તેને તેના મહાદુ:ખરૂપ કૂપમાંથી ઉદ્ધરવા વિદ્યાધરની પેઠે હિતભરી પ્રેરણા કર્યા કરે છે, પરંતુ તે અભાગી જીવ પેલી વિષયતૃષ્ણા તજી તેમના શરણે જવામાં વિલંબ કર્યા કરે છે.

૮. સંસારચક્રમાં ભમતાં અનંતી વાર વિવિધ વિષયજન્ય સુખ પામી ચૂકયો છે છતાં જાણે પ્રથમ કોઈ વાર પામ્યો જ ન હોય તેમ અત્યારે તુચ્છ વિષયસુખમાં મૂંઝાઇ રહ્યો છે અને ખરું ધાર્મિક કર્ત્તવ્ય–આત્મસાધન કરવાનું ભૂલી પરિણામે જન્મ–મરણના ફેરામાં પડે છે.

[ આ. પ્ર. પુ. ૨૬, પૃ. ૨૦૮. ]

---

## ખરી જરૂર શાની છે? હવે કંઇક જાગીને જુઓ!

પ્રભુ! અમને ખરા માણસ આપો! આવા સમયમાં મોટા દિલના, મજબૂત મનના, ખરી શ્રદ્ધાવાળા અને કામ કરવાને ખુશી, પદવીના લોભથી તણાઈ ન જાય તેવા, પદવીની લાલચથી ઠગાય નહિ તેવા, દૃઢ અભિપ્રાય તથા મજબૂત સંકલ્પ–શક્તિવાળા, સત્યવાન, ચારિત્રપાત્ર માનવોની જરૂર છે.

**કર્તવ્ય કરો**–પોતાના અધિકાર પ્રમાણે કામ કરો, તેના ફળ માટે અધીરા ન બનો. અર્પણબુદ્ધિથી કામ કરનાર ઘણું કમાય છે.

**નિઃસ્વાર્થ સેવાથી થતો આત્મસંતોષ**–એ તેનો જેવો તેવો બદલો નથી.

**ધર્મની પરીક્ષા–કસોટી**—દેશના સામાજિક પ્રશ્નોનાં નિર્ણયમાં અમુક ધર્મ કેટલો ઉપયોગી થઇ પડે છે એ ધર્મની પૂરતી કસોટી છે, એમ હાલનું જગત વધારે ને વધારે માનતું જશે.

તમારા પોતાના ધર્મ તરફ દૃષ્ટિ ફેરવો, તેનાથી તમારા

દેશની ઉન્નતિ થાય છે કે કેમ ? તેની તપાસ કરો. તે કાંઇ કામ કરે છે કે નહીં ? તેની તજવીજ કરો. જે કાંઇ પરિણામ આવવું જોઇએ તે તેનાથી આવે છે કે નહીં ? તેની તપાસ કરો.

જે માણસ સંપૂર્ણ રીતે ધર્મનિષ્ઠ રહે તેને સમાજસેવા તથા દેશાભિમાન તરફ કેટલું પ્રોત્સાહન રહે છે ? તેની તપાસ કરો. એવી વિચારવા યોગ્ય ઘણી ઘણી બાબતો છે. કોઇ માણસનું ધાર્મિક જીવન તેના કાર્યોમાં સ્પષ્ટ રીતે માલૂમ પડી ન આવે તો તે જીવન ચૈતન્યમય અગર ખરું જીવન હોઇ શકે નહીં. માત્ર બુદ્ધિમાન લોકોની એક જાતિ ઉત્પન્ન કરવી એ જ કેળવણીનો હેતુ હોવો જોઇએ નહીં. સમાજના અંગભૂત તરીકે લોકોમાં કર્તવ્યબુદ્ધિ અને જવાબદારીની લાગણી ઉત્પન્ન થાય એ પણ તેનો હેતુ છે.

**એક્તા**–વિચાર, વાણી અને વર્તન–આચારની એક્તા આવવી જોઇએ, અને દરેકમાંથી મલિનતા દૂર થઇ પવિત્રતા દાખલ થવી જોઇએ. એમ કરવાના અભ્યાસથી જ આપણા સૌનું શ્રેય સંભવે છે.

[ આ. પ્ર. પુ. ૨૭, પૃ. ૩૧૫. ]

---

## કષાયનો જય.

કષ=સંસાર, તેનો આય=લાભ કરે તે કષાય.

**કષાય**–ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર પ્રકારનો છે. તે દરેકનું પ્રશમરતિકાર નીચે મુજબ વર્ણન કરે છેઃ—

**ક્રોધ**–કષાય સહુને પરિતાપ કરનાર, ઉદ્વેગ કરનાર અને

વૈર-વિરોધ ઉપજાવનાર છે, એટલું જ નહીં પરંતુ તે ભવિષ્યમાં થનારી સારી ગતિને પણ અટકાવે છે.

**માન**-જ્ઞાન, આચાર અને વિનયને લોપનાર, તથા ધર્મ, અર્થ અને કામમાં અંતરાય પાડનાર એવા માન કષાયને ખરો વિદ્વાન થોડો વખત પણ સ્થાન આપતો નથી અર્થાત્ તેને ટકવા દેતો નથી.

**માયા**-માયાવી પુરુષે કદાચ કંઈપણ અપરાધ કર્યો ન હોય તો પણ તે માયાદોષથી દૂષિત સતો સર્પની પેઠે કોઇને પણ વિશ્વાસપાત્ર થઇ શકતો નથી.

**લોભ**-સર્વ વિનાશના મૂળરૂપ અને સર્વ આપદાઓ પામવાના મુખ્ય કારણરૂપ લોભને વશ થયેલ જીવને એક ક્ષણ પણ સુખ-શાન્તિ ક્યાંથી હોય ?

ઉક્ત ક્રોધ, માન, માયા અને લોભ અતિ દુર્જય છે. તેમને વશ પડેલ જીવને એટલાં બધાં કષ્ટ સહેવાં પડે છે કે તેનું સંપૂર્ણ વર્ણન પણ થઇ ન શકે. ટુંકાણમાં ક્રોધથી પ્રીતિનો વિનાશ થાય છે, માન-અહંકારથી વિનય ગુણનો લોપ થાય છે, માયા-કપટ-શઠતાથી વિશ્વાસ ભંગ થવાને લીધે મિત્રતા-ભાઈચારાનો નાશ થાય છે અને લોભથી સર્વ ગુણનો વિનાશ થાય છે.

ક્ષમા-સમતા-ઉપશમભાવથી સહિષ્ણુતા કેળવી ક્રોધનો જય કરવો, મૃદુતા-નમ્રતાવડે માન-અહંકારનો જય કરવો, ઋજુતા-સરળતાવડે માયા-કપટનો જય કરવો અને સંતોષ-વૃત્તિવડે લોભ-તૃષ્ણાનો જય કરવો.

દયા ધર્મનું મૂળ છે. ક્રોધી–અક્ષમાશીલ–અસહિષ્ણુ હોય તે દયાને સાધી–આરાધી શકતો નથી, તેથી જે ક્ષમાપ્રધાન–ક્ષમાવંત ક્ષમાશ્રમણ હોય તે ઉત્તમ અહિંસા–દયાધર્મને સાધી–પાળી–આરાધી શકે છે.

સર્વે ગુણો વિનયને આધીન છે અને વિનય ગુણ મૃદુતાને આધીન છે, તેથી જેનામાં સંપૂર્ણ મૃદુતા વસે છે તે સર્વ ગુણભાગી બની શકે છે.

માયાવી જીવ વિશુદ્ધિ પામતો નથી, અશુદ્ધ આત્મા ધર્મને આરાધી શકતો નથી, ધર્મારાધન વગર મોક્ષ થતો નથી અને મોક્ષ ઉપરાંત બીજું કોઇ પરમસુખ વિદ્યમાન નથી.

લોભ–તૃષ્ણામાં તણાતો જીવ સુખશાંતિને પામતો નથી અને સંતોષ સમાન કોઇ સુખ નથી તેથી લોભ તજી સંતોષનો આશ્રય કરવો યુક્ત છે.

[ આ. પ્ર. પુ. ૨૬, પૃ. ૨૭૦. ]

---

## સિદ્ધ પરમાત્માના આઠ ગુણો અને તેથી થતો આત્મિક લાભ.

૧. **અનંતજ્ઞાન**–જ્ઞાનાવરણીય કર્મનો ક્ષય થવાથી આ ગુણ પ્રાપ્ત થાય છે. આથી લોકાલોકના સ્વરૂપને સમસ્ત પ્રકારે જાણે છે.

૨. **અનંતદર્શન**–દર્શનાવરણીય કર્મનો ક્ષય થવાથી, આ ગુણ પ્રાપ્ત થાય છે. આથી લોકાલોકના સ્વરૂપને સમસ્ત પ્રકારે દેખે છે.

૩. **અવ્યાબાધસુખ**–વેદનીય કર્મનો ક્ષય થવાથી, સર્વ પીડા રહિત–નિરુપાધિકપણું પ્રાપ્ત થાય છે.

૪. **અનંતચારિત્ર**–મોહનીય કર્મનો ક્ષય થવાથી આ ગુણ પ્રાપ્ત થાય છે. આમાં ક્ષાયિક સમ્યક્ત્વ અને યથાખ્યાત ચારિત્રનો સમાવેશ થાય છે. આથી સિદ્ધ ભગવાન સ્વસ્વભાવમાં સદા અવસ્થિત રહે છે તે જ ત્યાં ચારિત્ર છે.

૫. **અક્ષય સ્થિતિ**–આયુઃકર્મનો ક્ષય થવાથી, નાશ ન થાય એવી અનંત સ્થિતિ પ્રાપ્ત થાય છે. પ્રત્યેક સિદ્ધની સ્થિતિની આદિ છે પણ અંત નથી; તેથી તેની સાદિઅનંત સ્થિતિ કહેવાય છે.

૬. **અરૂપીપણું**–નામકર્મનો ક્ષય થવાથી વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ રહિતપણું થાય છે; કેમ કે શરીર હોય તો એ ગુણો રહે છે પણ સિદ્ધ ભગવાનને શરીર નથી તેથી અરૂપીપણું પ્રાપ્ત થાય છે.

૭. **અગુરુલઘુ**–ગોત્રકર્મનો ક્ષય થવાથી આ ગુણ પ્રાપ્ત થાય છે તેથી ભારે, હળવો અથવા ઉચ્ચ, નીચપણાનો વ્યવહાર રહેતો નથી.

૮. **અનંતવીર્ય**–અંતરાય કર્મનો ક્ષય થવાથી અનંતદાન, અનંતલાભ, અનંતભોગ, અનંત ઉપભોગ અને અનંત વીર્ય–શક્તિ પ્રાપ્ત થાય છે.

એ પ્રકારે ખરા પુરુષાર્થયોગે સિદ્ધ પરમાત્માને પ્રાપ્ત થયેલા આઠ ગુણોથી અપૂર્વ અને નિરંતરનો આત્મિક લાભ પ્રાપ્ત થયેલો હોય છે.

[ આ. પ્ર. પુ. ૨૭, પૃ. ૪૪. ]

---

# બોધદાયક વચનો.

૧. તન અને મનની કોઈ પણ શક્તિનો સદુપયોગ તે સદ્ગુણ અથવા પુણ્ય છે અને તેનો દુરુપયોગ કે ક્ષય તે દુર્ગુણ અથવા પાપ છે.

૨. આપણને એવી જાતના શિક્ષણની જરૂર છે કે જેનાથી આપણું ચારિત્ર બંધાય (નીતિ-રીતિ સુધરે), માનસિક બળનો વધારો થાય, બુદ્ધિ વિશાળ બને અને જેના યોગે માણસ પોતાના જ પગ ઉપર ઊભો રહી શકે-સ્વાશ્રયી બને.

૩. આપણી માતૃભૂમિના કલ્યાણ માટે તેના કેટલાક બાળકોએ પવિત્ર બ્રહ્મચારી અને બ્રહ્મચારિણીઓ થવાની તેનાથી ખાસ જરૂર છે.

૪. આ દેશમાં ભાષણોથી કંઇ જ વળે તેમ નથી. આપણા ભણેલા દેશીઓ (કદાચ) તે સાંભળશે ને બહુ તો તાળીઓ બજાવી 'શાબાશ! ઠીક કહ્યું'ના પોકારો કરી પોતાનો આનંદ જણાવશે એટલું જ માત્ર. ઘેર જઈને તો સાંભળેલું તમામ ખલાસ.

૫. આપણને જેની ખાસ જરૂર છે તે થોડાક તરુણ યુવકોની છે કે જેઓ પોતાના દેશબંધુઓને માટે સઘળું જ ત્યાગી દે અને વખત પડે ત્યારે ભોગ આપવા પણ તત્પર થાય; માટે પ્રથમ તો આપણે એમનાં જીવન ઘડવાં જોઇએ. ત્યારપછી તેના દ્વારા ખરા કામની આશા રાખી શકાય.

૬. જે દેશના લોકોને પેટપૂરતું ખાવાનું સુદ્ધાં મળતું નથી તે લોકો ધર્મને કેવી રીતે ને કયાંથી આચરી શકે? (પેટનો ખાડો પૂરાયા વગર ધર્મ-કર્મ કયાંથી સૂઝે)?

૭. કોઇના પણ દોષો તેના મોઢામોઢ કહો અને બીજાઓ આગળ તો તેના ગુણ જ ગાઓ (એથી સ્વપરહિતરક્ષા થવા સંભવ છે).

૮. દરેક જણ પોતે ધારે તેવો મહાન્ થઇ શકે. અખંડ બ્રહ્મચર્ય એ શક્તિ અને બળની ચાવી છે.

૯. માત્ર ઇશ્વરપ્રાપ્તિના હેતુપૂર્વક જ જે જન બાર વર્ષ સુધી અખંડ બ્રહ્મચર્ય પાળે છે તેનામાં એ શક્તિ ચોક્કસ આવે છે, એવો મારો જાતિઅનુભવ છે.

૧૦. જે પ્રજાને તેના પિતાનો ઇતિહાસ નથી તે પ્રજાને આ જગતમાં બીજું કંઇ જ નથી. હું ફલાણા ફલાણા ખાનદાનનો ફરજંદ છું એવું જે માણસને શ્રદ્ધાપૂર્વક અભિમાન હોય તે માણસ ખરાબ થશે એવું તમે માનતા હો તો ન માનશો.

૧૧. જ્ઞાનપ્રદાનનું કામ જ્યાંસુધી ત્યાગી–સાધુ, સંન્યાસીઓના હાથે થતું ત્યાંસુધી ભારતનું ભવિષ્ય સર્વથા ઊજળું હતું, ભારતને માટે બધી બાબત જ સુગમ હતી.

૧૨. ભારતના સંતાનોનાં શિક્ષણનો ભાર જ્યાંસુધી સાચા ત્યાગીઓના શિરે પાછો નહિ મૂકવામાં આવે ત્યાંસુધી ભારતને પારકા જોડા ઉપાડવા જ પડશે. (પારકી આજ્ઞા માનવી જ પડશે.)

૧૩. આપણા લોકોનું મોટું અનિષ્ટ આળસ છે અને એ જ આપણી દરિદ્રતાનું મુખ્ય કારણ છે.

૧૪. વિશ્વવ્યાપી બંધુત્વ ‘ वसुधैव कुटुम्बकम् ’ એ ભાવને

શી રીતે પમાય છે ? પ્રથમ તો એક જ્ઞાતિ, પંથ કે મંડળના સંકુચિત અને નાના સરખા મર્યાદિત ક્ષેત્રમાં જ એ બંધુ-ભાવની શરૂઆત થાય છે. પછી ક્રમે ક્રમે આગળ વધતાં તેનો ધીરે ધીરે વિકાસ થઇને છેવટે 'वसुधैव कुटुम्बकम्' વિશ્વવ્યાપી બંધુત્વના ઉત્કૃષ્ટ ભાવને પમાય છે.

૧૫. ઉમ્મર વધવાની સાથે મનુષ્યનું પ્રેમ, ભક્તિ અને વિશ્વાસનું ક્ષેત્ર પણ વિસ્તૃત થવું જોઈએ, અને મરણસમય નજદિક આવતાં તો ચરાચર સર્વ સૃષ્ટિમાં પ્રભુનો સાક્ષાત્કાર કરવાની સ્થિતિએ પહોંચવું જોઈએ.

૧૬. કાર્યની સિદ્ધિના વિલંબ, અવિલંબનો આધાર તે કાર્ય માટેની ખંત અને સ્વાર્થત્યાગની મર્યાદા પર રહેલો છે.

૧૭. આંતર તેમ બાહ્યજીવનની ઉન્નતિ સાધો અને તેમાં વિષમતા આવવા ન દ્યો.

૧૮. **ત્યાગ અને સેવા એ બે હિંદના રાષ્ટ્રીય ધ્યેયો** છે. એ બે દિશામાં પૂર્ણ પ્રગતિ થતાં–એ બે ભાવોની રેલમછેલ થતાં બાકીનું બધું આપોઆપ આવી મળશે.

૧૯. ધાર્મિકતાની ધ્વજા–અધ્યાત્મજ્ઞાનની પતાકા ભારત-વર્ષમાં જેટલી ઊંચે ચઢે તેટલી ઓછી છે. એમાં જ ભારતનો ઉદ્ધાર છે અને એ જ ઉદ્ધારની ચાવી છે.

૨૦. મનુષ્ય જે કામ કરે છે તે ઉપરથી નહિં પણ તે જે રીતિથી પોતાનું કામ કરે છે તે રીત ઉપરથી જ તેને હલકો કે ઉત્તમ કહેવો જોઈએ. કામ કરવાની રીત અને તે કરવાની તેની શક્તિ એ બે જ મનુષ્યની ખરેખર કસોટી છે.

૨૧. અજ્ઞાનાવૃત જીવાત્માઓને જાગૃત અને મુક્ત કરવામાં ઉચ્ચ કોટિની નિષ્કામ નિષ્ઠા ખરેખર ઘણી જ મદદગાર થાય છે.

૨૨. પ્રત્યેક વિજયવંત મનુષ્યની પાછળ કોઇ ને કોઇ ઠેકાણે સાચી નીતિ અને સુંદર સહૃદયતા રહેલી હોવી જોઇએ.

૨૩. નિઃસ્વાર્થતાના પ્રમાણમાં જ સફળતાનું પ્રમાણ રહેલું હોય છે.

૨૪. જે માણસ સ્વતંત્ર રીતે નિષ્કામપણે કર્મ કરે છે તે પરિણામની પરવા કરતો નથી. નોકર હોય તે જ પગારની ગરજ કરે છે–રાખે છે.

[ આ. પ્ર. પુ. ૨૬, પૃ. ૯૩. ]

## આત્મોન્નતિપ્રેરક હિતવચનો.

૧. મનુષ્ય જ્યારે અહંભાવ ભૂલી જઇને એકનિષ્ઠાથી કામ કરે છે ત્યારે જે કાર્ય થાય છે તે ઊલટું બહુ જ સારું થાય છે. બધાં જ કાર્યો એવી રીતે કરવાં જોઇએ.

૨. યોગવડે જેણે પરમાત્મા સાથે એક્તા સાધી છે તે મનુષ્ય પોતાનાં બધાં જ કાર્યો એવી રીતે એકતાનથી કરે છે, અને તેમાં કોઇ જાતનો સ્વાર્થ રાખતો નથી.

૩. આપણે એવાં કામ હાથ ધરવાં જોઇએ કે જેમાં સારાનું પ્રમાણ વધારેમાં વધારે હોય અને દોષનો ભાગ ઓછામાં ઓછો હોય. નિર્ભય, સાહસિક અને નિઃસ્પૃહ થવું એ કેટલું સારું છે ?

૪. જે લોકો પોતાનો અહંભાવ ભૂલી જઇને કામ કરે છે

તેઓ દોષભાગથી અલિપ્ત રહે છે, કારણ કે તેઓ જે કાર્ય કરે છે તે જગતના શ્રેય અર્થે હોય છે.

૫. અનાસક્ત રહી કર્ત્તવ્ય-કર્મ આચરવાથી સર્વોત્તમ સુખ ને મોક્ષની પ્રાપ્તિ થાય છે.

૬. જેને કશાની પરવા નથી હોતી તેની પાસે બધું જ આવે છે. કહ્યું છે કે-'ત્યાગે તેની આગે.'

૭-૮. **આદર્શ અને તે પણ એક જ આદર્શ માટે જીવો.** તે આદર્શને એવો તો મહાન્, એવો તો સંગીન થવા દ્યો કે જેથી મનમાં બીજો કોઇ પણ ભાવ રહેવા ન પામે, બીજા કશાને માટે મનમાં અવકાશ જ ન રહે કે બીજું વિચારવાનો વખત પણ ન રહે.

૯. "**આદર્શ માટેની તાલાવેલી**" બસ આદર્શની સિદ્ધિને માટે એ જ એક સર્વથી પહેલું અને મોટામાં મોટું પગથિયું છે. તે પછી તો બધું સહેલું ને સરલ બની જાય છે.

૧૦. પરમાત્માને જ હમેશાં શોધો, કેમ કે પરમાત્મામાં જ અનંત સુખ રહેલું છે.

૧૧. જે અપરિમેય અને અનિર્વચનીય છે, જે હૃદયના ઊંડાણમાં જ માત્ર જોઇ શકાય છે, જે તુલનાતીત છે, સીમાતીત છે, અવિકારી છે અને આકાશ જેવો અનંત છે તે પરમાત્માને ઓળખો, તેને જ શોધો-બીજા કશાને શોધો નહિ.

૧૨. સર્વવ્યાપક અને સર્વશક્તિમાન સચ્ચિદાનંદના જ્ઞાનદ્વારા શાશ્વતશાન્તિ અને પ્રેમની પ્રાપ્તિ એ જ યોગીજનની એક માત્ર ભાવના હોય છે:

૧૩. જેમના ઉપર કોઇ પણ જાતના બંધનનો અધિકાર ચાલતો નથી તે જ ખરો યોગી છે.

૧૪. માત્ર ( આત્મ ) સાક્ષાત્કાર જ આપણને મુક્તિનો અનુભવ કરાવે છે.

૧૫. સાચું સુખ ઇંદ્રિયોના વિષયભોગમાં નથી રહ્યું, પણ ઇંદ્રિયોથી પર રહેવામાં રહ્યું છે.

૧૬. ખરું વ્યક્તિત્વ કદાપિ વિકાર પામતું નથી અને પામશે પણ નહિ; એવું વ્યક્તિત્વ તે આપણો અંતરાત્મા–શુદ્ધાત્મા–નિત્યાત્મા છે, આપણે પોતે જ છીએ.

૧૭. ભલા થવું ને ભલાઇ કરવી એ જ ધર્મસર્વસ્વ છે.

૧૮. પ્રમાણિકતા એ જ સૌથી સરસ નીતિ છે, સદ્‌ગુણી માણસને અંતે લાભ જ થાય છે.

૧૯. મહાન્ ચીજો, મહાન્ ભોગો–આત્મસમર્પણ સિવાય કદી પ્રાપ્ત થઈ શકતી નથી.

૨૦. મારો આત્મા સનાતન શાંતિ અને અનંત આરામને માટે તલસે છે.

૨૧. એકલા સાવધાન રહો ! એકલા સાવધ રહો ! એકલો રહેનારો બીજાઓની સાથે કદી અથડામણમાં નથી આવતો, કોઇને ખલેલ નથી કરતો ને પોતે પણ ખલેલ નથી પામતો.

[ આ. પ્ર. પુ. ૨૬, પૃ. ૯૫. ]

---

# આત્મહિતૈષી જનોને ઉત્તેજક વચનો.

૧. અનંત વીર્ય, અનંત ઉત્સાહ, અનંત સાહસ અને અનંત ધૈર્યની અપેક્ષા રાખો; તો જ મહાકાર્ય સિદ્ધ થઇ શકે ને દુનિયાનું ભલું થઇ શકે.

૨. 'સમયોચિત કર્ત્તવ્ય સાધન' એ જ શ્રેષ્ઠ માર્ગ છે અને કાર્ય, કાર્યને સમજીને આદરવાથી તે બંધનરૂપ નીવડતું નથી.

૩. શુભની વૃદ્ધિદ્વારા જ અશુભનો નાશ થશે.

૪. દોષ જોવા બહુ સ્હેલ છે, પણ ગુણ જોવા એ જ મહાપુરુષનો ધર્મ છે.

૫. ભય કેવો? કોનો ભય? છાતી વજ્ર જેવી કરીને કર્ત્તવ્ય કરવા મંડી પડો.

૬. પરસ્પરની ટીકા કરવી એ તો સર્વનાશનું મૂળ છે.

૭. યથાર્થ સાધુતા, હૃદયની ઉદારતા, મહત્તા અને પવિત્રતા જ્યાં હોય ત્યાં મારું મસ્તક ચિરકાળ આદરપૂર્વક નમો.

૮. સ્વાર્થસાધનારૂપ લોઢાની સાંકળ અને નિઃસ્વાર્થ સેવારૂપ સોનાની સાંકળ એવી બે સાંકળો પૈકી સોનાની સાંકળ અનેક રીતે ઉપકારક છે અને હેતુ સરી રહેતાં તે સાંકળ પોતાની મેળે જ દૂર થઇ જાય છે.

૯. મારા પોતાના જ કલ્યાણનો વિચાર કરવાનો હું ગમે તેટલો યત્ન કરું છું છતાં પણ બીજાઓના હિતનો વિચાર

મને વારંવાર આવ્યા કરે છે–વખતોવખત તેમ કરવાની મને ફરજ પડે છે.

૧૦. જો તમને નેતા થવાની ઇચ્છા હોય તો પ્રથમ સૌના સેવક બનો.

૧૧. શક્તિ વિના જગતનો ઉદ્ધાર નથી થતો, શક્તિ વગર કંઇ જ થઇ શકે નહીં.

૧૨. પરોપકારવૃત્તિ આવ્યા વગર પોતાની મુક્તિની ઇચ્છા રાખવી એ જ અઘટિત છે. પરને અર્થે જેણે સર્વસ્વ અર્પી દીધું તે જ મુક્ત થાય છે.

૧૩. દોષો અને ખામીઓથી ભરપૂર હોવા છતાં એક માત્ર હિન્દની જ ભૂમિ એવી છે કે જ્યાં જીવાત્મા મુક્તિ સંપાદિત કરી શકે છે–પરમાત્માને પ્રાપ્ત કરી શકે છે.

૧૪. આ બધો પાશ્ચાત્ય ભભકો મિથ્યા ગર્વ માત્ર છે, તે આત્માને માટે કેવળ બંધન કર્તા જ છે.

૧૫. સત્ય જ માત્ર એકલું ચિરંજીવ છે. ભગવાન્ સત્ય દેવ ! તું મારો માર્ગદર્શક થા !

[ આ. પ્ર. પુ. ૨૬, પૃ. ૯૭, ]



## અનુભવ વચનો.

૧. જે સુખના છેડે–અંતે–પરિણામે દુઃખ થવા પામે તે સુખ નહીં અને તેવું સુખ કામનું પણ નહીં.

૨. જેના છેડે–અંતે સુખ થવા પામે તેવું સાધન–કાર્ય જરૂર કરીએ. તેને દુઃખરૂપ ગણવું નહિં અને તેમાં પડતાં દુઃખને ગણકારવું પણ જોઈએ નહિ.

૩. પરપૌદ્ગલિક વસ્તુમાં મુંઝાઈ, સહજસ્વાભાવિક આત્મિક સુખ ખોઇ બેસાય એમ ન કરવું.

૪. 'હું કોણ છું ? મારું શું સ્વરૂપ છે ?' એ વિચાર શાંતભાવે વિવેકપૂર્વક કરવો.

૫. જેને આત્માનું શુદ્ધ સ્વરૂપ યથાર્થ સમજાયું હોય–અનુભવવામાં આવ્યું હોય એવા નિર્દોષ અનુભવીનું વચન માર્ગદર્શક માની સ્વીકારવું–માન્ય કરવું.

૬. સર્વ જીવ–આત્મામાં સમદૃષ્ટિ રાખવી–રાખતાં શિખવું. કોઇને કશી પ્રતિકૂળતા જાણીબૂઝીને ઉપજાવવી નહિં.

૭. શક્તિરૂપે સહુ જીવ–આત્માઓ સરખા છે. એમાં છૂપી રહેલી શક્તિ વ્યક્ત–પ્રગટ થાય તેમ કરવા પ્રયત્ન કરવો.

૮. 'Health is wealth' આરોગ્ય–તંદુરસ્તી એ ખરી દોલત બલ્કે દોલતથી અધિક છે.

૯. '**તું ઠરી અવરને ઠાર, એ છે શ્રી જિનશાસનમાં**

**સાર '** આ અમૂલ્ય હિતવચન સહુ સુખના અર્થી જીવોએ હૃદયમાં કોરી-કોતરી રાખવું જોઇએ.

૧૦. ધૈર્ય અને ખંતથી ગમે તેવાં વિકટ કામ પણ પાર પાડી શકાય છે.

૧૧. વિવેકવાળા પુરુષાર્થવડે અસાધ્ય જેવા જણાતાં કામ પણ સિદ્ધ થઇ શકે છે.

૧૨. 'Haste is waste' અતિ ઉતાવળ અને અધીરાઇથી કરેલાં કામ અતિ હાનિરૂપ નિવડે છે. "**ધીરજનાં ફળ મીઠાં છે.**"

૧૩. મન, વચન અને કાયાની પવિત્રતા સારી રીતે સાચવવાથી એટલે સ્વવીર્ય-સંરક્ષણરૂપ બ્રહ્મચર્યનું પાલન કરવાથી, સર્વ ઇષ્ટસિદ્ધિ થાય છે.

[ આ. પ્ર. પુ. ૨૭, પૃ. ૧૫, ]

---

## શરીર : ભાડાનું ઘર છે.

૧. જેમ ભાડાનું ઘર વાપરીએ તો જ સારું રહે છે નહીં તો ભાડાનો જે ખર્ચ થાય તે બધો વ્યર્થ જાય છે, તેમ આ શરીરને પરોપકાર, જપ, તપ વિગેરે કામમાં વાપરવામાં આવે તો જ તે લેખે થાય છે-સાર્થક થયું મનાય છે. નહીં તો તેના પોષણમાં જે વ્યય કરવામાં આવે તે સઘળો વ્યર્થ જાય છે.

૨. આ દેહ માટીના પિંડરૂપ છે, નાશવંત છે, નિંદા-જુગુપ્સા યોગ્ય છે અને રોગોનું ઘર છે તેવા દેહવડે ધર્મ-

સાધન કરી જો આત્મહિત સિદ્ધ થતું હોય તો હે મૂઢ આત્મા! તું તેને અર્થે શા માટે સફળ પ્રયત્ન કરતો નથી?

૩. જે માણસ અન્યથા અનુપયોગી છે એવા આ દેહ તરફ મમત્વ રાખી ધર્મસાધન કરતો નથી તે ખરેખર મૂઢ આત્મા કહેવાય છે, માટે જ દેહમમત્વ તજી સહુએ દેહવડે બનતું ધર્મસાધન કરવું જોઇએ.

[ આ. પ્ર. પુ. ૨૭, પૃ. ૧૫. ]

---

## બોધવચનો

૧. आहारे व्यवहारे च, स्पष्टवक्ता सुखी भवेत्। આહાર અને વ્યવહારમાં સ્પષ્ટ–નિખાલસપણે બોલી પોતાનો આશય જણાવનાર સુખી થઇ શકે છે.

અન્યથા હાજી હા કરનાર અથવા મીઠું મીઠું બોલનાર પોતાનો આશય ગુંગળાવી સ્વપરને હાનિરૂપ થાય છે.

૨. 'अप्रियस्य च पथ्यस्य वक्ता श्रोता च दुर्लभः' કડવું પણ હિતકારી વચન કહેનાર ને સાંભળનાર બન્ને દુર્લભ–કોઈક જ હોય છે. 'કડવું ઓસડ મા પાય' એવું સમજનાર, કટુક પણ પરિણામે હિતકારી વચનને મોઢું બગાડ્યા વગર સાંભળનાર અને આણછૂટકે એવું કટુક પણ પથ્યરૂપ વચન કહેનાર કોઇ વિરલા હોય છે. બહુધા તો હાજી હા કરનારા અથવા પરિણામે દુઃખકારક છતાં મીઠું મીઠું બોલનારા વધારે મળી આવે છે એ ખેદકારક વાત છે.

૩. **સંપ** Harmony–જ સુખનું મૂળ છે અને **કુસંપ** એ કલેશ–દુઃખનું મૂળ છે એમ જાણી, કુસંપને જડમૂળથી કાપી નાખી સુસંપ સ્થાપશે અને તેનો આદર કરશે તે જ સઘળાં દુઃખ–કલેશથી બચી જશે અને સુખના ભાગી થઇ જશે.

૪. સંકુચિત–સ્વાર્થી વૃત્તિ તજી, ઉદાર દિલથી ઉદાર ભાવના રાખવાથી કુસંપનો ત્યાગ–અંત અને સુસંપનો આદર કરી, તેને ચિરસ્થાયી બનાવી શકાશે.

૫. " अयं निजः परो वेति, गणना लघुचेतसां " ' આ મારું અને આ પરાયું ' એવી ક્ષુદ્ર જીવોની સંકુચિત અને સ્વાર્થી વૃત્તિ હોય છે.

૬. પરંતુ " उदारचरितानां तु वसुधैव कुटुम्बकम् " ઉદાર દિલના મહાશયોને તો સારી આલમ–દુનિયા કુટુંબ સમાન સમજાય છે. શાથી ?–નિઃસ્વાર્થ ઉદાર ભાવનાના યોગથી.

[ આ. પ્ર. પુ. ૨૭, પૃ. ૨૧૯. ]

---

## હિત–શિક્ષાવચનો.

### પ્રબળ વિષયવાસના યા મનોવિકાર જીતવા માટે

૧. સુજ્ઞજનોએ સમજી રાખવું જોઇએ કે જે પુરુષ પરસ્રી તરફ વિષયવાસનાની દષ્ટિથી જુએ છે તે પુરુષ હૃદયથી તે સ્રી સાથે વ્યભિચારી બને છે.

૨. શરીરની અંદર ઉત્પન્ન થતા દુષ્ટ અને દુર્જય મનો-

વિકારોની સામે વીરતાપૂર્વક લડો. જે મનુષ્ય તે વિકારો ઉપર વિજય મેળવે છે તે ત્રણ ભુવનનો વિજેતા થાય છે.

૩. જે સદ્‌વિચાર, ભાવના અથવા સત્કાર્ય પાછળ મનુષ્યની સમગ્ર શક્તિઓનો વ્યય કરવો પડે છે તેવા વિચાર, ભાવના કે કાર્ય પાછળ પૂર્ણ બળથી લાગવામાં હદબહારની વિકારજનક શક્તિનું યોગ્ય રૂપાંતર થઇ જાય છે. સુજ્ઞ પુત્રવધુની જેમ તેથી પરિણામે દુષ્ટ ને દુર્જય વિકાર ઉપર કાબૂ મેળવી શકાય એવું સુંદર પરિણામ આવે છે.

૪. કોઇ પણ સારી સમાજોપયોગી સંસ્થાની વ્યવસ્થા કરવી, યાવત્ નિઃસ્વાર્થપણે જ જનસેવામાં સ્વજીવન અર્પણ કરવું, કોઇ પણ રૂપે પોતાનું સ્વરૂપ–વ્યક્તિત્વ પ્રગટ કરવાની ભાવના કરી તેને અમલમાં મૂકવી, ટૂંકમાં કોઇ પણ પ્રકારની મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવી એ પુરુષ કે સ્ત્રીની ઉભરાઇ જતી ઉત્પાદક શક્તિને પ્રગટ થવા માટે ઉત્તમ આવકારદાયક માર્ગ છે.

૫. વિકારોના સ્વાભાવિક જુસ્સાને વશ થવાને બદલે આપણે આપણી બધી શક્તિઓને કોઇક ઉચ્ચ હેતુ સિદ્ધ કરવાને માટે વિચારપૂર્વક યોજવી જોઇએ.

૬. હેતુ વગરની ક્રિયાઓ જીવનશક્તિનો નિરર્થક વ્યય છે.

૭. જિતેન્દ્રિયત્વ પ્રાપ્ત કરવા માટે કાંઇ કરવાને તથા કાંઇ મેળવવાને દૃઢ સંકલ્પ–નિશ્ચયપૂર્વક બળ અજમાવો, જેથી બહુ લાભ થઇ શકશે.

[ આ. પ્ર. પુ. ૨૭, પૃ. ૨૭૬. ]

# પ્રકીર્ણ બોધવચનો.

**તજવાયોગ્ય નાશકારક પાંચ દૂષણો**—૧. જ્ઞાનનો ગર્વ, ૨. બુદ્ધિની મંદતા ( જડતા ), ૩. ક્રૂર-કઠોર વચન, ૪. રૂદ્રભાવ ( રૌદ્ર-નિર્દય સ્વભાવ ) અને ૫. આળસ-પ્રમાદ-એ પાંચ નાશકારક દૂષણો આત્માની ઉન્નતિ ( ઉદય ) ઇચ્છનારાએ અવશ્ય તજવાં જોઇએ. અર્થાત્ ઉદયાર્થી જીવોએ ૧. જ્ઞાનનો ગર્વ કરવો નહીં. ૨. મંદબુદ્ધિવાળા થવું નહીં. ૩. કઠોર-કટુ વચન બોલવાં નહીં. ૪. બીજાનું અનિષ્ટ ઇચ્છવું-ચિન્તવવું નહિ અને બનતા સુધી રૌદ્ર પરિણામ સેવવા-આદરવા નહીં. તેમજ ૫. આળસ-પ્રમાદ અંગે ધારવાથી દૂર રહેવું.

**સુશ્રાવકતા**—આ લોક કે પરલોક સંબંધી ફળની આશંસા રહિતપણે, ઉદાર ભાવયુક્ત, હર્ષ-પ્રકર્ષવશ રોમાંચિત સતો સુશ્રાવક વીતરાગ પ્રભુની દ્રવ્યભાવથી પૂજા-ભક્તિ કરે તેમ જ સાધર્મીજનોનું વાત્સલ્ય સાચવે. તે જ તેનું સાચું શ્રાવકપણું જાણવું.

**દશ પ્રકારનાં પુન્યક્ષેત્રો**—૧. જિનમંદિર, ૨ જિનબિંબ, ૩. જિનઆગમ, ૪-૭. ચતુર્વિધ સંઘ, ૮. દીન-દુઃખીજનોને આશ્રય-દાન, ૯. જ્ઞાન-દર્શન-ચારિત્રને પુષ્ટિકારી પૌષધશાળા, અને ૧૦. ઉક્ત સર્વક્ષેત્રોને સહાયક થાય એવું સાધારણ દ્રવ્ય.

**વર્જવા યોગ્ય નવ નિયાણા**—અન્ય ભવમાં ૧. રાજા, ૨. ધનવાન, ૩. સ્ત્રી, ૪. પુરુષ, ૫. સામાન્ય દેવ, ૬-૭. અલ્પ વિષયવાસનાવાળા અને વિકાર વિનાના દેવ, ૮. શ્રાવક અને ૯. નિર્ધન થવા માટે પોતે કરેલી ધર્મકરણીના ફળરૂપે માગણી કરવી. એ નવે નિયાણાં સુજ્ઞજનોએ કરવા યોગ્ય નથી. એવા ફળની ઇચ્છા જ વર્જવી.

**સાધુજનોને આચરવાની સાત માંડલી**—૧. સૂત્ર-ગ્રહણ, ૨. અર્થ-ગ્રહણ, ૩. ભોજન-ગ્રહણ, ૪. કાળ-પ્રતિલેખન, ૫. આવશ્યક-પ્રતિક્રમણ ૬. સ્વાધ્યાય અને ૭. સંથારાપોરસી (શયન) સંબંધી. એમ સાત માંડલી કહી છે. ઉક્ત કરણી પ્રસંગે એકસ્થાનવર્તી સહુ સાધુ-સાધ્વીઓ પ્રેમભાવે સાથે મળીને ઉક્ત માંડલીની મર્યાદા સાચવી શકે છે. છતી શક્તિએ તેનો અનાદર કરવાથી તેની વિરાધના કરી લેખાય છે.

**પૃથ્વીમાં ભૂષણરૂપ પુરુષો**—૧. શક્તિવંત છતાં ક્ષમાશીલ હોય, ૨. શ્રીમંત છતાં ધનના મદ રહિત હોય અને ૩. વિદ્વાન્ છતાં જ્ઞાનના ગર્વરહિત-નમ્ર હોય તેમનાથી પૃથ્વી ભૂષિત-અલંકૃત છે.

**સજ્જન સ્વભાવ**—૧. પરની નિન્દા કે હાંસી કરતા નથી. ૨. સ્વપ્રશંસા યા તો આપવખાણ પોતે કરતા નથી. ૩. પ્રસંગ મળતાં પ્રિય અને હિતવચનો જ વદે છે. આવો સજ્જન-સ્વભાવ ખાસ અનુમોદન અને અનુકરણ યોગ્ય છે. વળી મેઘનાં જળ, ચંદ્રની ચાંદની અને ઉત્તમ વૃક્ષોનાં ફળની જેમ ઉત્તમ-સજ્જનોની સઘળી સમૃદ્ધિ પરોપકાર માટે જ હોય છે.

**ઉત્તમ મનુષ્ય**—અકાર્ય કરવામાં આળસુ-અનાદરવંત હોય, પરને પીડા ઉપજાવવામાં પાંગળા હોય, પરનિન્દા કરવામાં મૂંગા ને સાંભળવામાં બહેરા હોય, અને પરસ્ત્રી સન્મુખ જોવામાં જન્માન્ધ હોય-એવાં આચરણથી ઉત્તમતા આવે છે-વધે છે.

**પરીક્ષા**—શિષ્યની પરીક્ષા વિનયમાં, સુભટની પરીક્ષા યુદ્ધ-સંગ્રામમાં અને મિત્રની પરીક્ષા સંકટમાં થવા પામે છે, તેમ દાનના દાતારની પરીક્ષા દુષ્કાળપ્રસંગે થવા પામે છે.

**દાન પરત્વે શિખામણ**—પાસે ધન છતાં દાન દઇ ન શકે, દાન દે છતાં સાથે વાણીની મીઠાશ ન રાખે એ અંતરાય અને અવિવેકનું પરિણામ જાણવું. કારણ કે પ્રિયવચન સાથે ઉદારતાથી યથા સ્થાને વિવેકપૂર્વક દાન દેનારા સંસારમાં કોઇ વિરલા જ નજરે પડે છે.

જેમ કોઇક વૃક્ષને ફળ પુષ્કળ આવે પણ શીતળ છાયા ન મળે, કોઇક વૃક્ષની શીતળ છાયા હોય પણ સુસ્વાદુ ફળ ન બેસે, કોઇ ને કોઇ વાતની ખામી રહેલી હોય છે. શીતળ જળ, સુસ્વાદુ ફળ અને શીતળ છાયાવાળાં ઘટાદાર વૃક્ષોયુક્ત સરોવર કોઇક જ સ્થળે હોય છે.

**સાત પદાર્થોની વૃદ્ધિ**—૧. સત્કીર્તિ, ૨. સુકુળ, ૩. સુપુત્ર, ૪. વિવેક–કળા, ૫. સુમિત્ર, ૬. સદ્ગુણ અને ૭. સુશીલ. એ સાતની વૃદ્ધિથી જીવને ધર્મ–વૃદ્ધિ થવા પામે છે.

**હૃદયમાં ધારવા યોગ્ય સાત પદાર્થ**—૧. ઉપગાર, ૨. ગુરુ–વચન, ૩. સ્વજન અથવા સજ્જન, ૪. સુવિદ્યા, ૫. ગ્રહણ કરેલાં વ્રત–નિયમ, ૬. વીતરાગ દેવ, અને ૭. નવકાર મહામંત્ર—એ સાત વાનાં કદાપિ વીસરવાં નહીં.

**ભાવના, પરિણામ અને પ્રવૃત્તિ**—એ દરેક પ્રશસ્ત અને અપ્રશસ્ત એમ બે પ્રકારે હોઇ શકે છે. કોઇ પણ કાર્યની સિદ્ધિ માટે ક્રમસર એની જરૂર રહે છે, એના વગર કોઇ પણ કાર્યની સિદ્ધિ થઇ શકતી નથી. એ સંબંધી વિશેષ હકીકત ગુરુગમ્યથી કે ગ્રંથાંતરથી સ્વયમેવ જાણી લઇ અપ્રશસ્ત-ભાવ તજવાનો ખપ કરી પ્રશસ્તભાવ આદરવા સાવચેત થવું જેથી ઇષ્ટ કાર્યસિદ્ધિ થઇ શકે.

**ધર્મના અનુયાયી માટે**—જે ધર્મમાં આપણો જન્મ થયો હોય તેમાંથી કંઈ સારું તત્ત્વ શિખવાનું લક્ષ્ય રહેવું જોઈએ. આપણે એવું પવિત્ર જીવન ગાળવું જોઈએ કે આપણે લીધે તે ધર્મની પ્રતિષ્ઠા વધવા પામે. ધર્મ પાળનારી વ્યક્તિ ઉપરથી મોટે ભાગે તે ધર્મની કિંમત અંકાય છે.

**વિશ્વપ્રેમ જાગૃત કરવા માટે**—સંપૂર્ણ જગત્ પોતાના કુટુંબતુલ્ય છે એ ભાવના રાખવી. આવું વચન ઉચ્ચારવાનું કામ સરલ છે, પણ તેને જીવનમાં ઉતારતાં પહેલાં પોતાના ઘરથી શરૂઆત કરવી જોઈએ. ગૃહસુધારણા પૂર્વે પણ સ્વસુધારણાની ખાસ જરૂર છે. એમ કરાય તો જ વિશ્વપ્રેમ સંબંધી ભાવન ક્રમેક્રમે સાર્થક થઈ શકે.

**સ્વકર્ત્તવ્યનિષ્ઠા માટે**—કર્ત્તવ્યનિષ્ઠાનો મોટો લાભ એ છે કે મનુષ્યને એથી શ્રેષ્ઠ સંયોગ મળે છે, અધિક હિત-કર્ત્તવ્ય કરવા આંતરપ્રેરણા મળે છે અને ઉત્સાહ વધે છે. 'મે મારું કર્ત્તવ્ય ઠીક બજાવ્યું છે' એ વિચારથી ઉત્પન્ન થતા આંતરિક સંતોષની કિંમત કોણ આંકી શકે ?

**"સારાં કામમાં બનતો યત્ન કરવો" એટલે**—ઘણી વાર આપણી શક્તિ ઉપરાંતનાં ઘણાં કામ આપણે હાથ ધરીએ છીએ. તેનું પરિણામ એ આવે છે કે આપણા મનને સંતોષ ઉપજે તેવી સારી રીતે એક પણ કામ કરી શકતા નથી, જેથી નિરાશા પેદા થાય છે. જો આપણામાં કામ કરવાની વિશેષ શક્તિ જ હોય તો થોડું કામ કરી આળસુ થઈ પડી રહેવું નહિં પણ ક્રમેક્રમે થોડું થોડું કરતાં રહેવું. તેમ જ આપણે જેટલાં કામ સારી રીતે કરી શકીએ તે કરતાં વધારે

કામ હાથ ધરવાં નહિ. આપણે દરેક હિત-કર્ત્તવ્ય આનંદપૂર્વક અને હિમ્મત રાખીને કરવું જોઇએ. એ સુખની ચાવી છે.

**અપ્રમાણિકતા તજવા માટે**—આપણી વાણી, વર્તન કે આચરણથી બીજો છેતરાય એવું બોલવું, વર્ત્તવું કે આચરણ કરવું એ બધું અપ્રમાણિકતામાં સમાઇ જાય છે.

ધંધાને અંગે અપ્રમાણિકતા વધારે ચલાવાય છે. શાખ-આબરુ-પ્રતિષ્ઠાની કિમ્મત શી છે? તે મનુષ્યો લોભને અંગે ભૂલી જાય છે. તમે કદાચ થોડા વખતને માટે થોડાં માણસોને છેતરી શકશો, પણ વખત જતાં તે છેતરપીંડી ચાલશે નહિં; તેથી તમારી અપ્રમાણિકતાની છાપ ચારે બાજુ ફેલાય છે અને તમે કલ્પના પણ ન કરી હોય તેવી રીતે તમારી પેઢીને બેસી જવાનો યા તો આબરુ ગુમાવવાનો દુઃખદાયક પ્રસંગ આવી મળે છે, પરંતુ સંતોષવૃત્તિથી પ્રમાણિકપણે વર્તનારાઓને આવો દુઃખદ પ્રસંગ આવતો નથી.

**પ્રમાણિકતા સાથે કાર્યદક્ષતા આદરવા માટે**—પ્રમાણિકતાથી ધન કમાતાં શરૂઆતમાં વાર લાગશે, પણ જ્યાં એક વાર માણસની શાખ-પ્રતિષ્ઠા બંધાઇ જાય છે ત્યાં તેનો વેપાર-ધંધો ધમધોકાર ચાલે છે. મનુષ્યોને પ્રમાણિકપણે ધન કમાવાની ધીરજ રહેતી નથી, એકદમ વધારે લાભ લેવા અપ્રમાણિક સાધનોનો આશ્રય લે છે. તેનું કેવું દુઃખદાયક પરિણામ આવે છે તે આપણે નજરે જોઇએ છીએ.

મનુષ્ય અન્યાયથી એક બીજા મનુષ્યને છેતરે છે અને મનમાં માને છે કે હું અમુક કમાયો. ખરી વાત, પણ તેણે ખોયું

કેટલું ? તેનો વિચાર કરવો જોઇએ. તેણે ખોઇ ચારિત્રની પ્રતિષ્ઠા, તેણે ખોઇ તેની પેઢીની આબરુ, તેણે ખોયાં આત્માનાં સંતોષ અને શાંતિ, તેણે ખોયો ભવિષ્યનો મોટો લાભ અને તેથી પણ વધારે ગેરલાભ તો એ થાય છે કે તેનામાંથી ન્યાયનું તત્ત્વ ચાલ્યું જાય છે. વૃદ્ધો કહેતા આવ્યા છે કે–‘ **લાખ જજો પણ શાખ ન જજો** ’ પણ અત્યારે તો છડેચોક એ વચનનો અનાદર કરાય છે. તેમ નહીં કરતાં ખૂબ પ્રમાણિક બનો, એ જ વિજયની ચાવી છે, ચારિત્રની ચાવી છે, પ્રતિષ્ઠાનો પ્રાણ છે, આત્માની શાન્તિ અને ઉન્નતિ છે અને ન્યાય–નીતિનો ધોરી રસ્તો છે.

**કાર્યદક્ષતા**—પ્રમાણિકતાની સાથે કાર્યદક્ષતા નામના ગુણની ભારે અગત્ય છે. તે ગુણમાં ઘણા ગુણોનો સમાવેશ થાય છે. તે ગુણોમાંથી થોડા મુખ્ય ગુણો અહીં બતાવવામાં આવે છે.

( ૧ ) **સમયપાલન**—જે સમયે જે વસ્તુ કે જે માલ કોઈને આપવા વચન આપ્યું હોય તે પ્રમાણે તેને આપવું તે સમયપાલન છે.

( ૨ ) **સાચી હકીકત**—પોતાનો માલ વધારે સારો બનાવવો તથા રાખવો–ગોઠવવો એ વિજયનું એક ચિહ્ન છે.

( ૩ ) **ખંતથી મંડયા રહેવું**—કઠિન લાગતું કોઇ કામ મુલતવી નહીં રાખવાની ટેવ જરૂરની છે. કાર્યને મુલતવી રાખવાથી હાથ ધરવાના કામની કઠિનતા કે અપ્રિયતા ઓછી થતી નથી બલ્કે વધે છે અને પછી તે કામ કરવામાં વધારે અશક્તિ જણાય છે, વળી તેથી (કાર્યને મુલતવી રાખવાની ટેવથી) મનુષ્યમાં અનિશ્ચિતતા, અપ્રમાણિકતા, અસત્ય અને વચનભંગ વિગેરે અનર્થો ઉપજે છે. જેઓ મુલતવી રાખવાની ટેવને જતી

કરીને શીઘ્રતાથી દરેક કામ હાથ ધરે છે તેમનામાં નિશ્ચયતા, ઉત્સાહ, આત્મ-વિશ્વાસ અને સત્યતા વિગેરે ગુણો ખીલવા પામે છે.

ઉપરનાં બધાં અંગો કાર્યદક્ષતા ગુણના સમજવા. એ રીતે પ્રમાણિકતા સાથે જ્યારે કાર્યદક્ષતાનો મેળ મળે છે ત્યારે તે બાબતમાં મનુષ્ય સારી રીતે વિજય મેળવી શકે છે.

**નિશ્ચય-નિશ્ચળતા**-જો આપણે ઉન્નતિના માર્ગે જવું જ હોય તો યથાર્થ સમજપૂર્વક શાંત પળોમાં અમુક નિશ્ચયો-નિયમો બાંધવા અને પછી ગમે તેવાં પ્રલોભનો કે લાલચો આવે છતાં તે નિશ્ચયથી ડગવું નહિં-તેને બરાબર વળગી રહેવું. પ્રારંભમાં ભૂલો જણાશે, ઘણી વાર નિશ્ચય પ્રમાણે નહિં પણ ચલાય છતાં નિશ્ચયબળ મજબૂત હશે તો જરૂર ઉન્નતિ સાધી શકાશે અને આપણું જીવન અન્ય જનોને પણ સુખદાયક નીવડશે.

ઉપરોક્ત પવિત્ર જીવન સેવવા આપણે અવશ્ય પ્રયત્ન કરવો ઘટે છે. સજ્જન પુરુષોનો ઉત્તમ ધર્મ ચારિત્ર, પ્રમાણિકતા, કાર્યદક્ષતા છે, એ જ ખરી વિજયની ચાવી છે, એ જ ઉન્નતિનો સાચો માર્ગ છે, એ જ આત્મસંતોષનું સાધન છે, એ જ આત્મસાક્ષાત્કારનું બીજ છે અને એ જ છેવટે કલ્યાણનો માર્ગ-સફળ ઉપાય છે.

[ આ. પ્ર. પુ. ૨૭, પૃ. ૨૭૬. ]

---

## ખરું સુખ સંતોષવૃત્તિમાં છે તે ન ભૂલશો.

લોભ-તૃષ્ણા જેવો કોઈ મોટો વ્યાધિ નથી, અને સંતોષ સમાન કોઇ શ્રેષ્ઠ સુખ નથી. એ જ્ઞાનીનાં હિતવચનો હૈયે ધરી, વિષય-

તૃષ્ણાદિકના પૂરમાં તણાતા આપણા આત્માને બચાવવા પ્રયત્ન કરશો અને સાચી સંતોષવૃત્તિ આદરશો તો જન્મમરણના અનંતા દુઃખમાંથી છૂટી અંતે શાશ્વત મોક્ષસુખને મેળવવા ભાગ્યશાળી થશો. સંસારમાં રહ્યા છતાં પણ સાચી સંતોષવૃત્તિ પકડી જે જે અંશે ઉપાધિથી અળગા થતા જવાશે એટલે-એટલે અંશે આપણે ખરા ધર્મને માટે લાયક થઇ શકશું. કહ્યું છે કે "**જે જે અંશે નિરુપાધિકપણું, તે તે જાણો રે ધર્મ.**"

**બાહ્યાડંબર તજો**-લોકદેખાવ કરવાથી આપણું બગડે છે. સાદાઇ અને સંયમથી સંતોષ ગુણની વૃદ્ધિ થવા પામે છે. એમ કરવાથી જરૂરિયાતો ઘણી ઓછી થતી જાય છે. જરૂરિયાતો ઓછી થઇ જવાથી થોડીએક ઉપયોગી વસ્તુથી ચલાવી લેવાય છે, તેથી સમય અને શ્રમનો ઘણો બચાવ થાય છે. એ ઉપરાંત અલ્પ દ્રવ્યથી જીવનનિર્વાહ સુખે ચાલી શકે છે, તેથી પોતાને લોભ કે તૃષ્ણાના પૂરમાં તણાવું પડતું નથી. એટલું જ નહીં પણ લોભી જનોને માટે તેને દયા આવે છે અને તેઓ સાદાઇ તથા સંયમનો સીધો ને કુદરતી માર્ગ ગ્રહણ કરી સુખી થાય એમ ઇચ્છી તેમને પોતાના જ દાખલાથી હિત માર્ગ સમજાવી ઠેકાણે પાડવા પ્રયત્ન પણ કરે છે. આ રીતે પાપની હાનિ અને સુકૃત્ય-પુન્યની વૃદ્ધિ થવા પામે છે. એટલે કે બાહ્યાડંબર કરવા, નકામી જરૂરિયાતો વધારવા જે જે પાપમય પ્રવૃત્તિ કરવી પડતી હતી તે દૂર થઇ અને સાદાઇ ને સંયમયોગે ધર્મ-પુન્યની વૃદ્ધિ થવા પામે છે.

[ આ. પ્ર. પુ. ૨૭, પૃ. ૨૧૮. ]

---

## અર્થનું પ્રયોજન અને અર્થ ઉપાર્જન કરવાની દિશા.

ગૃહસ્થાશ્રમમાં વર્તતા ભાઇ–બ્હેનોને ગૃહતંત્ર ચલાવવા, તેમ જ બની શકે તેટલો તે દ્વારા પરમાર્થ સાધવા અર્થ–દ્રવ્ય ઉપાર્જન કરવાની જરૂર પડે છે. દ્રવ્ય ઉપાર્જન કરવા નીતિના ધોરણે ચાલવાથી અનેક જાતના લાભ થાય છે અને અનીતિના માર્ગે ચાલવાથી અનેક પ્રકારના ગેરલાભ થવા પામે છે. પ્રથમ નિશ્ચય કરવો જોઇએ કે ધર્મ–નીતિને અનુસરી તેનું રક્ષણ અને પોષણ થાય તેવી રીતે યોગ્ય વ્યવસાય કરવો અને તે વડે દ્રવ્યોપાર્જન કરવું, એથી વિરુદ્ધ વર્તન ન કરવું. સુખપ્રાપ્તિનો એ સરલ માર્ગ છે, કેમ કે એ રીતે વર્તતાં પ્રાપ્તદ્રવ્યથી સ્વકુટુંબ-પોષણાદિક જીવનનિર્વાહ કરવા ઉપરાંત જે કંઈ બચવા પામે તેથી યથાયોગ્ય પરમાર્થ કરી, પરભવસુધારણા પણ કરી શકાય છે, પરંતુ જો ધર્મ–નીતિને વિસારી અનીતિ–અન્યાયથી અર્થ–દ્રવ્યોપાર્જન કરવામાં આવે છે તો એવા દ્રવ્યથી અંતે અનિષ્ટ પરિણામ આવે છે. એવું અનીતિનું દ્રવ્ય લાંબો વખત ટકી શકતું નથી, તેનાથી ખરું સુખ ભોગવી શકાતું નથી તેમ જ તેનાથી પરમાર્થ સાધવા જેવી સદ્બુદ્ધિ પણ સૂઝતી નથી. પરિણામે આ ભવ તેમ જ પરભવ બન્ને એળે ગૂમાવવા જેવું બને છે એમ સમજી, સંતોષવૃત્તિ ધારીને થોડુંઘણું પણ નીતિના માર્ગે જ દ્રવ્ય ઉપાર્જન કરવાનું ધોરણ રાખવું. એ જ માર્ગાનુસારીપણાનું પ્રથમ પગથિયું છે.

[ આ. પ્ર. પુ. ૨૭, પૃ. ૨૧૮.]



## સમકિતની છ ભાવના.

૧. સમકિત એ શ્રુતચારિત્રરૂપી ધર્મવૃક્ષનું મૂળ છે.

૨. ,, ,, ,, ,, ધર્મનગરમાં પ્રવેશ કરવાનું દ્વાર છે.

૩. ,, ,, ,, ,, ધર્મમંદિરનો પાયો છે.

૪. સમકિત એ શ્રુતચારિત્ર પ્રમુખ સમસ્ત ગુણનું નિધાન (ભંડાર) છે.

૫. ,, ,, ,, ,, શમ દમાદિક ગુણોના આધારરૂપ છે.

૬. ,, ,, ,, ,, શ્રુત–શીલનો રસ સાચવી રાખવાનું ભાજન છે.

**સાર**—સમ્યક્ત્વ ગુણ આબાદ હોય તો જ શ્રુત–ચારિત્ર ધર્મ ટકી શકે છે, તેમ જ બીજા અનેક ગુણોની પ્રાપ્તિ, રક્ષા અને વૃદ્ધિ થઇ શકે છે, તેથી જ શાસ્ત્રકારે સમ્યક્ત્વ ગુણની ખાસ મહત્તા વખાણી છે. સહજસ્વભાવે કે ગુરુઉપદેશવડે તેની પ્રાપ્તિ થઇ શકે છે. તેની રક્ષા અને પુષ્ટિ માટે જ તેના લિંગ, લક્ષણ, ભૂષણાદિ વખાણ્યાં છે. સમકિતના સડસઠ બોલની સજ્ઝાય અર્થ સાથે સમજી લઇ કંઠાગ્ર કરવા લાયક છે.

## સમકિતનાં છ સ્થાન. (જેમાં સમકિત સ્થિર રહી શકે)

૧. **આત્મા છે:**—ચેતનાલક્ષણ જીવ–**આત્મા** વિદ્યમાન છે.

જો કે તે ક્ષીર–નીરની પેઠે પુદ્ગલમિશ્રિત છતાં અનુભવરૂપી હંસચંચુયોગે એથી અળગો થઇ શકે એવો છે.

૨. **આત્મા નિત્ય છે :**—બાળકને સ્તનપાનવાસના પૂર્વભવના અભ્યાસથી થવા પામે છે. દેવ–મનુષ્યાદિક તો તેના અનિત્ય પર્યાયો છે. ગમે તે ગતિમાં કર્મવશ જતાં **આત્મ-દ્રવ્ય અનુસ્યુત** રહે છે. પોતાના જ્ઞાન–દર્શન–ચારિત્ર પ્રમુખ ગુણો પણ શક્તિરૂપે બન્યા રહે છે, એટલે દ્રવ્યથી આત્મા અવિચલિત અને અખંડિત સમજાય છે.

૩. **આત્મા કર્ત્તા છે :**—અશુદ્ધ વ્યવહારથી તે વિવિધ કર્મોનો કર્ત્તા છે અને શુદ્ધ વ્યવહાર( નિશ્ચય નય )થી તો તે જ્ઞાનાદિક નિજ ગુણોનો જ કર્ત્તા છે.

૪. **આત્મા ભોક્તા છે:**—વ્યવહારથી પુણ્ય–પાપફળનો ભોક્તા છે અને નિશ્ચય નયથી જ્ઞાન–ચારિત્રાદિક સ્વગુણોનો ભોક્તા છે.

૫. **મોક્ષ છે :**–જ્યાં અચળ અને અનંત સુખનો વાસ છે એવું મોક્ષપદ છે. જ્યાં કશી આધિ, વ્યાધિ કે ઉપાધિ અંશમાત્ર નથી એવા મોક્ષસ્થાનમાં સર્વોત્તમ સ્વાભાવિક સુખ વર્ત્યા કરે છે.

૬. **મોક્ષપ્રાપ્તિનો ઉપાય પણ છે:**—જ્ઞાન અને સંયમ અથવા જ્ઞાન–દર્શન–ચારિત્ર એ ઉક્ત મોક્ષસુખ પ્રાપ્ત કરવાનો અમોઘ–સફળ ઉપાય છે. માત્ર જ્ઞાન કે કેવળ ચારિત્રથી મોક્ષની પ્રાપ્તિ થતી નથી; બન્નેના સહયોગથી જ મોક્ષપ્રાપ્તિ થઇ શકે છે. પંગુ–પાંગળા અને અંધ–આંધળાના દૃષ્ટાંતે જ્ઞાન વગરની ક્રિયા અંધ જેવી અને ક્રિયા વગરનું એકલું જ્ઞાન પંગુ–પાંગળા જેવું અર્થ ક્રિયાકારી નહીં હોવાથી નિષ્ફળ લેખાય છે; તેથી જ મોક્ષાર્થીએ જ્ઞાનક્રિયા ઉભય આરાધવાની ખાસ જરૂર છે.

[ આ. પ્ર. પુ. ૨૭, પૃ. ૨૦૨. ]

# જ્ઞાન અને વૈરાગ્ય

## જ્ઞાનગર્ભિત વૈરાગ્યનું મહાત્મ્ય.

ખરા જ્ઞાનગર્ભિત વૈરાગ્યનું મહાત્મ્ય અજબ છે. તેના પ્રભાવથી કોઇ તથાવિધ કર્મના યોગે–તેના પ્રબળ ઉદયે કામ-ભોગને ભોગવતાં છતાં જ્ઞાની પુરુષ અજ્ઞાનીની જેમ કિલષ્ટ કર્મોથી લેપાતો–બંધાતો નથી, કેમકે તેવે પ્રસંગે પણ પોતે નિર્લેપ પ્રાય રહે છે. તેથી જ કહ્યું છે કે "**ભોગ કર્મ ફળ રોગ-તણી પેરે, ભોગવે રાગ નિવારી.**"–ઉત્તમ જીવો–ભવભીરુ જીવો, નીકટભવી જીવો ભોગકર્મના ફળ તરીકે પ્રાપ્ત થયેલ સુખ–સામગ્રી યાવત્ રાજઋદ્ધિને પણ રોગની જેમ તેના પર રાગ–આસક્તિ ન ધરાવતાં ભોગવે છે. રોગ ભોગવનારને જેમ રોગ ઉપર રાગ–પ્રેમ આવતો નથી પણ ખેદ આવે છે તેમ ઉત્તમ જીવો ભોગકર્મના ફળરૂપ સુખસામગ્રીને રોગની જેમ ભોગવે છે. તેવા જીવોને તેવી સુખસામગ્રી ઉપર રાગ કે આસક્તિ નહિ હોવાથી અને કેવળ સાક્ષીભાવે તેવી પ્રવૃત્તિ સેવાતી હોવાથી, અન્ય અજ્ઞાની જીવોને તેવી જ પ્રવૃત્તિ અતિ રાગ કે આસક્તિથી સેવતાં જેવો કિલષ્ટ કર્મનો બંધ થાય છે તેવો કર્મબંધ જ્ઞાની વૈરાગીને થવા પામતો નથી; પરંતુ ઉદિત–ઉદય પામેલા ભોગાવલી કર્મનો ક્ષય થવા પામે છે એ જ એની ખરી ખૂબી છે.

**મુગ્ધ અજ્ઞાની જનોનું અન્યથા આચરણ—ઉપાધ્યાયજી શ્રી યશોવિજયજી મહારાજ જ્ઞાનાષ્ટકમાં** વર્ણવે છે કે–'જેમ ભૂંડ વિષ્ટામાં મગ્ન થઇ જાય છે તેમ અજ્ઞાની જીવ અજ્ઞાના-ચરણમાં મગ્ન રહે છે અને જ્ઞાની પુરુષ હંસની પેઠે જ્ઞાનાચરણમાં જ મગ્ન થઇ રહે છે.' અજ્ઞાની જીવોનું આચરણ એથી અન્યથા પ્રકારનું

એટલે ઊલટું જ હોય છે. તેમને તથાવિધ મોહક વિષયોનો સંયોગ મળતાં અત્યંત રાગ–આસક્તિવશ અંધ બની દુઃખે નિવારી શકાય એવા કિલષ્ટ કર્મો બાંધવાનું બન્યા કરે છે; તેમ જ તેવા વિષયોની ગેરહાજરીમાં પણ તેની ઝંખના કરતા રહી તેઓ કેવળ મોહવશ ભારે કર્મબંધ કર્યા કરે છે. સુજ્ઞાની–વૈરાગી જનો તો તથાવિધ ભોગસામગ્રીના ભોગસમયે પણ તેમાં ઉદાસીન દશા રાખતા હોઇ કર્મનિર્જરા જ કરતા રહે છે. મધુબિંદુના દૃષ્ટાંતે મુગ્ધ અજ્ઞાની જનો કુત્સિત વિષયસુખમાં મગ્ન થઇ રહે છે અને કદાચ દૈવયોગે કોઇ ઉપકારી મહાત્મા તેમને તેવા કુત્સિત વિષયોનો સંગ છોડી સાચા સુખને માર્ગે ચાલવા બોધ આપે છે ત્યારે પણ તેઓ તેનો યોગ્ય આદર નહિ કરવાથી દુઃખથી છૂટી શકતા નથી.

[ આ. પ્ર. પુ. ૨૭, પૃ. ૨૦૯. ]

---

## સંયમ માર્ગમાં સુસ્થિત–સ્થિર રહેવા માટે.

૧. મુનિએ સઘળી સાંસારિક જંજાળ છોડી, ઉપશમપૂર્વક શરીરનું અનુક્રમે વધતા વધતા તપથી દમન કરતા રહેવું.

૨. એટલા માટે પરાક્રમી મુનિએ શાંત મનથી સંયમમાં રાગ ધરી, સમિતિ ગુપ્તિને ધારણ કરી સદા પ્રયત્નવંત રહેવું.

૩. મુક્તિ મેળવનાર વીર પુરુષોનો માર્ગ ઘણો વિકટ છે.

૪. જે પુરુષ બ્રહ્મચર્યમાં દૃઢ રહીને શરીરને તપથી દમે છે તે જ વીર પુરુષ મુક્તિ મેળવનાર છે અને તે જ માનનીય ગણાય છે.

૫. જે પુરુષ શરૂઆતમાં કદાચ ઇંદ્રિયોને વશ કરી શકયો હોય પણ પાછો મોહનીયકર્મના પ્રાબલ્યથી વિષયોમાં આસક્ત થાય છે તે બાળ ( મંદ ) પુરુષ કોઈ પણ કર્મબંધનથી છૂટો થઇ શકતો નથી, તથા કોઇ પણ કર્મપ્રપંચથી રહિત થઈ શકતો નથી.

૬. જ્ઞાનવંત અને પરમાર્થદર્શી પુરુષો આરંભથી દૂર રહે છે, તેમની આ રીત ઘણી પ્રશંસનીય છે; કેમ કે આરંભથી જીવને વધ–બંધનાદિક ભયંકર દુઃખો તથા અસહ્ય પીડાઓ ભોગવવી પડે છે.

૭. તેથી મુનિજનોએ કોઈપણ બહારના પ્રતિબંધો કાપીને મોક્ષમાર્ગ તરફ લક્ષ રાખવું અને આરંભનો ત્યાગ કરી વર્તવું.

૮. કરેલાં કર્મનાં ફળ ભોગવવાં જ પડે છે એમ સમજીને આગમ–તત્ત્વના જાણનાર મુનિજનોએ કર્મના બંધથકી દૂર જ રહેવું.

૯. જે પુરુષો ખરેખરા પરાક્રમી, સત્પ્રવૃત્તિની રીતિઓથી વર્તનારા, જ્ઞાનાદિ ગુણોમાં રમનારા, હમેશાં ઉદ્યમવંત, કલ્યાણ તરફ દૃઢ લક્ષ રાખનારા, પાપથી નિવર્તેલા–પાછા હઠેલા અને યથાર્થપણે લોકને જોનારા હતા–હોય છે, તેઓ ગમે ત્યાં રહેતાં છતાં સત્યને જ વળગી રહેનારા હોય છે.

૧૦. તેવા તત્ત્વદર્શી પુરુષોને ઉપાધિઓ રહેતી નથી.

[ આ. પ્ર. પુ. ૨૭, પૃ. ૭૨. ]



## સુખદુઃખના વિચાર ઉપર બોધદાયક ચૌભંગી.

**છે ને છે:**—પુન્યાનુબંધી પુન્યકારક **અભયકુમાર** મંત્રીશ્વરની પેઠે.

**છે ને નથી:**—પાપાનુબંધી સુખભોગીને અહીં છે પણ ભવાંતરમાં નથી. **વેશ્યા**ની માફક.

**નથી ને છે:**—અહીં સુખસંપત્તિ પ્રાપ્ત ન થવાથી વૈરાગ્ય પાળી, ચારિત્ર લઇ તપ-જપ-સંયમમાં સાવધાનપણે વર્તતા અકિંચન-નિર્ગ્રંથ-**અણગાર** આગામી ભવે સ્વર્ગ-મોક્ષાદિના સુખ પામે છે તેની જેમ.

**નથી ને નથી:**—મહાપાપકર્મથી નીચ અવતાર પામી, પાછાં નીચ કર્મ કરી દુર્ગતિમાં જનાર, અહીં સુખી નથી તેમ ભવાંતરમાં પણ તેને સુખ મળનાર નથી તે કસાઇ, વાઘરી વિગેરેની પેઠે.

**સારઃ**—આ મનુષ્યલોકમાં સત્કર્મ કરીને જીવવું અથવા મરવું સારું. એથી અન્યથા દુષ્કર્મ કરી વિપરીત આચરણ કરવું સારું નથી.

[ આ. પ્ર. પુ. ૨૭, પૃ. ૭૩. ]

---

## દાનધર્મનું આરાધન.

દાન ત્રણ પ્રકારે કરાય છે: ( ૧ ) **દાતૃશુદ્ધ** ( ૨ ) **દેયશુદ્ધ**, અને ( ૩ ) **ગ્રાહકશુદ્ધ**. આ ત્રણ પ્રકારવડે શુદ્ધ દાન સર્વ શુભ અર્થની સિદ્ધિને કરનારું થાય છે.

૧. **દાતૃશુદ્ધ:**—જેના ચિત્તમાં ઇર્ષ્યા અને પશ્ચાત્તાપાદિ

દોષો ન હોય તથા શુદ્ધ પાત્રને જોવાથી થયેલ હર્ષજનિત રોમાંચવડે જેનું શરીર દેદીપ્યમાન હોય તેવો વિવેકી આત્મા ફળની ઈચ્છા વગર જે દાન આપે તે દાતૃશુદ્ધ દાન કહેવાય છે.

૨. **દેયશુદ્ધ:**—ન્યાયનીતિથી ઉપાર્જન કરેલા દ્રવ્યથી બનાવેલું, નિર્દોષ અને પોતાની માલીકીનું ઉત્તમ અન્નપાનાદિ સત્પાત્રને વિષે, વિધિપૂર્વક દેવામાં આવે તે દેયશુદ્ધ દાન કહેવાય છે.

૩. **ગ્રાહકશુદ્ધ:**—આગમમાં કહેલા ઉત્તમ ક્ષેત્રમાં ( ઉત્તમ સત્પાત્રમાં ) દીધેલા દાનનો યથાવિધ ઉપયોગ થાય તે ગ્રાહકશુદ્ધ દાન કહેવાય છે.

તેવી જ રીતે વળી દાનમાં ( ૧ ) **ચિત્તશુદ્ધિ**, ( ૨ ) **વિત્તશુદ્ધિ** અને ( ૩ ) **પાત્રશુદ્ધિ** હોય તો યથેષ્ટ લાભ થાય.

૧. **ચિત્તશુદ્ધિ:**—ચિત્તની પ્રસન્નતા, ભાવની વૃદ્ધિ, ઉલ્લાસપૂર્વક નિ:સ્વાર્થપણે દેવામાં આવતા દાનને ચિત્તશુદ્ધિ દાન કહેવામાં આવે છે.

૨. **વિત્તશુદ્ધિ:**—ન્યાયોપાર્જિત, નિર્દોષ એવું સ્વકીય દ્રવ્યથી નીપજાવેલ અન્નપાનાદિનું દાન કરવું તેને વિત્તશુદ્ધિ દાન કહેવામાં આવે છે.

૩. **પાત્રશુદ્ધિ:**—શાસ્ત્રોક્ત યથાયોગ્ય પાત્રનો યોગ પામીને સંયમની રક્ષાને માટે ( સંયમની વૃદ્ધિ માટે ) દેવાતું દાન તે પાત્રશુદ્ધિ દાન લેખાય છે.

[ આ. પ્ર. પુ. ૨૭, પૃ. ૭૩. ]



## સદ્બોધ–સન્નીતિદર્શક વચનામૃત.

૧. જીવનની એકે ક્ષણ કરોડો સોનામહોરોથી પણ ખરીદી શકાતી નથી તેથી એવી અમૂલ્ય ક્ષણોને વ્યર્થ ગુમાવવા જેવી બીજી કઇ નુકસાની છે ? કોઇ નથી.

૨. સદુદ્યોગ સદ્ભાગ્યનો સહોદર છે તેથી આજે બને તે કાલ ઉપર રાખો નહીં.

૩. વખત કુદરતનો ખજાનો છે, ઘડી ને કલાકો તેની તીજોરીઓ છે, પળો ને ક્ષણો તેના કિંમતી હીરા છે એમ સમજી તેને જેમ તેમ મૂર્ખાઈથી વેડફી નાખશો નહીં.

૪. જ્ઞાન અને વિવેક ખરી આંખો છે. એના વિના માણસ છતી આંખે આંધળો છે. તે દુર્ગુણને લઇને જીવ દુર્ગતિના ઊંડા ખાડામાં પડે તેમાં નવાઇ જેવું શું છે ?

૫. ડૉકટર, બેરીસ્ટર કે પ્રોફેસરની ડીગ્રી મેળવવામાત્રથી કેળવણીનો હેતુ પૂરો થતો નથી, પણ સેવારસિક બનીને સ્વપરશ્રેય સાધવાથી તેનો ખરો હેતુ પાર પડે છે. ખરી રીતે જેનાથી મન અને ઇંદ્રિયોને કાબૂમાં રાખવાનું શિખાય તે જ ખરી કેળવણી સમજવી.

૬. જે માણસ પોતાની ઇચ્છાને કાબૂમાં રાખી શકે નહીં તે જગતમાં વિજય મેળવી શકે નહીં.

૭. સમાજસેવા ને દેશસેવા એ ઉત્તમ છે પણ આત્મસેવા એ સર્વથી ઉત્તમ છે, કેમ કે જગતનાં સર્વ પ્રાણીઓને આત્મવત્ ગણે, પરધનને પથ્થર સમ ગણે અને પરસ્ત્રીને સ્વમાત તુલ્ય ગણે તેનાથી જ આત્મસેવા થઇ શકે છે.

૮. પ્રશંસાની ઇચ્છા રાખો નહીં પણ પ્રશંસા થાય તેવાં કાર્યો પ્રેમથી કરતા રહો. કીર્તિ સતકાર્યની સાથે જ રહે છે, છતાં નિષ્કામ-નિઃસ્વાર્થ સેવા કરનાર તેની પરવા કરતા નથી.

૯. જો તમારે મોટા થવું હોય તો પ્રથમ નાના-લઘુ બનો. ઊંડો પાયો નાખ્યા વિના મોટું મકાન ચણી શકાતું નથી, તેમ જ તેમાં સુખપૂર્વક રહી શકાતું નથી.

૧૦. મોટાઇનું માપ ઉમ્મરથી કે શ્રીમંતાઇથી નહીં પણ અક્કલથી ને ઉદારતાથી થાય છે, માટે ડાહ્યા તથા ઉદાર બનો અને ડહાપણભર્યાં ને ઉદારતાવાળાં કાર્ય કરો.

૧૧. તલવારની કિંમત મ્યાનથી નહીં પણ તેની ધારથી થાય છે, તેમ માણસની કિંમત ધનથી નહી પણ સદાચારથી થાય છે; માટે જેમ બને તેમ પ્રમાદ ત્યજી સદાચરણપરાયણ રહો.

૧૨. વૈર લેવું એ હલકાઇનું કામ છે જ્યારે ક્ષમા કરવી એ મોટાઇનું કામ છે. વૃક્ષો પથ્થર મારનારને પણ ફળો આપે છે. 'વેરથી વેર શમતું નથી પણ ખરા પ્રેમથી તે શાન્ત થઇ શકે છે.'

૧૩. વાદળાં વરસે ત્યારે અને વૃક્ષો ફળે ત્યારે નીચા નમે છે તેમ સમૃદ્ધિ પામ્યા પછી તેવા સમૃદ્ધના સમયમાં વધારે નમ્ર બને તે જ સજ્જન લેખાય.

૧૪. વરસાદ માગ્યા વગર વરસે છે તેમ સજ્જનો માગ્યા વગર પોતાને પ્રાપ્ત સમૃદ્ધિ પરોપકારવાળાં કાર્યોમાં ખર્ચે છે, અને તેને સફળ કરી સ્વમાનવજીવનને સાર્થક બનાવે છે.

૧૫. ઊંચ પદવી કે અધિકાર પામીને ગરીબોની દાદ સુણે

નહીં તે **શેતાન.** શેતાનના માથા ઉપર કાંઇ શીંગડા ઊગતાં નથી. પોતાની સારી-નરસી કરણીથી જ તેની કિંમત થઇ શકે છે.

૧૬. સખાવત સ્વર્ગની કુંચી છે અને દયા ખાનદાનીનો ખજાનો છે; છતાં તેનાં દર્શન દુર્લભ છે.

૧૭. નદીનું પાણી અસલ સમુદ્રમાં ભળે છે અને તે પાછું વરસાદરૂપે વરસી નદીને મળે છે તેમ દાન આપનારની દોલત પાછી વ્યાજ સાથે તે દાતારને જ મળે છે. તેમ છતાં માયા-મમતા તજી, પરોપકારના કાર્યમાં તેનો વ્યય કરનારા વિરલા છે.

૧૮. ભુંડાઇને બદલે ભલાઇ કરે અને અપકારીનો પણ ઉપકાર કરે તેને ખરો સત્પુરુષ સમજવો.

૧૯. ચઢતીમાં ગર્વ ન કરે અને શરણાગતનો કદી ત્યાગ ન કરે તેને જ મોટો માણસ સમજવો.

૨૦. સાંભળે કે ગ્રહણ કરે તેને જ શિખામણ આપવી સારી. મૂર્ખને શિખામણ દેવાથી ઊલટી હાનિ થવા પામે છે.

૨૧. બીજાને ઠપકો આપવો એ જ અવગુણ આપણામાં હોય તો તે જલ્દી દૂર કરી દેવો ઘટે.

૨૨. ચોર, વ્યભિચારી, ધર્મદ્રોહી ને રાજદ્રોહીથી દૂર રહેવામાં જ મજા છે; અન્યથા ખુવારી છે.

૨૩. અનેક યુદ્ધોમાં જીત મેળવનાર યોદ્ધા કરતાં મન ઉપર જીત મેળવનાર મોટો યોદ્ધો છે.

૨૪. શ્રીમંતોને ત્યાગીઓને સંતોષવાથી જે સુખ મળે તે સુખ બીજી ચીજમાં મળતું નથી.

૨૫. ધનમાં, મોજશોખમાં અને ખાવાપીવામાં સંતોષ રાખવો સારો, પણ જ્ઞાન–દાન અને ધર્મ–અભ્યાસમાં તો જેમ બને તેમ વધારો કરાય તેમાં લાભ છે.

૨૬. જેનાથી દુઃખ મટે તેની જ પાસે હૃદય ખોલવું. જેની તેની પાસે હૃદય ખોલવાથી હલકાઈ થાય છે.

૨૭. અફીણ કરતાં કરજ ભૂંડું. અફીણ ખાનારને જ મારે ત્યારે કરજ તેના વંશજોને મારે છે.

૨૮. ઉત્તમ પુસ્તકો સત્સંગ જેવું કામ કરે છે ત્યારે ખરાબ પુસ્તકો સત્સંગની અસર ભૂંસી નાંખે છે.

૨૯. ધર્મનું મૂળ વિનય છે. ખરા દિલથી વડીલો, સજ્જનો અને ગુરુજનોનો વિનય સાચવો.

૩૦. ઉપગારીનો ઉપગાર ભૂલી જનારમાં માણસાઈનો ગુણ રહી શકતો નથી. અરે ! પશુઓ પણ ઉપકારનો બદલો વાળે છે તો બુદ્ધિમાન માણસોએ એને ભૂલવો કેમ જોઈએ ?

૩૧. જો તમારે પવિત્ર જીવન ગુજારવું જ હોય તો અંતઃકરણને પવિત્ર કરવા પૂરતો પ્રયત્ન કરો.

૩૨. પરમાત્મા પરમપવિત્ર પ્રભુને મેળવવા તમારે પણ ખુલ્લા હૃદયના નિષ્કપટી અને પવિત્ર થવું જોઈએ. '**રંજન ધાતુ મેળાપ.**' '**કપટરહિત થઈ આતમ અરપણો રે.**' એ વાક્યો મનન કરવા જેવા છે.

૩૩. સત્યવ્રત સર્વથી ઉત્તમ વ્રત છે. એક વાર જૂઠું બોલવાથી પ્રમાણિકપણામાં ખામી આવે છે.

૩૪. બધાં મનુષ્યો આપણા વિચારનાં ક્યાંથી થાય ? વિશાળ દિલના થઈ સહુ સાથે નિભાવી લેવું ઘટે.

૩૫. પ્રભાતમાં પરમાત્માની નિષ્કામ સ્તુતિ કરવી અને ઉચ્ચ મનોરથપૂર્વક એવી પ્રાર્થના કરવી કે મારા માતા, પિતા, ગુરુ, શત્રુ, મિત્રો વિગેરે સર્વ જીવોનું કલ્યાણ થાઓ, સદ્બુદ્ધિ પ્રાપ્ત થાઓ, સઘળા દોષ–અપરાધો નષ્ટ થાઓ, સર્વે પરોપકાર-રસિક થાઓ અને સર્વે સર્વત્ર સુખી થાઓ.

૩૬. મન પવિત્ર થયા વગર જ્ઞાન–વૈરાગ્યનો ખરો રંગ ચઢતો નથી.

૩૭. જેવી મતિ હશે તેવી જ ગતિ થશે. કર્મનો અટલ નિયમ કોઈને કદાપિ પણ છોડશે નહિ.

૩૮. દેહાધ્યાસનો એટલે શરીર પરની મમતાનો ત્યાગ કરવો અને પોતાનો આત્મા પરમાત્મા સમાન છે એનો અનુભવ કરવો. જ્યાં સુધી દેહાદિક જડ વસ્તુઓમાં મમતા હોય ત્યાં સુધી એવો અનુભવ ક્યાંથી થાય ?

૩૯. શાસ્ત્રાદિ ભણવું તે દ્રવ્યજ્ઞાન છે અને આત્મસ્વરૂપને ઓળખવું એ ખરું પારમાર્થિક જ્ઞાન છે.

૪૦. કૃતઘ્નતા સમાન મહાદોષ નથી અને કૃતજ્ઞતા સમાન કોઇ ગુણ નથી.

૪૧. ગુણની પ્રાપ્તિ જેટલા દુર્લભ નથી તેટલી ગુણીજનોના ગુણની અનુમોદના કરવી દુર્લભ છે.

૪૨. વસ્તુતત્ત્વને યથાસ્થિત સમજી લીધા વગર ખાલી મોક્ષની ઇચ્છા રાખવાથી શું વળે ?

૪૩. સંસારચક્રનો માર્ગ પ્રમાદવાળો છે અને મોક્ષનો માર્ગ પ્રમાદ વગરનો છે.

૪૪. કામ અને અર્થ પાછળ જીવ જેવો પરિશ્રમ કરે છે તેવો પરિશ્રમ મોક્ષ માટે કરે તો તે જરૂર મળે.

૪૫. અન્ય જીવોને જેટલી શાંતિ આપશો તેટલી તમને મળશે.

૪૬. જિંદગી ટૂંકી છે ને જંજાળ લાંબી છે. જંજાળને ટુંકાવશો તો જિંદગી લાંબી ને રસમય લાગશે.

૪૭. સુગમમાં સુગમ એવો કલ્યાણ-માર્ગ જીવને પ્રાપ્ત થવો આ દુષમ કાળમાં અત્યંત દુષ્કર છે.

૪૮. જ્યાં સુધી સાંસારિક પદાર્થમાં અત્યંત રાગ હોય ત્યાં સુધી પરમાર્થનો માર્ગ પ્રાપ્ત થવો ઘણો કઠણ છે.

૪૯. દેહની જેટલી ચિંતા રાખે છે તેથી અનંતગણી ચિંતા આત્માની રાખવી જોઇએ, કેમ કે ચિંતામણિ રત્ન સરખા આ દુર્લભ માનવદેહમાં અનેક ભવનાં કર્મ સદ્વિવેકથી ટાળી શકાય છે.

૫૦. અનંત જ્ઞાન-દર્શન-ચારિત્ર ( આનંદ ) અને વીર્યથી અભિન્ન એવા આત્માની એક ક્ષણ પણ વગર વિચાર્યે નકામી જવા દેવી નહિ. સદ્ભાગી સુવિવેકી મુમુક્ષુઓ જ તેનો પૂરો લાભ મેળવી શકે છે.

૫૧. હજારો ઉપદેશવચનો સાંભળ્યા કરવા કરતાં તેમાંનાં થોડાં પણ ગુણકારી વચનો વર્તનમાં મૂકવાં તે વિશેષ કલ્યાણકારી છે. સાકરની ખરી મીઠાશ ચાખનારને મળે છે, સાકર મીઠી છે તેવી વાતો કરનારને નહિ.

[ આ. પ્ર. પુ. ૩૧, પૃ. ૨૪૪. ]

---

## શુદ્ધ સ્વદેશી વસ્ત્રાદિકનો સ્વીકાર કરી લેવા જૈનસમાજને નમ્રપણે બે બોલ

૧. શુદ્ધ સ્વદેશી વસ્ત્ર જ બહોળે ભાગે વાપરવાં અને તેનો બને તેટલો કુટુંબ–કબીલાદિકમાં પ્રેમથી પ્રચાર કરવા આખા હિંદમાં ખૂબ જોશભર હીલચાલ ચાલી રહી છે, તેમ છતાં જૈન-સમાજનો મોટો ભાગ હજી સુધી કેમ પ્રમાદવશ પડી રહ્યો છે ? આવો પ્રશ્ન હિંદનું હિત હૈયે ધરનારના મનમાં સહેજે થવા પામે છે. તેનો વ્યાજબી ઉત્તર આપવા કોઇ તૈયાર છે ?

૨. સદ્‌ભાગ્યે જૈન યુવાનોમાંના અમુક ભાગને કે જેમણે સ્વદેશી હીલચાલ પસંદ પડવાથી તેનો સ્વીકાર જાતે કરી પોતાના કુટુંબ–કબીલાદિકમાં તે દાખલ કરવા કંઈક પ્રયાસ સેવ્યો જણાય છે, તેથી કંઈક શુભ આશા બાંધી શકાય છે.

૩. હિંદના દરેક શહેર કે ગામમાં થોડોઘણો પણ શુદ્ધ સ્વદેશીનો પ્રવેશ થઇ ચૂકયો લાગે છે, સ્વદેશી ભાવના વધી છે, એટલે દરજ્જે વિદેશી વસ્ત્રાદિક ઉપરનો મોહ ઘટ્યો ગણાય. ધર્મ, નીતિ અને અર્થની દૃષ્ટિથી આ સ્વદેશી ભાવના ઘણી હિતકર અને સ્પષ્ટ સમજાય તેવી અમને લાગે છે. તેમ બીજાં

ભાઇ-બ્હેનો સત્સમાગમથી સ્પષ્ટ સમજી લેવા ખપ કરશે તો હજી સુધી તેનો સર્વાંશે સ્વીકાર કરવામાં જે સંકોચ રહ્યા કરે છે તે રહી શકશે નહિં. અરે ! આમાં છુપાઈ રહેલા અનેકવિધ લાભ તેમને સ્પષ્ટ સમજાશે ત્યારે ગમે તેવી લાલચોને લાત મારીને શુદ્ધ સ્વદેશી ભાવનાનું જ રક્ષણ અને પોષણ કરવું તેમને જરૂર ગમશે. તે એટલે સુધી કે ગમે તેવા પ્રસંગમાં તેઓ શુદ્ધ સ્વદેશીને જ પસંદ કરી વળગી રહેશે અને બીજા ભોળા મુગ્ધ જનોને પણ તેમ કરવા નમ્રભાવે વિનવશે-સમજાવશે.

૪. જૈન શ્વેતાંબર સંપ્રદાયમાં માર્ગદર્શક (ઉપદેશક) તરીકે મુખ્યપણે સાધુ-સાધ્વીઓ જ ગણાય છે. તેમાંનો મોટો ભાગ આ શુદ્ધ સ્વદેશીની હીલચાલથી તદ્દન વિરુદ્ધ તો નહીં પણ તેથી અલગ રહેલો જણાય છે. તે વ્યાજબી થતું કે થયું લાગતું નથી. કેવળ અર્થદૃષ્ટિથી નહીં તો ધર્મ-નીતિની દૃષ્ટિથી જોતાં પણ તે સહુએ લગારે સંકોચ વગર શુદ્ધ સ્વદેશીનો તરત જ સ્વીકાર કરવો જોઇએ, કેમકે તેવાં શુદ્ધ સ્વદેશી વસ્ત્રો હવે જ્યાં ત્યાં મળવા સુલભ છે, એટલું જ નહીં પણ કેટલાક દેશહિતૈષી જૈનયુવકો તથા કેટલાક કુટુંબો તેવાં શુદ્ધ વસ્ત્રો જાતે વાપરતાં હોવાથી સાધુ-સાધ્વીઓને તેનો લાભ લેવા વિનવે છે. આવે વખતે ત્યાગી ગણાતા આપણા સાધુ-સાધ્વીઓ વિદેશી, ભ્રષ્ટ વસ્ત્રોનો મોહ તજી શુદ્ધ સ્વદેશીનો સ્વીકાર નહીં કરે તો તેમને વધારે ને વધારે નિંદા-ટીકાપાત્ર થવું પડશે. જે સમયને ઓળખી ચાલે તે જ સાધુ લેખાય.

એકલા હિંદને માટે જ ખપ પૂરતાં વસ્ત્રો વણવામાં આવે છે, તેને કાંજી ચઢાવવા નિમિત્તે પ્રતિવર્ષ લગભગ એક ક્રોડ જાનવરોની

ચરણી તૈયાર થાય છે. તેવી ચરબીના દોષ–કલંકથી ખરડાયેલાં વસ્ત્રો ઉપર કેવળ દયાધર્મની દૃષ્ટિથી જ વિચાર કરતાં એક ક્ષણવાર પણ મોહ રાખવો કોઈ પણ દયાળુ ભાઇ–બહેનને ઉચિત નથી, તો પછી ઉપદેશક અને ત્યાગી ગણાતા સાધુ–સાધ્વીઓને તો તેવો ખોટો મોહ તેવી ભ્રષ્ટ–દોષિત વસ્ત્રાદિક ઉપર રાખવો કેમ જ ઘટે ? તેમણે તો દરેક શુભ પ્રસંગે આમ–વર્ગને સ્પષ્ટ જણાવી દેવું જોઇએ કે આજસુધી આ વિદેશી વસ્ત્રોની બનાવટમાં કેવી ભ્રષ્ટ ચીજો વપરાય છે તે અંધારામાં રહ્યાથી જ અમે તે દોષથી બચી ન શકયા, પરંતુ હવે તે બધું દીવા જેવું સ્પષ્ટ થવાથી અમે ગમે તે ભોગે શુદ્ધ સ્વદેશીની જ ભાવનાને રક્ષીશું અને પોષીશું. અમને હવે પછી કોઇ પણ જૈન ગણાતા શ્રાવક–શ્રાવિકાએ વિદેશી વસ્ત્ર વહોરાવવું જ નહીં. તેમ છતાં કોઈ મુગ્ધજનો તેવાં વિદેશી વસ્ત્રો વહોરવા વિનંતિ કરશે તો તે અમે સ્વીકારી શકશું નહીં. જાતે સુખશીલતા તજ્યા વગર બીજા ઉપર સારી છાપ પાડી શકાય નહી, એ વાત ખૂબ લક્ષમાં રાખવી જોઇએ.

૫. જૈનધર્મ પ્રત્યે એટલે તેનાં પવિત્ર દયામય ફરમાનો પ્રત્યે તથા તેનું પાલન કરવા બંધાયેલા ત્યાગી સાધુ–સાધ્વીઓ પ્રત્યે સદ્‌ભાવ જગાડવા સહુએ શુદ્ધ સ્વદેશીમાં જ રંગાવું જોઈએ.*

[ આ. પ્ર. પુ. ૨૧. પૃ. ૭૮. ]

---

* લગભગ સોળ વર્ષ ઉપર જ્યારે સ્વદેશી વસ્તુ માત્રની હીલચાલ પૂરજોશમાં ચાલતી હતી ત્યારે સ૦ મુ૦ કર્પૂરવિજયજી મહારાજે જૈન સમાજને ઉદ્દેશીને સ્વદેશી વસ્ત્ર વિગેરે માટે બે બોલ લખેલા તે ચાલુ સમયમાં પણ ઉપયોગી હોવાથી અહીં લીધા છે.

# સર્વસામાન્ય હિતવાક્યો.

૧. અત્યારે પ્રાપ્ત શક્તિ, સામગ્રીનો જેમ જેમ સમજ અને શ્રદ્ધાસહિત ડહાપણથી દેશ, કાળને ઓળખી સદુપયોગ કરી લેવાય તેમ તેમ તેનો અધિકાધિક લાભદાયક વિકાસ થવા પામે અને ઇષ્ટ કાર્યસિદ્ધિ અલ્પ શ્રમે થોડા વખતમાં જ સુંદર રીતે થવા પામે.

૨. સમયોચિત કર્ત્તવ્યકર્મ તન, મન પરોવી કરવા મચી જવાય તો તેથી અધિકાધિક હિતકાર્ય નિ:શંક સાધી શકાય, પાકો અનુભવ મળે, દૃઢ પ્રતીતિ-વિશ્વાસ જામે અને કાર્યસિદ્ધિમાં જરૂરી સ્વાર્થત્યાગ કરવા ભણી રુચિપૂર્વક પ્રવૃત્તિ થાય.

૩. વિશ્વવિખ્યાત થયેલ મ. ગાંધીજીનું જીવતું-જાગતું દૃષ્ટાંત હયો. તેના જ્વલંત દેશદાઝભર્યા દૃષ્ટાંતથી અનેક ઉત્તમ ભાઇ-બહેનો તેમનો સુંદર આશય સમજી, તે માર્ગ પસંદ કરી, યથાયોગ્ય કર્ત્તવ્યકર્મ નિ:સ્વાર્થભાવે કરવા તત્પર થઇ રહ્યા છે.

૪. અમુક યુવકો અને સહૃદય શ્રદ્ધાળુ તથા વિરલ વિદ્વાન-વર્ગને બાદ કરતાં આખી સમાજમાં એકંદર ઘણી જડતા વ્યાપી રહેલી જણાય છે. તેને દૂર કરવા દરેક દેશદાઝવાળા હિંદવાસીએ મથન કરવું જોઇએ.

૫. સી. આર. દાસ, મોતીલાલ નહેરુ જેવાનાં ઉદાર ચરિત્રો ગમે તેવા કઠણ દિલના સુખશીલ જનોનું હૃદય હલાવી-પીગાળી નાંખે એવાં છે. એવાં અનેક નર અને નારીરત્નો ત્યાગ-સંયમની વેદી ઉપર નિ:સ્વાર્થપણે આત્મભોગ આપી ગયાં છે. એનું ઊંડું રહસ્ય શાંતચિત્તે નિષ્પક્ષપણે વિચારી

લેવાય તો બાકીના દૂરવર્તી શ્રીમંતો અને વિદ્વાનો પણ માન મૂકી નમ્રભાવે સમાજસેવા અને દેશસેવામાં પોતાને છાજે અને બની શકે એવો સક્રિય ભાગ લેવાને સહેજે આકર્ષાય. એમ થવું કે કરવું તે દરેક વખતને માટે જરૂરનું છે.

૬. ત્યાગી, સાધુઓ, સંન્યાસીઓ વિગેરે ધર્મગુરુઓ આ દિશામાં સમયને ઓળખી કર્ત્તવ્યદિશા નક્કી કરીને ચાલે તો તેઓ પણ સમયોચિત શાસનસેવા કરી રહ્યા લેખાય, કેમ કે તેમનાં હિતવચન અને આચરણને અનેક જનો અનુસરે છે. તેમણે પણ પોતાની જવાબદારી વિચારવી ઘટે છે.

૭. આપસઆપસનાં કર્ત્તવ્યકમ કરવાની જવાબદારી વિચારી જોતાં પૂર્વોક્ત સેવાભાવનાથી રંગાયેલ ગમે તે સહૃદય સજ્જનો પોતાના સમાગમમાં આવતા અનેક ભાઈ-બહેનોના હૃદયમાં પ્રેમથી પ્રવેશી તેમને સ્વ સ્વ કર્ત્તવ્યનું યથાર્થ ભાન કરાવી શકે એ બહુ જરૂરનું ને સરલ હિતકાર્ય છે.

૮. મ. ગાંધીજીની પણ પ્રાયે એ જ માન્યતા સંભવી શકે. તેને જે જેટલી સમજી શકે અને તે મુજબ ચાલવાની જેટલી તાકાત કેળવી શકે તેના પ્રમાણમાં તે પોતાનું નિશ્ચિત કાર્ય સરલતાથી કરી શકે.

૯. સાદાઇ રાખવી, બીજી જરૂરી નકામી વસ્તુનો ત્યાગ કરવો, તેના વગર ચલાવી લેવું, ખોટા આવેશમાં આવી સ્વ-શક્તિનો દુરુપયોગ ન કરવો, સંચિત-શક્તિનો સારામાં સારા કાર્યમાં ઉપયોગ કરતાં રહેવું. દઢ ( નૈષ્ઠિક ) બ્રહ્મચર્ય પાળવું, ન્યાય, નીતિ ને પ્રમાણિકતાને પ્રાણસમાં લેખવાં, સંતોષવૃત્તિ

ભજવી, સહુને આત્મસમાન ગણી પ્રતિકૂળતા નહીં ઉપજાવતાં અનુકૂળ આચરણ સેવવું–એ સર્વસામાન્ય સનાતન નીતિ–રીતિ સદા ય લક્ષગત રાખી રહેવું.

૧૦. મુગ્ધ જનને કેટલાંક કામ દેખાવમાત્રથી નજીવાં લાગતાં હોય પણ પરિણામદર્શી મહાજનોને તે મહત્ત્વનાં લાગવાથી જ તેઓ તેને પ્રધાન સ્થાન ( મહત્ત્વ ) આપે છે. તેમ જ બીજાં કેટલાંક દેખાવમાત્રથી રમ્ય–દેખાવડાં જણાતાં પણ પરિણામે અરમ્ય–અનિષ્ટ કાર્યોને મુગ્ધ જનો ગેરસમજથી મહત્ત્વ આપે છે પણ દીર્ઘદષ્ટિ સુજ્ઞજનો તેનો ત્યાગ–બહિષ્કાર કરે છે કરાવે છે ને અનુમોદે છે એ રહસ્ય સમજવા જેવું છે.

૧૧. ચા, બીડી, હોટેલનું ખાણું, નીસો–મદ ઉપજાવે એવી ચીજોનું સેવન ( પીણાં ), મોહક–ફેશનેબલ વસ્ત્રપાત્રાદિકની વપરાશ અને માન, ચાંદ વિગેરેને મુગ્ધજનો સારાં જાણી મહત્ત્વ આપે છે, ત્યારે દીર્ઘદષ્ટિ ને દેશદાઝવાળા દરેકે દરેક ભાઈબહેન તે બધાંને ભારે અનર્થ અને આપદાને આપનારાં સમજી તજી દે છે, અને શુદ્ધ સ્વદેશી વસ્ત્ર, પાત્ર, ખાનપાનાદિકને જ ગુણકારી સમજીને પસંદ કરે છે.

૧૨. કલેશ–કુસંપ દૂર કરી દેશદાઝ દિલમાં ધારી ઐકયતા કરવાથી સહુ મનુષ્યો સ્વપરહિત સાધી આત્મકલ્યાણ કરી શકશે.

[ આ. પ્ર. પુ. ૨૧, પૃ. ૨૧ ]



# પર્યુષણ પર્વ અને આપણું કર્ત્તવ્ય.

પ્રથમ તો સાંવત્સરિક મહાપર્વ અને બીજું મહાવ્રતધારી મુનિઓનું કોઇ એક યોગ્ય ક્ષેત્રમાં નિશ્ચયપૂર્વક ચાતુર્માસ ગાળવા સ્થિર થઈ રહેવું એ ઉભય અર્થમાં **પર્યુષણ** શબ્દ પ્રયોજાયેલો છે.

જૈનશાસનમાં બીજાં અનેક પર્વો કહ્યાં છે પરંતુ આ પર્યુષણ પર્વ સર્વ પર્વમાં શિરોમણિરૂપ ગણાય છે. આસો અને ચૈત્રી સંબંધી શાશ્વતી અઠ્ઠાઇ જેવી રીતે ઉત્તમ દેવ-દેવીઓ અને મનુષ્યો ઉજવે છે તેવી રીતે આ પર્યુષણ પર્વની અઠ્ઠાઈનો પણ અતુલ મહિમા ઠેકાણેઠેકાણે ભવ્યાત્માઓ ઉજવે છે.

વર્તમાન શાસનના નાયક શ્રી મહાવીર પ્રભુનું જેમાં સવિસ્તર ચરિત્ર વર્ણન કરવામાં આવ્યું છે, તેમ જ અન્ય તીર્થંકરદેવોના ઉદાર ચરિત્રોનું જેમાં યથાયોગ્ય વર્ણન આપવા ઉપરાંત ગણધરાદિક ઉત્તમ સ્થવિર સાધુ-મહાત્માઓનાં કુળ, ગણાદિક સહિત નામ, વર્ણન તથા સાધુ સમાચારી-મુનિમર્યાદાનું યથાતથ્ય વર્ણન આપવામાં આવ્યું છે તે પવિત્ર શ્રી **કલ્પસૂત્ર** પર્યુષણ પર્વમાં ગુરુમુખે સાંભળવાનું સુભાગી સાધુ-સાધ્વી, શ્રાવક-શ્રાવિકાઓને પ્રાપ્ત થાય છે. શ્રુતકેવળી ( ચૌદ પૂર્વધારી ) શ્રી ભદ્રબાહુસ્વામીનાં મધુર અમૃત વચનરૂપ શ્રી કલ્પસૂત્રને આ ઉત્તમ પ્રસંગે વિનય બહુમાનપૂર્વક વાંચી-સાંભળી-વિચારી ભવ્યાત્માઓ પોતાના ભવતાપને શમાવે છે-કર્મોને ખપાવે છે.

આ પર્વમાં શ્રી કલ્પસૂત્રના શ્રવણ સાથે સકળ **ચૈત્યપરિપાટી**, સમસ્ત **સાધુવંદન**, અન્યોન્ય સાધર્મિક **ક્ષમાપના**,

**અષ્ટમ તપસ્યા અને સાંવત્સરિક પ્રતિક્રમણ** પણ અવશ્ય કરવા લાયક છે. એ પાંચ કૃત્યો સાધુઓને તેમ જ ગૃહસ્થોને સમાન રીતે કરવાનાં હોય છે. વિશેષમાં આત્માર્થી સાધુજનો દ્રવ્ય-ભાવથી લોચ કરે છે અને જ્ઞાની, ધ્યાની, બાળ, વૃદ્ધ, તપસ્વી સાધુઓનો યથાયોગ્ય વિનયાદિક કરી કર્મની નિર્જરા કરે છે. તેવી જ રીતે વિવેકવંત શ્રાવક-શ્રાવિકાઓ યથાશક્તિ ઉદાર દિલથી યથાયોગ્ય દાન દે છે, નિર્મળ મન, વચન, કાયાથી શીલ-સદાચાર પાળે છે, યથાશક્તિ તપ કરે છે અને સ્વપરની ઉન્નતિ થાય એવી ભાવના ભાવે છે. સાધર્મીવાત્સલ્ય કરે છે અને જૈનશાસનની પ્રભાવના કરે છે. ઉપરોક્ત સઘળી ધર્મકરણી તેના પવિત્ર હેતુને લક્ષમાં રાખીને કરવાની જરૂર છે. જેઓને તેટલી ઊંડી સમજ નથી હોતી તેઓ અન્યને અનુસરીને દેખાદેખી આવી શુભ કરણી કરવા પ્રવર્તે છે અને તેનું ફળ પોતાના પરિણામ પ્રમાણે મેળવી શકે છે.

સામાન્યપણે પર્યુષણપર્વપ્રસંગે આ એક સ્થાપિત વ્યવહાર મુજબ ઘણે ભાગે સહુ સાધુ-સાધ્વીઓ તેમજ શ્રાવક-શ્રાવિકાઓ એવા આદરથી વર્તે છે કે જૈન નહિ એવા અન્ય જનો પણ થોડુંઘણું તેનું અનુકરણ કરે છે, કરવા લાગે છે. આવા ઉત્તમ પ્રસંગે દેવગુરુની સેવાભક્તિ પણ ભારે આડંબર સાથે પુષ્કળ દ્રવ્યનો વ્યય કરીને કરાય છે. તેમ જ કાયાની માયા-મમતા તજી કઠણ તપસ્યા સાથે સામાયિક, પ્રતિક્રમણ, પૌષધ પ્રમુખ ધર્મક્રિયા પણ ઉમંગથી કરવામાં આવે છે. આમાંની સઘળી કે ઘણીખરી ધર્મકરણી થોડાઘણા ફેરફાર સાથે કેટલાએક ભાઈબહેનો કાયમ-સદાકાળ કરતા હોય છે અને કેટલાએક ચાતુર્માસાદિક નિવૃત્તિના વખતમાં અને કેટલાએક

આવા ખાસ પર્વપ્રસંગે જ કરતા હોય છે. આવી પવિત્ર કરણી કરી પોતાના આત્માને ઉચ્ચ સ્થિતિમાં મૂકવો જોઇએ.

[ આ. પ્ર. પુ. ૨૧, પૃ. ૯.]

## આત્મનિરીક્ષણનો અભ્યાસ રાખવા નિવેદન.

કુશળ વ્યાપારી જેમ આવક–જાવક, લાભ–હાનિનો જમે–ઉધાર હિસાબ સાવધાનતાથી ચોખ્ખો રાખવા પ્રયત્ન કરે છે તેમ સાચા સુખના અર્થી સજ્જનોએ પણ મહાપુણ્યના જોગે સાંપડેલી દશ દૃષ્ટાન્તે દુર્લભ એવી મનુષ્યભવાદિક શુભ સામગ્રીને સફળ કરી, લોકોત્તર સુખ પ્રાપ્ત કરવા માટે પોતાની એક પણ કિંમતી ક્ષણ નકામી ન ચાલી જાય, તેમાં કાંઇ ને કાંઇ જ્ઞાન, ધ્યાન, વ્રત, નિયમનું શ્રદ્ધા ને આદર સહિત પાલન કરવા સાવધાન રહેવાય તેવી ઊંડી કાળજી રાખવી જોઇએ. તેનું નામ **આત્મનિરીક્ષણ** કહી શકાય.

તથાવિધ આત્મલક્ષ કે ઉપયોગ વગર કરવામાં આવતી વિવિધ ધર્મકરણી મોક્ષસાધક થઇ શકતી નથી. આત્મલક્ષ કે ઉપયોગ વગરની કરાતી પૂજા, પ્રભાવના કે સામાયિક, પ્રતિક્રમણાદિક ક્રિયા લક્ષ સાધ્યા વગર ફેંકેલા તીરની માફક નિષ્ફળપ્રાય સમજવી. સાચા સુખનો ઉપાય ધર્મસાધનારૂપ છે. અહિંસા, સંયમ અને તપ એ ધર્મનું લક્ષણ છે. આત્મલક્ષ–ઉપયોગ સહિત ઉક્ત ધર્મનું યથાવિધિ સેવન કરાય તો તે મહામંગળકારી છે. વાસ્તવિક રીતે આત્માનો શુદ્ધ–વિશુદ્ધ ભાવ–ઉપયોગ જ ધર્મનો ખરા પ્રાણરૂપ છે–પ્રમાણરૂપ છે તેથી જ તે સાધુ હો કે ગૃહસ્થ હો, રાજા હો કે રંક હો,

પુરુષ હો કે સ્ત્રી હો, સહુને એકાન્ત હિત, શ્રેય અને કલ્યાણકારી થવા પામે છે. આવી સદ્બુદ્ધિ સાથે શુદ્ધ શ્રદ્ધાન અને સદાચારપરાયણ થવા પૂરતું ધૈર્ય-બળ અર્પવા પરમાત્મા પ્રત્યે પ્રાર્થના કરવી ઘટે છે.

“ **જય વીયરાય** ”ના પાઠમાં એવી જ પ્રાર્થના કરાય છે; પણ તેના અર્થની સમજ સાથે તે ઉપયોગ સહિત કરાય અને મોહ-પ્રમાદાદિક કાઠિયાનો ત્યાગ કરી સ્વસ્વ અધિકાર-યોગ્યતા અનુસારે તથાવિધ ધર્મકરણી. નિષ્કપટપણે કરવાનો ખપ જાગે તો ઉક્ત પ્રાર્થનાની સાર્થકતા સહેજે શીઘ્ર થવા પામે જેમની સાથે કંઇપણ વૈમનસ્ય-વિરોધ થયેલ હોય તેને ત્રિકરણ શુદ્ધિથી ટાળી, તેમને સરલ દિલથી જેમ બને તેમ વહેલાસર ચેતીને સંવત્સરી સુધીમાં ખમવા-ખમાવવાની શુભ પ્રથાને લક્ષમાં રાખી સહુ ભાઈબહેનોએ નમ્રભાવે ખમવું અને ખમાવવું.

[ આ. પ્ર. પુ. ૨૦, પૃ. ૧૬૨. ]

## શુદ્ધ સંયમ-આત્મનિગ્રહથી થતી આત્મ-શાંતિ.

૧. કલ્યાણાર્થી જનો સ્વાધીનપણે શુદ્ધ સંયમનું સેવન કરી શાંતિ મેળવી શકે છે. બીજાને તે મળી શકતી નથી.

૨. મન અને ઇંદ્રિયોને સ્વેચ્છા મુજબ ઉન્માર્ગે ચાલતાં યુક્તિથી સાવધાનતાપૂર્વક રોકી જે તેને સન્માર્ગે પ્રવર્તાવે છે તે અનેક પ્રકારનાં ભાવી દુઃખની જાળથી મુક્ત થાય છે.

૩. રાગ, દ્વેષ ને ક્રોધાદિક કષાયોનો જે સુજ્ઞ જનો સમભાવ ધારણ કરી, ક્ષમા-નમ્રતાદિક સદુપાયવડે સાવધાનપણે જય-પરાજય કરે છે તેમના સુખનો પાર રહેતો નથી.

૪. મન, વચન ને કાયાની પવિત્રતા કહો કે વિચાર, વાણી ને આચારની શુદ્ધિ કહો જે ભવ્યજનો સાવધાનપણે તેને સાચવી રાખે છે તેઓ અખંડ સુખ–શાંતિનો સહેજે અનુભવ કરી શકે છે.

૫. જે સંત–સાધુજનો સહુને સ્વકુટુંબ તુલ્ય ગણીને કોઈને કયારે પણ પ્રતિકૂળતા–દુ:ખ–પરિતાપ ઉપજાવતા જ નથી તેમને પછી દુ:ખ–પરિતાપ આવે જ કયાંથી ? જેવું આપવું તેવું જ મેળવવું એવી નીતિ છે.

૬. અનેક મુગ્ધ જનો મોકળી વૃત્તિથી પ્રમાદ યા સ્વચ્છંદતા-વશ ( વિષય–કષાય–નિંદા–વિકથાદિકને આચરી ) અનેક જીવોને દુ:ખ, ત્રાસ આપી એવાં આકરાં પાપકર્મ બાંધે છે કે પછી તેનું ફળ ભોગવતી વખતે તેને ભારે વિષમ લાગે છે.

૭. તેથી જ સુખના અર્થી દરેક સુજ્ઞ જનોએ મન, ઇંદ્રિયો-ને લગામમાં રાખવાં, રાગ–દ્વેષાદિક ભાવથી સાવધાનપણે દૂર રહેવા વિચાર, વાણી ને આચારમાં પવિત્રતા સાચવી રાખવા, અને પાપવૃત્તિથી પાછા ફરી, સંયમવૃત્તિ જાગૃત કરવા જરૂર તત્પર થવું એ જ સર્વ ઉપદેશનો સાર છે.

૮. તદ્દન નિરંકુશ વૃત્તિ રાખવારૂપ અસંયમથી આ લોકમાં તેમ જ પરલોકમાં જીવને ભારે વિપત્તિ વેઠવી પડે છે. તેમાંથી સ્વાધીનપણે આત્મનિગ્રહરૂપ સંયમ સેવનારા બચી શકે છે.

૯. સંપૂર્ણ સંયમયોગના બળથી, સકળ દુ:ખમુક્તિ થઈ અક્ષય–મોક્ષસુખ મેળવી શકાય છે.

[ આ. પ્ર. પુ. ૨૦. પૃ. ૨૫૮. ]

## સામાયિક-પ્રતિક્રમણ-દેવવંદનાદિ ધર્મક્રિયામાં કરવો જોઈતો યથાવિધિ આદર

આત્માને માયિક જંજાળમાંથી મુક્ત કરી, મન, વચન, કાયાથી પાપવ્યાપારનો પરિહાર કરીને સમતારસમાં ઝીલવું-નિમગ્ન રહેવું તે સામાયિક કહેવાય છે. માન, અપમાન તરફ દુર્લક્ષ કરી સ્વજન-પરજન કે શત્રુ-મિત્ર ઉપર સમભાવ રાખી રહેવું તેને **સામાયિક** કહે છે. અભ્યાસરૂપે ઓછામાં ઓછો બે ઘડીનો સમય આત્માર્થી ભાઇ-બહેનોએ સામાયિકમાં ગાળવો જોઇએ. પછી ધીમે ધીમે તેમાં વધારો કરતાં પૌષધમાં ચાર પહોર કે આઠ પહોર પર્યંત **સામાયિકનો** વખત કરી શકાય છે.

સામાયિક-પૌષધમાં જેનું સાધ્ય-લક્ષ્ય શુદ્ધ ને ચોક્કસ આત્મિક હોય છે તેને તો તેવા અભ્યાસમાં અપૂર્વ આનંદ ને શાંતિ ઉપજે છે. સંત-સાધુ-મુમુક્ષુ જનોને તો જિંદગી-પર્યંત તેનું સેવન કરવાનું હોય છે. દૃઢ અભ્યાસયોગે મનની સ્થિરતા-શાંતિ વધતી જાય છે. ખરા આત્માર્થી સંત-સાધુ-જનોની સમતા વખાણને પાત્ર છે. સમતા જ ખરેખર સંયમ યા ચારિત્રધર્મનું રહસ્ય-સાર છે; તેથી તેનો ખપ-આદર દરેકે દરેક નાના, મોટા શ્રાવકે કરવો જોઇએ. બની શકે તો ચીવટ રાખી પ્રભાતમાં જ તેનો અભ્યાસ શરૂ કરી દેવો જોઇએ અને તે સદાકાળ નિભાવવો; તેથી ચિત્તની પ્રસન્નતા વધશે. ઘણાખરા મુગ્ધ ભોળાજનો તો કેવળ પ્રમાદવશતાથી જ તેવા અપૂર્વ લાભને ચૂકે છે અને પછી પસ્તાવો કરે છે, તેથી જાગ્યા-સમજ્યા ત્યારથી જ સાવધાન બની, આળસ-પ્રમાદ તજી, ઉદ્યમવંત થઇ, પ્રાતઃકાળે અથવા સમયના સદ્ભાવે યોગ્ય

અવસરે–વખતે આ અપૂર્વ લાભ જરૂર હાંસલ કરતાં રહેવું જોઈએ. તેમાં જો અપૂર્વ ભાવ જાગે તો તેને ટકાવી રાખવા સાવચેત થવું જોઇએ–રહેવું જોઈએ. તેવા અપૂર્વભાવ કે ધ્યાનની ધારા અખંડિત રાખવા માટે સામાયિકનો સમય બને તેટલો લંબાવવો જોઇએ અને સમતાને ટકાવી રાખવા કે વધારવા માટે અધિક હિતકર આલંબનનું સેવન કરવું જોઇએ.

મન–વચન–કાયાથી લાગતા દોષથી બચવા અને તેમાં પવિત્રતા દાખલ કરવા ખૂબ કાળજી રાખવી જોઈએ. મનને સમતા-રસથી સ્થિર કરી પ્રતિક્રમણ કરવું જોઈએ. તેથી જાણતાં–અજા-ણતાં, થતાં કે થયેલાં પાપથી યત્નપૂર્વક પાછા ઓસરવું–પાછા ફરવું–હઠવું અને ફરી સાવધાન બની પાપ ન કરવું તે **પ્રતિક્રમણ** કહેવાય છે.

પ્રતિક્રમણ સૂત્રોનું રહસ્ય સમજવાનો અને તેમાં આવતા આવશ્યકોનો પરમાર્થ જાણવાનો જરૂર પ્રયત્ન કરવો, અને લક્ષપૂર્વક આળસ–પ્રમાદ તજી તેનો લાભ લેવો. તે જ ભાવ–આવશ્યક કહેવાય છે. આજકાલ ઘણે સ્થળે અવિધિ અને અજ્ઞાન દોષ વધારે જણાય છે, વિધિ અને સમજણનો આદર ઓછો થતો જાય છે તેમાં પણ સુધારો કરવાની ખાસ જરૂર છે.

જૈન પાઠશાળા અને કન્યાશાળા વગેરે વધ્યાં છતાં ધર્મકરણી કરનારની સંખ્યામાં ભાગ્યેજ વધારો જોવાય છે, કારણ કે જ્યાં વ્યવહારુ શિક્ષણ પણ ખામીભરેલું, રસવગરનું અને કાર્ય-સાધક ઓછું અપાય છે ત્યાં ધાર્મિક શિક્ષણની વાત ક્યાં કરવી ? ગોખણપટી માત્રથી વધારે સારું પરિણામ ભાગ્યે જ આવે. વિધિરસિક સહૃદય શિક્ષકો તેમાં જરૂર સુધારો કરી શકે.

**દેવવંદન-ગુરુવંદનાદિ** પણ પ્રતિક્રમણની જેમ રહસ્ય, અર્થ અને સમજણ વગરનાં થતાં જોવામાં આવે છે. પ્રભુપ્રાર્થના સ્તુતિમાં, "પંચમી તપ તમે કરો રે પ્રાણી" કહે છે. આવી રીતે સંબંધ અને સમજ વગરનું જોવામાં આવે છે તો તેનું પણ રહસ્ય, હેતુ વગેરે સુજ્ઞ જનોએ સમજવાં અને બીજાં ભાઈ-બહેનોને શાંતિથી સમજાવવા ઘટતો પ્રયત્ન કરવો જોઇએ કે જેથી સ્વપરહિતમાં અભિવૃદ્ધિ થવા પામે અને આત્મિક ઉન્નતિની સાથે શાસન ઉન્નતિ થાય.

[ આ. પ્ર. પુ. ૨૦, પૃ. ૨૩૮. ]

---

## કલ્યાણના અર્થી જનોએ કેવું વર્તન રાખવું જોઇએ ?

૧. સન્માર્ગગામી-માર્ગાનુસારી થવું જોઇએ, ન્યાયનિષ્ઠ, નીતિચુસ્ત-પ્રમાણિક બનવું જોઇએ, સત્યાગ્રહી થવું જોઇએ.

૨. સ્વકુળને શોભે એવો ગમે તે પ્રમાણિક ધંધો-રોજગાર કરી સ્વકુટુંબ સાથે સ્વજીવનનિર્વાહ કરવો જોઇએ.

૩. આવકના પ્રમાણમાં જ ખર્ચ કરવું. ઉડાઉ નહીં થતાં સાદાઇ અને કરકસરના નિયમો લક્ષમાં રાખી સંતોષપૂર્વક રહેવું. ખર્ચ કરતાં બચત રહે તેમાંથી દીન-દુઃખીજનોને યોગ્ય આશ્રય આપી તેમને સંતોષવા બનતા પ્રયત્નો કરવાં.

૪. સહુને આપણા મિત્ર-બંધુ-સ્વજન સમાન ગણવા જોઇએ.

૫. દુઃખીજનોને યોગ્ય આશ્વાસન આપી દરેક રીતે તેમનું દુઃખ દૂર કરવા કે ઓછું કરવા તત્પર રહેવું જોઇએ.

૬. સુખી કે સદ્દગુણી જીવોને દેખી રાજી–પ્રમુદિત થવું જોઈએ અને આપણે એવી જ ઉત્તમ ચાહના રાખી તેમનું શુભ અનુકરણ કરવું.

૭. ગમે એવા નીચ, નિંદક જેવા નાદાન ઉપર પણ દ્વેષ કે કોપ નહીં કરતાં કરુણાબુદ્ધિથી તેમને સુધારવા પ્રયત્ન કરવો, છતાં વિપરીત પરિણામ આવતું જણાય તો તેની ઉપેક્ષા કરી પ્રમાદ રહિત અન્ય ઉચિત હિત આચરણ કરી લાભ ઉપાર્જન કરતાં રહેવું.

૮. સર્વ જીવમાત્રને પોતાના આત્મા સમાન ગણી, કોઈને દુઃખ–પ્રતિકૂળતા ઉપજે એવું અહિત આચરણ કરવાથી વિરમવું અને એકાંત હિતકર આચરણ કરવું.

૯. કામ, ક્રોધ, મોહ, મદ અને મત્સરપ્રમુખ અંતરંગ શત્રુઓનું ખૂબ ચીવટથી દમન કરતાં રહેવું.

૧૦. માતા, પિતા, સ્વામી, વિદ્યાગુરુ અને ધર્મગુરુની શુદ્ધ નિષ્ઠાથી સેવા–ચાકરી હર્ષ સહિત કરવી.

૧૧. કોઈની નિંદા, ચાડી–ચુગલીથી સદંતર દૂર જ રહેવું.

૧૨. સુખ–દુઃખમાં હર્ષ–શોક નહિ કરતાં સમભાવે રહેતાં શીખવું. સિંહની જેમ શૂરવીરપણે ચાલવું, પણ શ્વાનની પેઠે નિર્બળતા ધારણ કરવી નહિ.

૧૩. આશ્રિતવર્ગની યોગ્ય વખતે બરાબર સંભાળ લેવી–પોષ્યવર્ગનું વખતસર પોષણ કરવું.

૧૪. સદ્‌ગુણી જનોનો સહર્ષ વિનય–સત્કાર કરવો.

૧૫. શુદ્ધ દેવ, ગુરુ, ધર્મને બરાબર ઓળખી–પારખી ગ્રહણ કરવા.

૧૬. પરીક્ષા કરીને ગ્રહણ કરેલા ધર્મની નિઃસ્વાર્થ સેવા કરવી. બને તેટલું આત્માર્પણ કરવું. તન–મન–ધનનો સદ્‌વ્યય સંકોચ રહિત કરવો.

૧૭. આત્માની શક્તિ જાગૃત કરી નિર્બળ જીવોનું રક્ષણ કરવું.

૧૮. ઇંદ્રિયો અને કષાયોનો નિગ્રહ કરી, મન, વચન અને કાયાથી હિંસાદિક પાપનો સંપૂર્ણ ત્યાગ કરવારૂપ સંયમ-વડે આત્માની અનંત શક્તિઓ જાગૃત થઇ શકે છે.

૧૯. સહુને હિતરૂપ થાય એવું પ્રિય અને સત્ય વચન બોલવું.

૨૦. ન્યાયથી ઉપાર્જન કરેલું દ્રવ્ય જ ઇચ્છવું–ગ્રહણ કરવું, પરદ્રવ્ય અથવા અન્યાયનું દ્રવ્ય પથ્થર તુલ્ય જાણી લેવું–ગ્રહણ કરવું નહિ.

૨૧. સ્વદારાસંતોષી થવું. પરસ્ત્રીને મા–બહેન સમાન ગણવી.

૨૨. પરિગ્રહનું પરિમાણ–પ્રમાણ કરવું. ધનની મર્યાદા કરવી–લોભવૃત્તિ તજવી.

૨૩. જરૂરપૂરતી જ જવા–આવવાની દિશામર્યાદા બાંધવી.

૨૪. પન્નર કર્માદાન–મહાપાપારંભના વ્યાપારથી તદ્દન દૂર રહેવું અને જરૂરીઆત વગરના ભોગોપભોગનો નિયમ કરવો.

૨૫. અનર્થદંડ એટલે પાપોપદેશ, કુવ્યસન, અશુભ ધ્યાન, નીચ જનનું ( અસતી ) પોષણ, કામોદ્દીપન ખેલ, કુતૂહલ વગેરેને જરૂર તજવાં.

૨૬. રાગ–દ્વેષ દોષનિવારક, સમતારસથી ભરપૂર, સચ્ચારિત્ર-ગુણપોષક, જન્મમરણાદિ દુઃખશોષક સામાયિક વ્રતનું પાલન કરી, સમજપૂર્વક બને તેટલી વાર કરવા અવશ્ય અભ્યાસ પાડવો.

૨૭. પાપની રાશિ–પાપકર્મોવડે ન ઉપજે અથવા ઓછી ઉપજે એવા નિત્ય નિયમો ધારણ કરવા.

૨૮. દરેક આઠમ અને પાખીપ્રમુખ પર્વદિવસે જ્ઞાન–ધ્યાન–તપ–જપવડે આત્માને વિશષ પોષવો. ( દરરોજની કરણી કરતા પર્વતિથિએ વિશેષ પ્રકારે ધર્મકરણી કરવી. )

૨૯. નિઃસ્પૃહી સંતજનોની–સાધુ મુનિરાજોની અથવા વ્રતધારી શ્રાવકોની ભક્તિ કર્યા પછી ભોજન કરવું.

[ આ. પ્ર. પુ. ૨૦, પૃ. ૧૬૦ ]

## અમૃત વચનો

૧. જેટલી હાનિ કટ્ટર વિરોધી–શત્રુઓથી થતી નથી તેટલી હાનિ સ્વચ્છંદચારી જીવોને ક્રોધ–માન–માયા–લોભરૂપ કષાયોથી થાય છે.

૨. આત્મહિતેચ્છુઓએ ક્રોધાદિ ચાર કષાયોને જરૂર દમવા જોઇએ.

૩. ક્ષમા–ઉપશમ–સમતા–સહનશીલતાવડે ક્રોધને જીતવો જોઇએ.

૪. મૃદુતા-નમ્રતા-સભ્યતા-વિનીતતાવડે માન-મદ-અહંકારને જીતવો જોઇએ.

૫. આર્જવતા-ઋજુતા-સરલતાવડે માયા-કપટ-દંભ-શઠતાને જીતી લેવી જોઇએ.

૬. મુક્તિ-સંતોષવૃત્તિ-નિર્લોભતાવડે લોભ-તૃષ્ણાને જીતી લોભવૃત્તિને મર્યાદિત કરી દેવી જોઇએ.

૭. માયા અને લોભ ટુંકાણુમાં રાગરૂપે ઓળખાય છે તથા ક્રોધ અને માન દ્વેષરૂપે ઓળખાય છે.

૮. ઇર્ષ્યા-રોષ-પરપંરિવાદ-મત્સર-વૈર-વિરોધપ્રમુખ દ્વેષના અનેક પર્યાય છે.

૯. ઇચ્છા, મૂર્ચ્છા, કામ, સ્નેહાદિક અનેક રાગના પર્યાય છે.

૧૦. માધ્યસ્થતા, વૈરાગ્ય-વિરાગતા, શાંતિ-ઉપશમ-પ્રશમ, દોષક્ષય, કષાયવિજયપ્રમુખ વૈરાગ્યના પર્યાયો છે. તેના વડે રાગદ્વેષનો જય થઇ શકે છે.

૧૧. રાગ, દ્વેષ યા કષાય ઉપર જ સંસારભ્રમણનો બધો આધાર છે. તે ઘટે તો સંસારપરિભ્રમણ પણ ઘટે જ.

૧૨. તેથી જ રાગ-દ્વેષ-કષાય જેમ વૃદ્ધિ પામતા અટકે, તેમાં ઓછાશ થવા પામે, યાવત્ તેથી સર્વથા મુક્ત થવાય એવા ઉપાયો યોજવા જોઇએ.

૧૩. જે જે નિમિત્તોથી રાગદ્વેષાદિક વધતા હોય તે નિમિત્તોને તજવાં અને જેથી રાગદ્વેષાદિક ઘટતા હોય તેવા નિમિત્તોનો સુખાર્થી જનોએ આદર કરવો જોઇએ.

૧૪. જ્યાંસુધી રાગદ્વેષાદિક સર્વથા નષ્ટ ન થાય ત્યાંસુધી અવિરત ઉદ્યમ કરવો, અર્થાત્ જે રીતે રાગદ્વેષાદિક સમૂળગા નષ્ટ થાય તેવો સદુદ્યમ કર્યા જ કરવો.

[ આ. પ્ર. પુ. ૨૦, પૃ. ૨૧૫ ]

---

## શાસન રહસ્ય હિતોપદેશ

૧. કોઈ રાજા–મહારાજાની આજ્ઞાનો ભંગ કરવાથી એક જ વાર પ્રાણ નાશ થાય છે, પરંતુ વીતરાગ–સર્વજ્ઞ દેવની એકાન્ત હિતકારી આજ્ઞાનો જાણીજોઇને સ્વચ્છંદતાથી ભંગ કરનારને અનંતી વાર તેની શિક્ષા ભોગવવી પડે છે–અનેક ગતિઓમાં રખડવું પડે છે.

૨. જેમ પ્રમાણ કે મર્યાદા વગરનું ભોજન જીવિતના નાશ-રૂપ થાય છે અને પ્રમાણોપેત–મર્યાદાવાળું ભોજન કરવાથી જીવિતની રક્ષા થવા પામે છે–થાય છે તેમ રૂડી–શુદ્ધ ધર્મ-મર્યાદાનો લોપ કરી સ્વેચ્છાથી ધર્મકરણી કરવા વડે સંસાર-ભ્રમણ કરવું પડે છે, પણ ધર્મનું પવિત્ર રહસ્ય સમજી, દૃઢ શ્રદ્ધા રાખી તેનું યથાવિધિ પ્રેમપૂર્વક પાલન કરવાથી જન્મ-મરણનો અંત થાય છે અને અક્ષયસુખની પ્રાપ્તિ થઇ શકે છે.

૩. **કમ ખાના ઔર ગમ ખાના** ( ઓછું ખાવું અને મર્યાદાપૂર્વકનું ઓછું બોલવું ). આ કહેવતાનુસાર વિચક્ષણ ભાઈ-બહેનોએ ખાવાપીવામાં, બોલવામાં, યોગ્ય વિચારપૂર્વક મર્યાદા અને ડહાપણથી રહેવાની જરૂર છે; કારણ કે તેની ઉપેક્ષા કરવાથી વખતે ભયંકર પરિણામ આવે છે. અનાદિ કાળનો

જે અભ્યાસ આ જીવને પડ્યો છે તે એકાએક સર્વથા ઘટવો મુશ્કેલ છે છતાં અંતરની લાગણીપૂર્વક ખંતભરી સાવધાનતાથી વર્તતા તેમાં ઘણો સુધારો થવા સંભવ છે. પુરુષાર્થથી માણસ ધારે તે કરી શકે છે.

૪. ખરેખર ઉત્સર્ગ અને અપવાદ કહો, વિધિ અને નિષેધ કહો, અથવા મુખ્ય અને ગૌણ માર્ગ કહો તે પોતપોતાના સ્થાનમાં કલ્યાણ કરનાર અને બળવાન હોય છે. એક બીજાના સ્થાનમાં તે અનર્થ કરનાર અને દુર્બળ હોય છે. પુરુષવિશેષથી સ્વસ્થાનમાં પ્રબળ હોય છે, જ્યારે પરસ્થાનમાં નિર્બળ હોય છે. સમર્થ–સશક્ત–સહનશીલને ઉત્સર્ગ–વિધિમાર્ગ સ્વસ્થાન–ધોરી રસ્તો છે અને અપવાદ–ગૌણ–નિષેધ માર્ગ અસમર્થ–અશક્ત–અસહનશીલને પરસ્થાનરૂપ ગણાય છે.

૫. મિથ્યાત્વ સમાન કોઈ શત્રુ, રોગ, ઝેર કે અંધકાર નથી. શત્રુ, ઝેર, રોગ કે અંધકાર એક જ ભવમાં દુઃખ દેનાર છે; ત્યારે જેનો નાશ કરવો ભારે મુશ્કેલ છે એવું મિથ્યાત્વ–વિપરીત બુદ્ધિ–અશ્રદ્ધા ભવોભવમાં દુઃખદાયક થાય છે. જ્ઞાની પુરુષોએ ખરું જ કહ્યું છે કે–વિકરાળ અગ્નિમાં દેહને હોમી દેવો કોઈક રીતે સારો છે, પણ મિથ્યાત્વયુક્ત જીવવું કદાપિ સારું નથી.

૬. જે કોઇ ગમે તેટલું કષ્ટ ધર્મનિમિત્તે કરવા છતાં અજ્ઞાનતાથી અથવા મનકલ્પિત વિચારોથી અથવા ઉચ્છૃંખલ-વૃત્તિથી જરા પણ ઉત્સૂત્ર–જિનાગમ–સૂત્રવિરુદ્ધ બોલે છે અથવા આચરે છે તે જીવને જન્મમરણનાં દુઃખ ભોગવવાં પડે છે; કેમ કે તેથી બોધિબીજ–સમકિત–શુદ્ધ શ્રદ્ધાનો લોપ થાય

છે અને તેથી ભવભ્રમણ કરવું પડે છે. એટલા જ માટે સુજ્ઞ-સુબુદ્ધિ જનો પ્રાણાંતે પણ ઉત્સૂત્રભાષણ કરતા નથી. થોડું પણ મનકલ્પનાથી ઉત્સૂત્ર બોલવાવડે કેવું ભયંકર પરિણામ આવે છે તેની ઉપર **મરીચિ** પ્રમુખનાં દૃષ્ટાંતો શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે.

૭. કર્ત્તવ્યાકર્ત્તવ્યનું યથાર્થ ભાન રાખી કર્ત્તવ્યનિષ્ઠ રહેવારૂપ જીવદયા-જયણા સદાકાળ રાખવી, શ્રુત-ચારિત્રધર્મને પેદા કરનારી, તેનું રક્ષણ તથા પોષણ કરનારી હોવાથી તે એકાંત સર્વત્ર સુખ આપનારી છે.

[ આ. પ્ર. પુ. ૨૦, પૃ. ૨૩૨ ]

---

## હિતવચનો

૧. પથ્થરની નાવ સરખા લોભી ગુરુ અને લોભી ચેલા બન્ને ડૂબે છે.

૨. નિર્લોભી સંત-સાધુની સંગતિથી ઉત્તમ માર્ગ પામી જીવ જલદીથી સંસારસમુદ્ર તરી જાય છે. એવા સંત-મહાત્માની સેવા-ભક્તિ સફળ થઇ શકે છે.

૩. સંત-સાધુજનો કાષ્ઠની નાવની જેમ પોતે તરે છે અને તેના આશ્રિતજનોને પણ તારી શકે છે.

૪. નમ્રતા-લઘુતા-વિનય એ ખરેખર અદ્‌ભુત વશીકરણ છે.

૫. ઊંચા કુળવાન હોય, પણ કરણી ઉચ્ચ ન હોય તો તેવા ઊંચા કુળથી શું ફળ?

૬. ચંદન-સુખડને ગમે તેટલું ઘસવાથી, શેરડીને ગમે

તેટલી પીલવાથી અને સુવર્ણને ગમે તેટલું તપાવવાથી પોતાની સુગંધ, મીઠાશ અને કાન્તવર્ણ–પીળાશ તજતાં નથી, તેમ ઉત્તમ પુરુષો પ્રાણાંતે પણ સજ્જનતા તજતા નથી.

૭. અનેક વિકટ કસોટીમાંથી પસાર થઇ, સ્નેહ–નેહ નિભાવવો કઠણ છે.

૮. સંતવચન અમૃત જેવાં મિષ્ટ–મધુર–શીતળ હોવાથી શાંતિ આપે છે, ત્યારે દુર્જનવચન ઝેર જેવાં કટુક અને આકરાં હોવાથી હૃદયને બાળીને ખાખ કરી નાંખે છે.

૯. સહુને સુખદાયક મિષ્ટ વચન બોલવું, કડવું–કઠોર વચન ન જ બોલવું.

૧૦. પરમાર્થ–પરોપકારની ખાતર જાતે કષ્ટ સહન કરવું, પણ સ્વાર્થથી અંધ બની પરને પીડા ઉપજાવવી નહિ; એ જ સંત–સાધુ–ઉત્તમ જનોનો કઠણ પણ શ્રેષ્ઠ માર્ગ છે.

૧૧. ગમે તેટલા ઉપદેશરૂપી જળથી પથ્થર સમાન કપટીનું મન પલળવાનું નથી.

૧૨. નિઃસ્વાર્થી સંતજનોનું એક પણ હિતકર વચન સરલસ્વભાવી ચોખ્ખા દિલના ભક્ત જનને માટે કલ્યાણસાધક બને છે.

૧૩. જ્યાં લોકોને ગુણની કદર જ ન હોય ત્યાં નિઃસ્વાર્થી સાધુ–સંત શું કરે ?

૧૪. પોતાના સ્વાર્થ ખાતર માગવું તે મૃત્યુ સમાન ગણવું જોઇએ અને પરમાર્થ–પરોપકાર માટે માગવું ઇષ્ટ ગણવું જોઇએ. તેમાં લાજ–શરમ–પ્રતિષ્ઠાની હાનિ ન સમજવી.

૧૫. એક વખતના અહંકાર માત્રથી જે કંઇ શુભ કાર્ય કર્યું-કરાવ્યું હોય તે ધૂળમાં મળી જાય છે.

૧૬. અતિહઠ-કદાગ્રહ કરવાથી ગમે તેવું સુંદર કામ પણ વિનાશને પામે છે.

૧૭. અતિ સર્વત્ર વર્જવાનું કહ્યું છે, તેનો તાત્પર્ય વિચારવા જેવો છે.

૧૮. જેના દિલ-હૃદયમાં શુદ્ધ પ્રેમ પ્રગટ થાય તેને જગત દાસરૂપ થાય છે. શુદ્ધ પ્રેમપૂર્વકની ભક્તિ મુક્તિને મેળવી આપે છે.

૧૯. આત્મામાં પ્રેમ પ્રગટ્યો છાનો રહેતો નથી. મુખથી ન બોલે તો નેત્રથી તેની પ્રતીતિ થાય છે, અશ્રુ કે ખુમારીથી પ્રેમ પરખાય છે અને તે આઠે પહોરમાં પલક માત્ર પણ વિસરાતો નથી.

૨૦. સંયમ-આત્મદમન-નિર્દોષ જીવન એ સકળ સુખની અજમાવી શકાય તેવી અજબ ચાવી છે.

[ આ. પ્ર. પુ. ૨૦, પૃ. ૨૫૭ ]

---

## આત્માના જ્ઞાનાદિક ગુણોને પુષ્ટિ આપનાર પૌષધ

શ્રાવકનાં પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રત પૈકી અગિયારમું પૌષધવ્રત છે. સામાયિક અને દેશાવગાસિક તો તેના ખપી શ્રાવક કે શ્રાવિકાઓ હમેશાં નિયમસર કરી શકે છે, પણ પૌષધવ્રત કેટલીક કઠિનતાને લીધે તે બહુધા પર્વદિવસોમાં જ કરવાનું નિર્માણ થયેલ છે. દરેક અષ્ટમી, ચતુર્દશી,

પાખી, પૂર્ણિમા તથા અમાવાસ્યાના દિવસે તેને ઉચ્ચરવાનું-પૌષધ કરવાનું શાસ્ત્રોમાં ઘણે સ્થળે વિધાન છે. વધારે વખત ન બની શકે તો એવા પર્વના દિવસે તેનો અવશ્ય આદર કરવાનું ભૂલવું ન જોઇએ. તે પૌષધનું સ્વરૂપ સમજી તેનો ખપ કરવામાં વિશેષ લાભ થાય છે. તેનું સ્વરૂપ શ્રાવકકલ્પતરુ વગેરે પુસ્તકોમાં વર્ણવેલું છે; છતાં અહીં સંક્ષેપથી તેનું વર્ણન કરી ભવ્યજનોનું તે તરફ મન આકર્ષવા યત્ન કરું છું.

આજકાલ શ્રાવકવર્ગમાં સુખશીલતા કે પ્રમાદ વધતો જાય છે, તેથી પૌષધ-પ્રતિક્રમણાદિકમાં ઘણી મંદ પ્રવૃતિ થયેલી જણાય છે અને જે કંઈ ધાર્મિક ક્રિયા થાય છે તે પણ બહુધા સમજવગરની, ગતાનુગતિકતાવાળી અને ઉપયોગ-શૂન્ય હોય છે. કોઈ વિરલ સદ્‌ભાગી શ્રાવક-શ્રાવિકાઓ તે ધાર્મિક ક્રિયા-ધર્મકરણી સમજપૂર્વકની, સદ્‌ભાવવાળી અને ઉપયોગવાળી કરતા હશે, પણ બહુધા જ્યાં ત્યાં ઘણી મંદતા અને ઉપેક્ષાવાળી દેખાય છે, જેથી કરીને તેના અભ્યાસ-જોગે આત્માને સ્થિર કરવાનું, મન-ઇંદ્રિયોને કાબૂમાં રાખવાનું અને કષાયોને દમન કરવાનું બની શકતું નથી. એવા સામાયિક-પ્રતિક્રમણ-પૌષધ કે જે આત્મિક ઉન્નતિના સાધનો છે તેની ઉપેક્ષા કરવી તે આત્મદ્રોહ સમજવો.

ચાર પ્રહર કે આઠ પ્રહર પર્યંતના પૌષધ-સામાયિકમાં નીચે પ્રમાણે ચાર પ્રકારની પ્રતિજ્ઞા કરાય છે.

૧. સર્વથા કે દેશથી ખાન-પાનનો ત્યાગ.

૨. શરીર સત્કાર ( સ્નાન-મર્દન-શોભા પ્રમુખ )નો સર્વથા ત્યાગ.

૩. સર્વથા મન-વચન-કાયાથી બ્રહ્મચર્ય પાળવું (વિષય-ભોગથી વિરમવું).

૪. સર્વથા સાંસારિક વ્યાપારનો ત્યાગ કરવો.

મુખ્યપણે સૂર્યોદય પહેલાંથી લીધેલી ઉપરોક્ત પ્રતિજ્ઞા બીજા દિવસનો સૂર્યોદય થતાં સુધી પાળવી તે આઠ પ્રહરનો પૌષધ કહેવાય છે અને બીજી સૂર્યોદય પહેલાંથી લીધેલી પ્રતિજ્ઞા સૂર્યાસ્ત સુધી પાળવી, કે સૂર્યાસ્ત પહેલાં લીધેલી પ્રતિજ્ઞા બીજા દિવસના સૂર્યોદય સુધી પાળવી તે ચાર પહોરનો પૌષધ કહેવાય છે.

વીશસ્થાનક, જ્ઞાનપંચમી, મૌનએકાદશી વગેરેના તપ કરનારાં ધારે તો ઉપર મુજબની સમજ સાથે ચારે પ્રકારના પૌષધનો સહેજે લાભ મેળવી શકે. તે પ્રમાણે કરવામાં વખતની અનુકૂળતા હોય તો તપશ્ચર્યાના આરાધનના દિવસે સામાયિકાદિનો વિશેષ લાભ મેળવી શકાય છે તેથી તેમ કરવા ચૂકવું ન જોઇએ.

પૌષધ કરવામાં સદ્ગુરુનો સાક્ષાત્ પ્રસંગ હોય તો તેમની સમીપમાં યથાવિધિ ઉચ્ચરવો શ્રેષ્ઠ છે. તેવો જોગ ન હોય તો ગુરુમહારાજની સ્થાપના (સ્થાપનાચાર્ય) સમીપે ઉચ્ચરવો. વ્રતધારી-દૃઢવૈરાગ્યવાળા શ્રાવકો રાત્રિ સમયે પૌષધમાં કાઉસ્સગ-કાયોત્સર્ગ ધ્યાને રહી શકે છે અને આળસ પ્રમાદને ઓછો કરે છે. દિવસે કોઇ ખાસ કારણ વગર નિદ્રા કરવી નહિ. પૌષધોપવાસના પારણે મુનિરાજનો યોગ હોય તો તેમને યથાવિધિ શુદ્ધ આહાર વહોરાવી પછી પોતે પારણું કરે.

તેવો જોગ ન હોય તો ભોજનના વખત સુધી ગુરુમહારાજની પ્રતીક્ષા-રાહ જુએ. છેવટે વ્રતધારી શ્રાવક-શ્રાવિકાને ભોજન કરાવી, દીન-દુઃખીને સંતોષી, ઉચિત પ્રસંગ સાચવી પારણું કરે.

[ આ. પ્ર. પુ. ૨૦, પૃ. ૨૫૪ ]

---

## વીરપ્રભુની જયંતિ ઉજવનાર ભાઇ બહેનોને સૂચનારૂપે હિતબોધ.

પરમ પવિત્ર વીરપ્રભુનું ઉત્તમ પ્રકારનું ચારિત્ર લક્ષમાં રાખી આપણે આપણા જીવનમાં જરૂર કાંઇ ને કાંઇ હિતકર સુધારોવધારો દાખલ કરી આત્મોન્નતિ સાધવી જોઇએ; તે અહીં સંક્ષેપથી બતાવેલ છે.

૧. સહુ પ્રાણીમાત્રનું હિતચિંતવન કરવું, કોઇનું પણ અહિત ચિંતવવું નહિ. અપરાધી જીવોનું પણ અનિષ્ટ-બૂરું મનથી પણ ચિંતવવું નહિ.

૨. દીન-દુઃખી જનોનું દુઃખ દૂર કરવા આપણે તન-મન-ધનથી બનતો પ્રયાસ કરવો. તેમના દુઃખનું કારણ શોધી તે દુઃખનો સમૂળગો અંત આવે તેવા પ્રકારનો ઉપાય કરવો. કોઇ પણ દીન-દુઃખીનું દુઃખ જોઇને આપણું હૃદય દ્રવવું જોઇએ અને તેનાં દુઃખનો અંત આવે અથવા ઓછાં થતાં જાય તેવું વર્તન આપણે રાખવું જોઇએ.

૩. સુખી અને સદ્‌ગુણી મનુષ્યોને જોઇને દિલમાં રાજી થવું જોઇએ. સદ્‌ગુણોની પ્રશંસા કરવી અને તેવાં સદ્‌ગુણો આપણામાં દાખલ કરવા આપણે બનતો પ્રયાસ કરવો જોઇએ.

૪. પવિત્ર ધર્મના આશ્રયથી, સમજપૂર્વકની ધર્મ-કરણીથી, નિઃસ્વાર્થી પરોપકારવૃત્તિથી સુખી અને સદ્ગુણી થઈ શકાય છે એમ સમજી પવિત્ર ધર્મનો આશ્રય કરી, ધાર્મિક કર્ત્તવ્ય અને પરોપકારનું દૃઢ આલંબન ગ્રહણ કરી, અન્ય ભવ્યજનોને જાતે કરાવી અથવા પ્રેરણા કરી આપણું અને અન્ય જનોનું સર્વ રીતે શ્રેય-કલ્યાણ થાય તેવો પ્રયત્ન કરવો.

૫. પાપકર્મ કરવામાં પાવરધા એવા દુષ્ટજનો ઉપર દ્વેષ કે રોષ નહિ કરતાં તેમને સુધારવા નિઃસ્વાર્થ પ્રેમથી પ્રયત્ન કરવો. તેમ કરતાં પણ તેઓ ન સુધરે અથવા તેઓ પાપકર્મ કરતાં જ રહે તો આપણે મૌન ધારણ કરવું-મધ્યસ્થવૃત્તિ ધારવી.

૬. સર્વ જીવમાત્રને આપણા આત્મા સમાન ગણી, કોઈને કંઇ પણ પ્રતિકૂળતા-દુઃખ નહિ ઉપજાવતાં, તેને અનુકૂળતા થાય તેવું હિતકર આચરણ રાખવું.

૭ સહુને પ્રિય અને હિતરૂપ થાય તેવું સત્ય વચન બોલવું.

૮. ન્યાય-નીતિ અને પ્રમાણિકતાને જ ધર્મના દૃઢ પાયારૂપ ગણીને એકનિષ્ઠ બનવું. ન્યાય-નીતિ વિરુદ્ધના પરદ્રવ્યને પથ્થર સમાન ગણી ગ્રહણ કરવું નહિ. ન્યાય, નીતિ અને પ્રમાણિકતાથી મેળવેલું થોડું દ્રવ્ય પણ અમૃત સમાન ગણીને ગ્રહણ કરવું અને તેનો સદુપયોગ કરવો.

૯. પરસ્ત્રીને માતા, બહેન અને પુત્રી સમાન ગણવી, તેના ઉપર કુદૃષ્ટિ ન કરવી. સુશીલ-શુદ્ધ આચારમય બનવું.

૧૦. સંતોષ રાખી ચિત્તવૃત્તિને આમતેમ ફેરવી ડામાડોળ થવું નહિ, પણ સંયમી બનવું.

૧૧. ચાર કષાય ક્રોધ, અહંકાર (માન), માયા, લોભ તથા રાગ-દ્વેષ જ આત્મિક દુર્ગુણો છે. તેનાથી સર્વથા અળગા-દૂર રહેવું.

૧૨. કલેશ-કંકાશ-વેર-વિરોધને સમાવી દેવા.

૧૩. ચાડી, કલંક, આળ, પરનિંદા વગેરે તજી દેવાં.

૧૪. એકવચની બનવું. મિથ્યાત્વને વિષ સમાન જાણી દૂરથી તજવું.

[ આ. પ્ર. પુ. ૨૦, પૃ. ૨૫૪ ]

---

## જયંતિ ઉજવવાનો હેતુ-ઉદ્દેશ

શ્રીમાન્ તીર્થંકર ભગવાન, ગણધર મહારાજ કે આચાર્યાદિક મહાપુરુષોની જયંતી ઉજવવાનો પવિત્ર હેતુ-ઉદ્દેશ એ જ હોઈ શકે કે એવા ઉત્તમ પ્રસંગે તે પરમપવિત્ર આત્માઓના પવિત્ર આચાર-વિચાર તથા ઉપદેશોનું સાદર સ્મરણ કરીને, આપણામાં વ્યાપી રહેલી જડતા-મંદતા-અજ્ઞાનતાને દૂર કરી તેમના આચાર-ઉપદેશાનુસાર ચાલવા યથાશક્તિ પ્રયત્ન કરીએ. આ વાતને પૂર્ણ રીતે લક્ષમાં રાખી જો ભવ્યાત્માઓ તે મહાપુરુષોની જયંતી ઉજવવામાં વખતનો, વીર્ય-શક્તિનો તથા ધનનો વ્યય કરે તો તેથી કંઈ ને કંઈ લાભ મેળવવા તેઓ જરૂર ભાગ્યશાળી નિવડે. તેવા લક્ષ વગરનું તો લગભગ બધું નકામું જાય છે. જયંતી જેવા દરેક શુભ પ્રસંગની અસર આપણી જાત ઉપર જેટલી સચોટ થાય તેટલી તેની સફળતા આંકી શકાય અને તે જયંતી ઉજવી સફળ ગણાય. બાકી તેની અસર કાંઈપણ ન થાય તો તે બધો લગભગ તમાસો ગણાય.

જ્યાંસુધી આપણામાં જડ ઘાલીને રહેલી અજ્ઞાનતા અને પારવગરની ભૂલો સુધારી લેવા કશો પ્રયત્ન ન કરીએ ત્યાંસુધી આ બધું ફારસ જેવું કાં ન ગણવું ?

જેથી આપણી જાતની, પ્રજાની, સમાજની અને દેશની અવનતિ–ખરાબી–પડતી થવા પામે એવી દરેકે દરેક બદીને શોધી શોધીને દૂર કરવા દરેક સુજ્ઞ ભાઇબહેનોએ કમર કસવી જોઇએ. જ્યાંસુધી આપણે ખંતપૂર્વક આપણામાંની બદીઓ–કુરુઢિઓ–અજ્ઞાનતા કાઢીશું નહીં ત્યાંસુધી આપણું બોલ્યુંચાલ્યું બકવાદરૂપ ગણાવાનું ને નકામું જવાનું.

વીર મહાપુરુષોની જયંતી ઊજવી, તેમના સદ્‌ગુણોની પ્રશંસા–ગુણાનુવાદ કરી, સાચા હૃદયથી સ્તુતિ કરીને આપણી મલિન વાસનાઓને ધોઇ નાંખવી જોઇએ. જો તમો તેમને ખરા સ્વરૂપમાં ઓળખી શકયા હો તો તેમના જેવી વીરતા–ધીરતા–નિર્ભયતાને, નિઃસ્વાર્થભાવે દયા, દાન, દમ ( તપ–સંજમ–જિતેન્દ્રિયતા ) વગેરેને આપણા જીવનમાં ઉતારવા આપણે શા માટે તત્પર ન થવું જોઇએ ?

ઉત્તમ પુરુષોના ગુણાનુવાદથી આપણામાં ઉત્તમતા આવે એવું કથન સાચું જ માનતા હો તો તે તરફ આત્મલક્ષ્ય ફેરવી પોતાના આત્મા માટે ( લોકરંજન માટે નહિ ) તેનો ઉપયોગ કરવો જોઇએ. ધાતુ ઉપર વળેલો કાટ માંજવાથી જેમ દૂર થાય છે અને ધાતુ ઉજ્જવળ થાય છે તેમ અનાદિ દોષસંગથી થયેલી કર્મ–ઉપાધિ સદુદ્યમથી દૂર થતાં આત્મા ઉજ્જવળ થાય છે.

સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, સમ્યગ્ચારિત્રનું યથાવિધ આરાધન જેવો કોઇપણ સદુદ્યમ નથી, તેમાં સહુ કોઈ પ્રયત્નશીલ થાઓ એવી શુદ્ધ વિમળ મતિ જાગો !

[ આ. પ્ર. પુ. ૧૯, પૃ. ૨૮૩ ]

---

## વિજયાનંદસૂરિ( શ્રીમદ્ આત્મારામજી મહારાજ )ની જયંતિ પ્રસંગે કરેલ વ્યાખ્યાનનો સાર

પવિત્ર કરીજેં રે જીહા તુઝ ગુણે, શિર વહીએ તુઝ આણ;
મનથી કહીએ રે પ્રભુ ન વિસરિયે, લહીએ પરમ કલ્યાણ.
શ્રી સીમંધર૦

શુદ્ધ દેવગુરુની સેવા, ભક્તિ કરી તેની સફળતા ઈચ્છનારા ભાઇ–બહેનોએ શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાયજી મહારાજના ઉપરના બોલ બરાબર વિચારી તેનો યથાશક્તિ આદર પ્રમાદ રહિતપણે કરવો જોઇએ.

દેવ અને ગુરુને આપણા પરમ ઉપકારી ગણી તેમની સેવા–ભક્તિ–આરાધના કરવી જોઇએ. શુદ્ધ દેવ–ગુરુના સદ્‌ગુણોની સ્તવના–સ્તુતિ કરવાથી આપણી જીભ પવિત્ર થાય છે; અર્થાત્ જીભને પવિત્ર કરવી હોય તો મુખથી તેમના ગુણાનુવાદ ગાવા જોઇએ, તેમ તેમની નિઃસ્વાર્થભરી એકાન્ત હિતકારી આજ્ઞાને શિરસાવંદ્ય કરવી–મસ્તકે ચડાવી, મન–વચન–કાયાથી તેનું પાલન કરવા યથાશક્તિ પ્રયત્ન કરવો જોઇએ. તેમના અમાપ ઉપકારોને લગારે ભૂલીએ–વિસારીએ નહિં, તો જરૂર આપણું હિત સહેજે સાધી શકીએ. તેમની હિતકારી

પવિત્ર આજ્ઞાની અવગણના કરી ગમે તેટલો બાહ્ય પૂજા-ભક્તિનો આડંબર કરીએ તે નિષ્ફળ કહેલો છે, માટે તેમની આજ્ઞાને અનુસરવા અધિકાધિક લક્ષ્ય રાખવું.

પાત્રતા વગર ખરી વસ્તુની પ્રાપ્તિ થતી નથી; તેથી પાત્રતા મેળવવા માટે ધર્મરત્નની પ્રાપ્તિ જરૂરની છે. તેને મેળવવા પ્રથમ પ્રયત્ન કરવો જોઇએ. મન, વચન, કાયા અથવા વિચાર, વાણી ને વર્તન( આચાર )માં વિરોધ ન આવે તેવી રીતે આપણે સરલ વ્યવહાર રાખવો જોઇએ. જો આપણા વિચાર, વાણી ને આચાર સરલ-રૂડી એક્તામય હોય તો સ્વપરનો વિરોધ નષ્ટ થાય અને સારો લાભ થવા પામે.

સહુને આત્મ સમાન ગણી આપણા તુચ્છ સ્વાર્થની ખાતર કોઇને દુઃખ થાય કે પ્રતિકૂળતા ઉપજે એવું વર્તન-આચરણ ન કરવું જોઇએ. સત્યાગ્રહી બનવું. પ્રાણાંત કષ્ટ આવે તો પણ સત્ય માર્ગથી વંચિત-ચલિત ન જ થવું.

પ્રમાણિક બનવું-પ્રાણાંતે અન્યાય-અનીતિથી દૂર જ રહેવું.

સુશીલ રહેવું-શીલ-બ્રહ્મચર્યને પ્રાણથી અધિક કિંમતી ગણવું.

સંતોષી જીવન ગાળવું. માયા-મમતા, છળ-કપટ, વિષય-તૃષ્ણાદિકને તજી, આત્મા ઉન્નત-ઉચ્ચગામી થાય તેવી સાદાઇ આદરવી.

મમ્મણ શેઠ કેમ નિંદાપાત્ર થયો ? ( અતિશય લોભથી. )

પૂણિયો શ્રાવક પ્રશંસાપાત્ર કેમ થયો ? ( સંતોષવૃત્તિથી. )

અંબડ પરિવ્રાજકદ્વારા સુલસા શ્રાવિકા પ્રત્યે મહાવીર પ્રભુએ ' ધર્મલાભ ' કેમ પાઠવ્યો ? ( શીલ અને શુદ્ધ શ્રદ્ધાથી )

ઉપરની હકીકતનું ઊંડું રહસ્ય વિચારી આપણે તે દૃષ્ટાન્તોથી ધડો લેવો જોઈએ. ક્રૂ કથની કરી કાળક્ષેપ કર્યા કરતાં કથની કર્યા પ્રમાણે રહેણીકરણી રાખી, આત્મલક્ષપૂર્વક કર્ત્તવ્યપરાયણ થવું–તેમ કરવા ચૂકવું નહિં.

[ આ. પ્ર. પુ. ૧૯, પૃ. ૨૮૪ ]

---

## સાધુ–સાધ્વીઓ પ્રત્યે હિતાર્થે સાદર નિવેદન.

( કચ્છ—કાઠિયાવાડ અને ગુજરાત વિગેરે દેશોમાં જુદે જુદે સ્થળે ચાતુર્માસ રહેલા પરોપકારપરાયણ નિર્પક્ષ સાધુ–સાધ્વીઓ પ્રત્યે શાસનહિતાર્થે સાદર નિવેદનરૂપે બે બોલ )

ઉપરના દેશો પૈકી શુભ સ્થળોમાં અવારનવાર અનેક સદ્દગુણી સાધુ–સાધ્વીઓનો વિહાર થવા ઉપરાંત તેમાંનાં કઈક સ્થળે ચાતુર્માસ–સ્થિતિ થવા પામે છે. તે પ્રસંગે ભવ્યજનોને તેમના સદુપદેશનો પણ લાભ મળતો રહે છે. તેમ છતાં તેમનો સહુનો આચાર–વ્યવહાર સુધરે અને તેઓ સઘળા પવિત્ર ધર્મને લાયક બને એવો સમયોચિત સદુપદેશ તેમને મળતો રહે તો તેનું શુભ પરિણામ જરૂર આવે એવો મારો નમ્ર અભિપ્રાય છે. એથી જ નિવેદનરૂપે બે બોલ સાદર કરું છું.

### ૧. સાત પ્રકારની શુદ્ધિ સાચવવી.

શરીરશુદ્ધિ, વસ્ત્રશુદ્ધિ, મનશુદ્ધિ, ભૂમિકાશુદ્ધિ, પૂજોપગરણ-શુદ્ધિ, ન્યાયોપાર્જિત દ્રવ્યશુદ્ધિ અને વિધિશુદ્ધિ એ સાતે પ્રકારની

શુદ્ધિ સાચવવા માટે ચીવટભરી લાગણી રાખવાની અનિવાર્ય જરૂર છે. એ દરેક શુદ્ધિ દરેક શ્રોતાઓના હૃદયમાં ખાસ કરીને ઘર કરી જવી જોઇએ.

## સાતે શુદ્ધિ સમાચરી, કરીએ નિત્ય પ્રણામ.

એ વચનથી શુદ્ધ દેવ-ગુરુ-ધર્મ-સંઘ-તીર્થ ( જંગમ અને સ્થાવર )ની સેવા-ભક્તિનો લાભ મેળવવા ઇચ્છનાર દરેકે દરેકને એ સાતે શુદ્ધિ ઉપર ખાસ લક્ષ્ય રાખી, તેને સાચવવાની, તેને અમલમાં મૂકવાની ખાસ જરૂરત છે. એ સાતે શુદ્ધિ રાખવા માટે દરરોજ સામાન્ય ઉપદેશ અપાતો રહે કે જેથી શ્રોતા-જનોના હૃદયમાં તેની પ્રેરણા સતત મળ્યા કરે તેમ જ તેમના વ્યવહાર અને ધાર્મિક જીવનમાં શુદ્ધ પરિવર્તન થતાં રહે અને જે અશુદ્ધતા ઘર ઘાલીને પડી છે તેને સુધારવાનો પ્રયત્ન થાય.

દરેક ગામ, નગરમાં વિચરતા અને ચાતુર્માસ રહેલા સાધુ-જનો પાસેથી એવા તલસ્પર્શી સદુપદેશની શ્રોતાજનો જરૂર આશા રાખે. સાધુજનો તો સમયના જાણ જ હોય, તેથી સમયને બંધબેસે તેવો ગૃહસ્થયોગ્ય હિતોપદેશ જ આપે. તેની સચોટ અસર શ્રોતાજનો ઉપર ભાગ્યે જ થયા વગર રહે.

## ૨. શરીર-આરોગ્યતાના જરૂરી નિયમો પાળવા.

જૈન સમાજમાં મોટા ભાગની વસ્તી માંદલી—રોગીષ્ટ રહે છે, કારણ કે આરોગ્ય સાચવવાના જરૂરી અને સ્વાભાવિક નિયમોને બરાબર જાણીને તે બધાને ક્રિયામાં મૂકવાની ભાગ્યે જ કોઈ દરકાર રાખતા હોય છે

આ સંબંધમાં સ્કુલના શિક્ષણ ઉપરાંત દરવર્ષે પર્યુષણના

વ્યાખ્યાન પ્રસંગે તેઓ કેટલુંક સાંભળે છે પણ તેને ઉપયોગની શૂન્યતાથી અથવા બેદરકારીથી તેનો તેઓ ભાગ્યે જ લાભ ઉઠાવી શકે છે. આ સ્થિતિ સર્વસામાન્ય દરેકને માટે હોઇ આરોગ્ય સારું ન સચવાય તે સ્વાભાવિક છે; તેથી આર્ત્ત-ધ્યાન–ખરાબ વિચારો કરી અધિક દુ:ખી થાય તેમાં પણ કાંઇ આશ્ચર્ય નથી. આવી દુ:ખદાયક સ્થિતિમાંથી સમાજનો ઉદ્ધાર કરવો એ સદુપદેશકોનું ખાસ કર્ત્તવ્ય ગણાવું જોઇએ. "शरीरमाद्यं खलु धर्मसाधनम्" આ વાકય ખાસ વિચારવા જેવું છે. શરીર નિરોગી હોય તો જ ધર્મસાધન સારી રીતે સાધી શકે, તો જ ચિત્તની સ્વસ્થતા બની રહે અને તત્ત્વ-જ્ઞાન–શ્રદ્ધા અને સદ્દભાવની રક્ષા તથા વૃદ્ધિ સહેજે થવા પામે.

### ૩. જીવદયા (જયણા) પાળવા પૂરતું લક્ષ રાખવું.

ધર્મનાં અર્થી જનોએ હરેક કામ કરતાં, હાલતાં–ચાલતાં, ઊઠતા–બેસતાં, ખાતાં–પીતાં, સૂતાં–ઊઠતાં, વાતચિત કરતાં કે કોઇપણ કામ કરતાં કોઇ જીવને નાહક પરિતાપ–ત્રાસ થાય તેમ કરવું ન ઘટે. કચરો–પૂંજો કાઢવા માટે શસ્ત્ર જેવી તીક્ષ્ણ ધાર-વાળી ખજૂરીની સાવરણી નહિ વાપરતાં સુંવાળી મુલાયમ વાસંદી(સાવરણી)નો ઉપયોગ કરવો ઘટે. રસોઇ કરતાં દરેક પ્રસંગે જીવરક્ષા માટે ખાસ કાળજી રાખવી જોઇએ સ્વચ્છતા–ચોખ્ખાઇ રાખવા ભૂલવું ન જોઇએ. ઘરમાં, દુકાનમાં કે દેરાસરમાં કોઇ પણ ઠેકાણે દીવો ઉઘાડો મૂકવો નહિં, તેમ ઘી–તેલ–ગોળ–સાકર વગેરે રસવાળા પદાર્થ ખુલ્લા મૂકવા નહિ. અભક્ષ્ય–અનંતકાય ખાવા નહીં, માદક પીણા પીવાં નહિ, ભ્રષ્ટ વિદેશી દવા લેવી નહિ, અશુદ્ધ અને ભ્રષ્ટ ખાંડ ખાવી નહિં, આ કાયિક ક્રિયારૂપ

સ્થાનમાં અહિંસા (જીવદયા) પાળવી તથા માનસિક અને વાચિક વર્તનમાં કોઇનું અનિષ્ટ ચિંતવવું નહિં, અહિત થાય તેવું કઠોર વચન બોલવું નહિં, ચોરી જારી પ્રમુખ કુવ્યસન સેવવાં નહિં, સહુ જીવોને પોતાના આત્મા સમાન ગણવાં, ઇર્ષ્યા અદેખાઇ, વેરવિરોધ કોઇની સાથે કરવાં નહીં, સહુ સાથે મિત્રભાવે વર્તવું, બની શકે તેટલો પરોપકાર કરતા રહેવું, પરોપકારના કામ સ્વકર્ત્તવ્ય સમજીને નમ્રભાવે કરવા તેમ જ તેના ફળ માટે અધીરા ન થવું, દીર્ઘદૃષ્ટિ રાખવી, ઉદારચિત્ત બનવું અને સ્વપરહિતમાં સાવધાન રહેવું.

૪. પીવાનું પાણી તદ્દન અબોટ (ચોખ્ખું) રાખવું. એમાં એઠું વાસણ બોળી બધું પાણી બગાડવું નહિં. એઠી (અશુચિ) વસ્તુથી અસંખ્ય જીવોની ઉત્પત્તિ ને હાનિ થાય છે; ઉપરાંત ઘણાંખરાં ચેપી રોગોનો ફેલાવો થાય છે, જેથી પરિણામે શરીરની ભારે ખરાબી થવા પામે છે. એવી ગોબરાઈ (અશુચિ) દરેક ભાઇ-બહેનોએ જલ્દીથી દૂર કરવા પ્રયત્ન કરવો.

૫. રસોડું, પાણીયારું, ઘંટી, ખારણીયો, ભોજન અને શયન પ્રમુખના સ્થળે જરૂર ચંદ્રવા બાંધવા.

૬. શક્તિ, સમય, વિદ્યા, બુદ્ધિ અને લક્ષ્મીનો વિવેકસર સારામાં સારા કાર્યમાં ઉપયોગ કરવો.

૭. સંકુચિત દૃષ્ટિ છોડી, વિશાળ-ઉદાર દૃષ્ટિથી ખરા જૈનને છાજે તેવો વ્યવહાર રાખવો.

૮. અન્ય જનો સ્વધર્મમાં જોડાય તથા સ્વધર્મી જનો ધર્મમાં દૃઢ થાય એવો પ્રબંધ કરવો.

૯. સહુને સમયોચિત સારી કેળવણી મળતી રહે અને સહુનું વર્તન ઉચ્ચ પ્રકારનું થાય એવી અભિલાષા રાખવી.

[ આ. પ્ર. પુ. ૧૯. પૃ. ૬. ]

---

## સંસ્કારીતા–સ્વચ્છતા અને સ્વદેશી વિષે વિદ્યાર્થી અને ગૃહપતિની ફરજો.

**( ૧ ) સંસ્કારી માણસો કેમ જમે ?** ૧. હાથ મોઢું સ્વચ્છ કર્યા પછી જ જમે. ૨. સ્વચ્છતાપૂર્વક વ્યવસ્થિત રીતે બેસીને જમે. ૩. મૌનપણે જમે. ( પણ જરૂર પડે તો નજીકના [ ભાઇઓ બહેનો ] માત્ર સાંભળે તેવી રીતે ધીમે ધીમે મુખશુદ્ધિ સાચવીને બોલે ) ૪. વાસણ વગેરેનો ખડખડાટ ન જ કરે. ૫. થાળીની આસપાસ ચોખ્ખું રાખે. ૬. બીજાને પાસે બેસવાનું મન થાય તેવી રીતે સ્વચ્છતાથી જમે. ૭. જમતાં જમતાં જે તે માંગ માંગ ન કરે. ૮. કયો પદાર્થ ઓછો વધતો રંધાયો છે અથવા સ્વાદ બેસ્વાદ થયો છે તે પોતે સમજે. ૯. શાંતિપૂર્વક સ્થિર ચિત્તથી હેઠે હૈયે જમે. ૧૦. અન્નની નિંદા કદી ન કરે.

**જંગલી–કુસંસ્કારી માણસ કેમ જમે ?** તે ગમે તેમ ઢંગધડા વગર મેલા હાથે જમે. અજીઠું–એઠું વેરતો જમે. જોનારને સૂગ ચઢે તેવી રીતે લુશ લુશ કરતો જમે. એવા માણસનું અનુકરણ કરવું નહિ પણ સંસ્કારી માણસોનું અનુકરણ કરવું શ્રેયસ્કર છે. ઘણા વખતની કુટેવો પડી હોય તેણે સંસ્કારી માણસના રીતરિવાજો આદરવા, જેથી આપણે સુધરીએ અને સ્વપર

અનેકને ફાયદો થાય તથા દ્રવ્યભાવથી પણ અનેક ફાયદા થઇ શકે, માટે પ્રિય ભાઈ–બહેનો! હવે જમવા વખતે ઉપરોક્ત વિવેક ન ભૂલશો, બીજાની ભૂલ કે ખામી શોધી બતાવવી સહેલી છે, તે પહેલાં આપણી જ ભૂલ કે ખામી શોધી સુધારી લેવી તે બહુ જરૂરની છે.

( ૨ ) **સ્વચ્છતા અને શાંતિ**–સ્વચ્છતા અને શાંતિ આપણે સહુ ઇચ્છીએ છીએ પણ તે શોધી કયાંથી જડે? ‘વાડ વેલા ચોરે’ એવી સ્થિતિ લગભગ થઈ ગઇ છે. તે જોઈ–જાણી તેની ઉપેક્ષા નહીં કરતાં સભ્યતા, કોમળતા અને કરુણાથી તે સુધારવા દરેક સંસ્કારી ભાઈ–બહેનોએ પ્રયત્ન કરવો; પણ સમાજથી અતડા રહીને નહીં કરતાં નિઃસ્વાર્થવૃત્તિથી, પ્રેમથી સ્વચ્છતા અને શાંતિનું મહત્ત્વ સમજી આપણા પોતાના આચરણથી જ બીજાને બતાવી પછી સમાજમાં સુધારો કરવો.

( ૩ ) **વિદ્યાર્થીઓનાં શરીરના આરોગ્ય માટે પહેલાં પગથિયા તરીકે**–દાંત, આંખ, કાન અને મલાશયની યોગ્ય સંભાળ લેવાની જરૂર છે.

( ૧ ) દાંત દાડમની કળી જેવા રહે, તેની પોલોમાં જરા પણ અનાજ ભરાઈ ન રહે, તેના અવાળુ–પેઢા વિગેરે સાફ અને દૃઢ રહે. ( ૨ ) આંખોમાં ખીલ કે તાપોડીયાં હોય તો કાળજીભરી સારવાર કરીને તેને દૂર કરવા, ચશ્માની જરૂર હોય તો તુરત લેવડાવવા, રાત્રે વધારે પડતું વાંચીને કે ખરાબ સ્થિતિમાં રહીને આંખો બગાડતા વિદ્યાર્થીઓને યોગ્ય રીતે વારવા. ( ૩ ) કેટલાક વિદ્યાર્થીઓ ઓછાવત્તા પ્રમાણમાં બહેરાં અને ધ્યાન-બહેરાં હોય છે. આના કારણોમાં વહેતો કાન, મેલવાળો કાન

અને કાનના પડદા ઉપર કરવામાં આવતો અવિચારી હુમલો (અતિજોરથી અવાજ કરવાની ટેવો હોય છે તે) દૂર કરવો જોઇએ. (૪) મળાશયમાં કચરો ભરાવાના કારણે કેટલાક વિદ્યાર્થીઓને નાનામોટા રોગો થયા જ કરતા હોય છે. પેશાબ કે ઝાડો પરાણે રોકવાથી મળાશય કે મુત્રાશય બગડે તેમાં નવાઇ નથી. આની આરોગ્ય ઉપર ભારે અસર થાય છે. મળાશયની સાથે જ ખોરાકનો વિચાર અનિવાર્ય બને છે. એ બધાની યોગ્ય સંભાળ લેવાથી લાંબા દુઃખથી બચી જવાય છે અને શરીરનું આરોગ્ય ઠીક સચવાઇ રહે છે. ઉપરાંત વિદ્યાભ્યાસમાં ખામી આવતી નથી.

(૪) **સ્વદેશી**—તમે જે ચીજ વાપરો તે સંપૂર્ણ સ્વદેશી જ વાપરો. જે ચીજ આપણા દેશમાં જ ઉત્પન્ન થઈ હોય તે સ્વદેશી. જે ચીજ ઉત્પન્ન કરવામાં આપણા દેશભાઈઓએ આપણા દેશમાં મહેનત કરી હોય તે સ્વદેશી. જે ચીજની બનાવટનો નફો મોટે ભાગે આપણા દેશભાઇઓને મળતો હોય તે સ્વદેશી. જે ચીજની ઉત્પત્તિના વહીવટ વિગેરેમાં આપણા ભાઇઓનો મોટો હિસ્સો હોય તે સ્વદેશી.

(૫) **સ્વદેશી ભાવના**—ભારતભૂમિની સંસ્કૃતિને ધાવીને આપણે મોટા થયા છીએ. એ ભૂમિનાં સંતાનો નાગાં યા ભૂખ્યાં રહે તોયે આપણાં ભાંડુ છે. જે ધંધો આ નાગાં યા ભૂખ્યાંને રોટલા અને લંગોટ આપે તે ધંધો સ્વદેશી. જે ધંધો આ નાગાં યા ભૂખ્યા ભાંડુઓને ઢાંકે ને પોષે તે ચીજો સ્વદેશી. જે ચીજો ખરીદ કરવાથી આપણો પૈસો પરદેશ ચાલ્યો ન જાય તે **સ્વદેશી ભાવના.**

(૬) **બીડી પીવાનું વ્યસન**—આ વ્યસન કોઇ કોઇ

વિદ્યાર્થીઓમાં જોવામાં જાણવામાં આવે છે. તેનો ચેપ બીજા વિદ્યાર્થીવર્ગને ન લાગે એવા સારા ઈરાદાથી ગૃહપતિ કે લાગતાવળગતા તેમના ઉપર ખીજાઈ જાય છે અને તે બદલ તેમને શાસન–શિક્ષા કરવા ઇચ્છા રાખે છે. ખરી રીતે બીડીથી સ્વપરને નુકશાન થાય જ છે એવી માન્યતા તેવા વિદ્યાર્થીઓને ભાગ્યે જ હોય છે, તેથી તેમાં તેમને કોઈપણ પ્રકારના ગુન્હા જેવું જણાતું નથી. ઘણે ભાગે ઘરમાં જ પિતા અથવા વડિલને બીડી પીતાં જોઈ પોતે શિખેલ હોય છે. તેમાંથી તેમને મુક્ત કરવા જ હોય તો પ્રેમપૂર્વક બીડીથી થતા નુકશાનનું તેમને બરાબર ભાન કરાવશો તો ભવિષ્યમાં તે બદીમાંથી તેઓ મુક્ત થઈ જશે.

(૭) **સાચા વૈદ્ય સમા ગૃહપતિ અને તેની જવાબદારી**—દર્દીના રોગને બહાર આવતો અટકાવે તે સારો વૈદ્ય નથી, પણ એ રોગનું મૂળ શોધીને તે મૂળનો જ ઉપાય કરે તે સાચો વૈદ્ય છે. તેમ વિદ્યાર્થીઓના નાના મોટા દોષો નજરે આવતા અટકાવે એ સાચો ગૃહપતિ નથી પણ એ દોષોના મૂળ શોધીને તેનો ઉપાય કરે તે સાચો ગૃહપતિ છે. એવા વૈદ્ય અને એવા ગૃહપતિ યોગ્ય છે.

માબાપ થવું સહેલું, લોહીનો સંબંધ એટલે માબાપ અને બાળકો વચ્ચે ઘર્ષણો તો ઊભાં જ થવા ન પામે. તેમ શિક્ષક થવું સહેલું, અમુક વિષયો જ શિખવવાના હોય તે વિદ્યાર્થીઓને શિખવી દીધા એટલે શિક્ષક પોતાને ઠેકાણે અને વિદ્યાર્થી પોતાને ઠેકાણે. ગૃહપતિ થવું અઘરું. માબાપોને તો પોતાનાં બાળકોને પોતાનાં રાખવાનાં; જ્યારે ગૃહપતિને તો પારકા બાળકોને પોતાનાં કરવાનાં હોય છે. શિક્ષકને તો દિવ–

સનાં પાંચ છ કલાક જ કેળવણીની દૃષ્ટિ રાખીને શિખવવાનું હોય છે જ્યારે ગૃહપતિને તો નજીવી પ્રવૃત્તિઓમાં પણ એ દૃષ્ટિ રાખીને કામ લેવાનું હોય છે અને તે પણ આખો દિવસ, એટલે તેની જવાબદારી કેટલી વિશેષ છે તેનો ખ્યાલ આવી શકશે. પારકાં છોકરાં પોતાનાં કરવાની જેની તાકાત–યોગ્યતા છે ને તેવી આવડત સાથે શુદ્ધ નિઃસ્વાર્થ પ્રેમથી કામ લઈ જાણે છે તે જ ગૃહપતિ થવાને લાયક ગણાય.

[ આ. પ્ર. પુ. ૩૧, પૃ. ૭૯ ]

---

## ભાવનાનું સંક્ષિપ્ત સ્વરૂપ.

૧ ઇષ્ટ સંયોગ, સમૃદ્ધિ યુક્ત વિષયસુખ, સંપદા, આરોગ્ય, દેહ, યૌવન અને જીવિત એ સર્વે **અનિત્ય** છે. (**અનિત્ય ભાવના**)

૨. જન્મ, જરા અને મરણના ભયથી વ્યાપ્ત અને વ્યાધિ-વેદનાથી ગ્રસ્ત એવા લોકને વિષે શ્રી જિનેશ્વર ભગવાનના વચન સિવાય બીજું કોઈ **શરણ** થાય તેમ નથી. ( **અશરણ ભાવના** )

૩. માતા થઈને પુત્રી, બહેન અને પત્ની આ સંસારને વિષે થાય છે, તેમ જ પુત્ર થઈને પિતા, ભાઇ અને શત્રુ પણ થાય છે. ( **સંસાર ભાવના** )

૪. સંસારચક્રમાં ફરતાં એકલાને જન્મમરણ કરવાં પડે છે અને શુભાશુભ ગતિમાં જવું પડે છે; તેથી આત્માએ પોતે જ પોતાનું અક્ષય આત્મહિત સાધવું. ( **એકત્વ ભાવના** )

૫. હું સ્વજનથી, પરજનથી, વૈભવથી અને શરીરથી જુદો

છું એવી જેની નિશ્ચિત મતિ છે તેને શોક સંતાપ થવો સંભવતો નથી. ( **અન્યત્વ ભાવના** )

૬. અશુચિથી ઉત્પન્ન થયેલા, અશુચિથી વૃદ્ધિ પામેલા અને અન્યને પણ અપવિત્ર કરનાર એવા દેહને અશુચિભાવ દરેક સ્થાને ચિંતવવો. ( **અશુચિ ભાવના** )

૭. જે મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ, કષાય અને યોગને વિષે આસક્ત છે તેનામાં મલિન કર્મનો પ્રવાહ ચાલ્યો આવે છે, તે માટે તેનો નિરોધ કરવા યત્ન કરવો. (**આશ્રવ ભાવના**)

૮. પુન્ય પાપને નહિ ગ્રહણ કરવામાં, મન, વચન, કાયાની વૃત્તિને રોકવામાં અને આપ્ત પુરુષોએ ઉપદેશેલો, અત્યંત સમાધિ-વાળો અને હિતકારી **સંવર** ચિંતવવા અને સેવવા યોગ્ય છે. ( **સંવર ભાવના** )

૯. જેમ વૃદ્ધિ પામેલો દોષ લંઘનથકી યત્નવડે ક્ષીણ–નષ્ટ થાય છે તેમ એકઠાં થયેલા કર્મને સંવરયુક્ત પુરુષ તપવડે ક્ષીણ કરી નાંખે છે. ( **નિર્જરા ભાવના** )

૧૦. ઊર્ધ્વ, અધો અને તીર્ચ્છા લોકનું સ્વરૂપ, તેનો વિસ્તાર, સર્વત્ર જન્મ, મરણ તથા રૂપી દ્રવ્ય અને તેના ઉપયોગનું ચિંતવન કરવું. ( **લોકસ્વરૂપ ભાવના** )

૧૧. જેમણે અંતરંગ શત્રુઓને જીત્યા છે એવા જિનેશ્વરોએ જગતના હિતને માટે આ ચારિત્રધર્મ સારી રીતે પ્રરૂપેલો છે, તેમાં જે રક્ત થયેલા છે તે સંસારસમુદ્રને લીલામાત્રમાં પાર પામેલા સમજવા. ( **ધર્મ ભાવના** )

૧૨. મનુષ્યપણું, કર્મભૂમિ, આર્યદેશ, ઉત્તમ કુળ, આરોગ્ય

અને દીર્ઘાયુષ પ્રાપ્ત થયે છતે, તેમ જ શ્રદ્ધા, સદ્‌ગુરુયોગ અને શાસ્ત્રશ્રવણ આદિ સામગ્રી વિદ્યમાન હોય તો પણ સમકિતરત્ન અતિ દુર્લભ છે. ( **બોધિદુર્લભ ભાવના** )

૧૩. સેંકડો ભવે એવું દુર્લભ સમ્યકત્વ પામ્યા છતાં મોહથી, રાગથી, કુમતિથી, કુસંગથી અને ગૌરવના વશથી ચારિત્ર પ્રાપ્ત થવું અતિ દુર્લભ છે.

૧૪. ચારિત્રરત્ન પામ્યા છતાં ઇંદ્રિય, કષાય, ગૌરવ અને પરીષહરૂપ શત્રુથી વિહ્વળ થયેલા જીવને વૈરાગ્યમાર્ગમાં વિજય મેળવવો એ અત્યંત કઠીન છે.

૧૫. તેટલા માટે પરિષહ, ઇન્દ્રિય અને ગૌરવનો તથા શત્રુગણના નાયક એવા કષાય શત્રુઓનો ક્ષમા, મૃદુતા, ઋજુતા અને સંતોષવડે વીર પુરુષોએ જય કરવો.

૧૬. કષાયના ઉદયના નિમિત્તો અને ઉપશાંતિના નિમિત્તો સમ્યગ્ રીતે વિચારીને ત્રિકરણશુદ્ધિથી તેમનો અનુક્રમે ત્યાગ અને આદર કરવો.

## "દશવિધ યતિધર્મ"

૧૭. ક્ષમા, મૃદુતા, ઋજુતા, પવિત્રતા, સંયમ, સંતોષ, સત્ય, તપ, બ્રહ્મચર્ય અને નિષ્પરિગ્રહતા એ રીતે **દશવિધ યતિધર્મ વિધિપૂર્વક** સેવવા યોગ્ય છે.

૧૮. ધર્મનું મૂળ દયા છે. ક્ષમા રહિત માણુસ દયાને સારી રીતે આદરી શકતો નથી તે માટે જે **ક્ષમા** આપવામાં તત્પર હોય છે તે ઉત્તમ ધર્મ સાધી શકે છે.

૧૯.સર્વ ગુણો વિનયને આધીન છે અને વિનય મૃદુતાને આધીન છે. જેના હૃદયમાં સંપૂર્ણ મૃદુતા વસી છે તે સર્વગુણસંપન્ન જાણવો.

૨૦. ઋજુતા વિનાનો કોઇ શુદ્ધિને પામતો નથી, શુદ્ધ આત્મધર્મ આરાધી શકતો નથી, ધર્મ વિના મોક્ષ નથી અને મોક્ષ વિના અન્યત્ર પરમ સુખ નથી.

૨૧. જે ઉપકરણ, આહારપાણી અને દેહને આશ્રીને દ્રવ્યશૌચ કરવો ઘટે તે ભાવશૌચને બાધક ન પહોંચે તેમ યત્નપૂર્વક કરવા યોગ્ય છે.

૨૨. હિંસાદિક પાંચ આશ્રવથી વિરમવું, પાંચે ઇંદ્રિયનો નિગ્રહ કરવો, ચાર કષાયનો જય કરવો, અને મન-વચન-કાયાના ત્રણ દંડથી વિરમવું એમ ૧૭ પ્રકારે સંયમ છે.

૨૩. બાંધવ, ધન અને ઇંદ્રિયસુખના ત્યાગથી જેણે ભય અને વિગ્રહ તજ્યા છે, અહંકાર અને મમકાર તજ્યા છે એવા ત્યાગી સાધુ જ નિર્ગ્રંથ કહેવાય છે.

૨૪. પૂર્વાપર અવિરુદ્ધ વચનનો ઉચ્ચાર કરવો અને તન-મન-વચનથી એકતા અકુટિલતા વાપરવી એમ ચાર પ્રકારનું સત્ય શ્રી જિનેશ્વરના શાસનમાં કહ્યું છે.

૨૫. અનશન ( આહાર ત્યાગ ), ઊણોદરી ( આહારમાં ઓછાશ કરવી ), વૃત્તિસંક્ષેપ ( નિયમિત રહેવું-જરૂરીયાતો ઘટાડવી ), રસત્યાગ (વિગયત્યાગ), કાયક્લેશ, ( શીત-તાપાદિક સમભાવે સહેવાં ) અને સંલીનતા ( સ્થિરાસને રહેવું ) એ છ પ્રકારે બાહ્ય તપ કહ્યો છે.

૨૬. પ્રાયશ્ચિત્ત ( પાપની આલોચના ), વિનય, વૈયાવચ્ચ, ધ્યાન, કાયોત્સર્ગ અને સ્વાધ્યાય એ રીતે અભ્યંતર તપ છ પ્રકારનો છે.

૨૭. દિવ્ય તથા ઔદારિક કામભોગ સંબંધી સુખથકી ત્રિવિધે ત્રિવિધે નિવર્તવું, એવી રીતે બ્રહ્મચર્ય અઢાર પ્રકારનું છે.

૨૮. અધ્યાત્મજ્ઞાનીઓ નિશ્ચયથી મૂર્છાને જ પરિગ્રહ કહે છે, તેથી વૈરાગ્યના અર્થી જનોને માટે નિષ્પરિગ્રહતા–નિઃસ્પૃહતા એ જ પરમ ધર્મ છે.

૨૯. પૂર્વોક્ત દશવિધ ધર્મનું સદા સેવન કરનારને અત્યંત નિબિડ થયેલા એવા રાગ, દ્વેષ અને મોહનો અલ્પ કાળમાં ક્ષય થાય છે.

૩૦. અહંકાર અને મમકારના ત્યાગથી અતિ દુર્જય, ઉદ્ધત અને પ્રબળ એવા પરિષહ, ગૌરવ, કષાય તથા મન–વચન–કાયાના દંડ અને ઇંદ્રિયોના વિકારોને યોગી પુરુષો તત્કાળ હણે છે.

[ આ. પ્ર. પુ. ૩૧. પૃ. ૨૨ ]

---

## એકનિશ્ચિત લક્ષ અને સ્વાધ્યાય.

૧. નિશ્ચિત કાર્યક્રમવાળો માણસ જ ફત્તેહ પામે છે, તેથી એક જ વિષયને વળગી રહો.

૨. આ ટૂંકા માનવજીવનમાં જેને કાંઇ પણ મહત્ત્વનું કાર્ય કરી જવું હોય તેણે પોતાની સ્વશક્તિઓવડે એવું તો એકાગ્રતા-

પૂર્વક કામ કરવું જોઈએ કે આ જગતમાં મોજશોખ કરવાને જન્મેલા આળસુ માણસોને મન તો તે ગાંડા જેવો જ લાગે.

૩. મહાન્ ઉદ્દેશ ધારણ કરવાથી આપણું જીવન સાર્થક થાય છે.

૪. સીધા પોતાના લક્ષ્ય તરફ ધસી જતાં, વિઘ્નોમાંથી પોતાનો માર્ગ કાપી કાઢતા અને બીજાઓને હતાશ બનાવી દે એવાં વિઘ્નોને જીતી લેતા એકાદ તરુણ પુરુષને જોવાથી આપણને કેવો આનંદ પ્રાપ્ત થાય છે ?

૫. પ્રત્યેક માણસ બીજાઓ પાસેથી જે શિક્ષણ મેળવે છે તેનાં કરતાં ઘણું જ વધારે મહત્ત્વનું શિક્ષણ તો પોતે પોતાની જાત પાસેથી ( ને સ્વાવલંબનથી ) મેળવી શકે છે.

૬. મોટો માણસ પોતાનામાં રહેલાં ગુણોની જ શોધ અને સદુપયોગ કરે છે. નાનો માણસ બીજાઓની જ પાસે શોધ્યા કરે છે ( બન્ને વચ્ચેનો તફાવત આથી કેવો સરસ સમજી શકાય છે ? પરાશ્રયી નહીં પણ સ્વાશ્રયી થવાથી જ મોટા થવાય છે. )

૭. સદ્ભાગ્યે એવા પણ વિરલ જનો હોય છે કે જે પ્રમુખ થવા કરતાં પ્રમાણિક થવાનું વધારે પસંદ કરે છે. પ્રમાણિકતાની ખરી કિમ્મત જાણનાર સ્વાશ્રયી બની શકે છે.

૮. જે સૌથી વિશેષ સ્વાશ્રયી હોય છે તે જ સૌથી વિશેષ બળવાન છે.

૯. તારા પોતાનામાં જ–આત્મપ્રતીતિમાં જ તારા વિકાસનું ખરું સાધન રહેલું છે.

૧૦. આપણામાં કંઇ સદ્‌તત્ત્વ હશે તે કાર્યથી પ્રગટ થશે.

૧૧. જે માણસોએ પોતાની જાત ઉપર સૌથી વિશેષ આધાર રાખ્યો છે, તેમણે જ સૌથી વિશેષ ઉન્નતિ પ્રાપ્ત કરી છે.

૧૨. ઇચ્છા ( પ્રબળ ) હોય તો ( ઇચ્છિત ) પાત્ર અવશ્ય જડી આવે છે.

૧૩. ઉપરટપકે મેળવેલું અપકવ જ્ઞાન પાછળથી આપોઆપ જ ભૂલાઇ જાય છે.

૧૪. પરને શિખામણ દેવામાં શૂરા ( કુશળ ) તો કઇક હોય છે, પણ તે ખરા માણસની પંક્તિમાં ગણાતા નથી. જેઓ પોતાની જાતને જ શિખવવા ( કેળવવા ) કુશળતા ધરાવે છે તે વિરલ જનો જ માણસની ખરી પંક્તિમાં ગણાય છે. રહેણી–કરણીથી જ ખરી કિંમત અંકાય છે. નરી કથની કરણી વગર લૂખી લાગે છે.

૧૫. શિષ્યને પોતાની જાતને ઓળખતાં શિખવવું એ જ ગુરુનું મહાન્ કાર્ય છે. જ્ઞાન–પ્રકાશથી જડતા દૂર કરી, સ્વશક્તિથી આત્મપ્રતીતિ કરી, પુરુષાર્થવડે સ્વચારિત્રને અજવાળવું જોઇએ.

[ આ. પ્ર. પુ. ૧૯, પૃ. ૨૯૯ ]



# શ્રી કર્પૂરવિજયજી લેખસંગ્રહ ભાગ ચોથાના વિષયોની અકારાદિ અનુક્રમણિકા

## ધર્મોપદેશાત્મક લેખો

પૃષ્ઠ

## નૈતિક લેખો

## સામાજિક લેખો



## જૈનોપયોગી લેખો

## વિદ્યાર્થીને ઉપયોગી લેખો





# સન્મિત્ર મુનિ શ્રી કર્પૂરવિજયજી

## નું

# સંક્ષિપ્ત જીવન-કાવ્ય.

(જયંતિ પ્રસંગ માટે રચાયેલું)

હરિગીત છંદ.

સૌરાષ્ટ્ર સુંદર દેશ શ્રી શત્રુંજયાદિ તીર્થ જ્યાં,
ઇતિહાસમાં પ્રખ્યાત સ્થલ શ્રી નગર વલ્લભીપુર ત્યાં;
અમીચંદ લક્ષ્મીબાઇ દંપતી પુણ્યવંતાં ત્યાં વસે,
જિનપૂજના સામાયિકાદિ શ્રાદ્ધ જીવને ઉલ્લસે. (૧)

સંતાનમાં પુત્રી પ્રથમ પછી પુત્રકેરો જન્મ છે,
જેની જયંતિ આજ છે તે પુણ્યવંતા પુત્ર એ;
માતા પિતા અભિધાન રાખે 'કુંવરજી' એ કુંવરનું,
બાલ્યવય ચેષ્ટિત આકર્ષે બધાને કુંવરનું. (૨)

યોગ્ય વયને પામીને શાળાતણું શિક્ષણ લહે,
સંસ્કારનું ગૌરવ અહો! સંસ્કારી જીવન નિર્વહે;
'પુત્ર લક્ષણ પારણે' એ કથન સૂચન સત્ય છે,
કરણી કુંવરજીભાઇની દૃષ્ટાંતમાં પ્રત્યક્ષ છે. (૩)

વ્યાખ્યાન વૃદ્ધિચંદ્રજીનાં ભાવનગરે સાંભળી,
સંસાર જાણી અસાર વૈરાગ્યે સહજ વૃત્તિ વળી;
સંત તેને જાણીએ ભવ-અંતનો ઉપદેશ દે,
જીવન પરિવર્તન કરાવી ટાળતા ભવક્લેશને. (૪)

મૃત્યુ માતાનું થયું એ દુઃખદ ઘટના યદ્યપિ,
તત્ત્વજ્ઞ કુંવરજી કરે નિર્ણય હવે એ નિમિત્તથી;
જન્મવું મરવું અનાદિની ઉપાધિ ટાળવી,
એવા જીવનને જીવવાની જ્ઞાની-આજ્ઞા પાળવી. ( ૫ )

જો જીવ ઇચ્છે શિવને સંયમ વિના તે ના મળે,
એ વાત જો નિશ્ચિત છે તો ત્યાં પ્રમાદે શું વળે ?
બાવીશ વર્ષની વય વિષે ભરયૌવને સંયમ ગ્રહે,
શાંતમૂર્ત્તિ વૃદ્ધિચંદ્રજી શિષ્ય અષ્ટમ સંગ્રહે. ( ૬ )

જૈન-દર્શન-સંયમે છે ત્યાગ દુન્યવી નામનો,
તેથી 'કુંવરજી' માં થયો આરોપ 'કર્પૂર' નામનો;
બાલબ્રહ્મચારી મુનિ કર્પૂરવિજયજી ધન્ય છે !
શાંત, દાંત, તપસ્વી ધ્યાને-મગ્ન મુનિને ધન્ય છે ! ( ૭ )

દીક્ષાતણા જયનાદથી શ્રી જૈનદર્શન ગાજતું,
કેવલ સુધારક વર્ગના સ્વાચ્છંદને ના ફાવતું;
કલ્યાણકારી માર્ગમાં કાંટા બીછાવે બાપડા,
જૈનશાસન વિજયધ્વજ તો વિજયવંતો સર્વદા. ( ૮ )

કરમાં ધરીને કલમને સાહિત્ય જીવનભર લખ્યું,
અન્ય મુનિગણથી વિચારે ભિન્ન જયાં તે પણ લખ્યું;
વર્ષ છેંતાલીસ દીક્ષા પાળી સ્વર્ગે સંચરે,
અદૃશ્ય એ સ્થૂલદેહથી સાહિત્યથી પ્રત્યક્ષ છે. ( ૯ )

ભીખાભાઇ છગનલાલ શાહ
મુંબઇ

